# નિવેદન

રત્નેશ્વરકૃત ભાગવત જે પૂરું મળતું નથી, તેના પ્રથમ બે સ્કંધની હાથપ્રત મળી આવતાં, તેનું નવેસર સંશોધન કાર્ય, એ વિષયના જાણીતા નિષ્ણાત શ્રીયુત કેશવરામ કાશીરામ શાસ્ત્રીને સોંપવામાં આવ્યું હતું.

પ્રાચીન ભાષાસાહિત્યનો એમનો અભ્યાસ બહોળો અને માર્મિક છે, તેમ ભાગવતનું જ્ઞાન બારીક અને ઉંડુ છે, તે પ્રસ્તુત ગ્રંથ અંગે લખેલો ઉપોદ્ઘાત વાંચતાં સ્પષ્ટ થશે.

એજ કવિનો દશમસ્કંધ અગાઉ છપાયો હતો; તેની નવી આવૃત્તિ પ્રસિદ્ધ કરતા પૂર્વે, વચમાંના ખૂટતા સ્કંધો મેળવવાને તજવીજ ચાલુ છે.

એકલા સાહિત્ય રસિકોનેજ નહિ પણ સામાન્ય વાચકોને પણ આ બે સ્કંધનું વાચન રસપ્રદ થઈ પડશે.

અમદાવાદ
તા. ૧૦–૯–૩૫

હીરાલાલ ત્રિ. પારેખ
આસિ. સેક્રેટરી.



# ભાગવતાનુક્રમણી

પૃષ્ઠ

॥ श्रीकृष्णः ॥

# प्रस्तावना

निगमकल्पतरोर्गलितं फलं
शुकमुखादमृतद्रवसंयुतम् ।
पिबत भागवतं रसमालयं
मुहुरहो रसिका भुवि भावुकाः ॥
(भा. १-१-३)

" મનકામ-દાતા નિગમ-લક્ષણ, કલ્પવૃક્ષ વિશાલ,
તેહ તરનું ભાગવત ઇતિ નમ્ર ફલ સુરસાલ. ૫૨
× × × ×
અમૃત રસ છે એહમાં, શુક તણા મુખને સ્વાદ.
શુકે ખાધું સ્વાદ-ફલ છે, લોકમાં એ વાદ. ૫૭
તે માટય સુણજ્યો રસિકજન, સ્વાદના જાણનહાર !
હાથ અર્પ્યું અમૃતફલ તે, પિયો વારંવાર. ૫૮
× × × ×
તે ભાગવત-અમૃત તણું તાં સદા કરવું પાન.
મોક્ષ પામ્યા પછી પણ્ય, નવ્ય ત્યજે શ્રદ્ધાવાન. ૬૦
(રત્નેo ભાo ભાષાo ૧-અo)

## ૧. સાત્વત સંહિતા કિંવા ભાગવત

વેદરૂપ કલ્પતરુના નિચોડરૂપે રહેલ સાત્વત સંહિતા કિંવા ભાગવત પુરાણ તરફ આસ્તિક આર્યજનતા પરમ આદરથી દૃષ્ટિ કરે છે. ભિન્નભિન્ન સમ્પ્રદાયમાં વિભક્ત થયેલા અખણ્ડ સનાતન વેદધર્મમાં આપ્ત વાક્ય તરીકે સ્વીકારાયેલા પરમ-પ્રમાણ-ગ્રન્થોમાં બીજાં અનેક પુરાણો-ધર્મશાસ્ત્રોને ગૌણ રાખી આ ભાગવત-

પુરાણને [1]સ્થાન આપવામાં આવ્યું છે. પરમ ભક્તિમાર્ગાચાર્ય શ્રીવલ્લભાચાર્ય આ ભાગવતપુરાણને સર્વસન્દેહનિવારક ગણે છે. વેદ, ગીતા અને બ્રહ્મસૂત્રોમાં જ્યા જ્યાં સિદ્ધાન્તવિષયક વિરોધ જણાતો હોય ત્યાં ભાગવતના વચનોથી તેને દૂર કરવા પ્રયત્ન કરે છે. [2]કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, દ્વૈત, દ્વૈતાદ્વૈત અને શુદ્ધાદ્વૈત વેદાન્તસિદ્ધાન્તના આચાર્યો એક સરખા માનથી જે પુરાણ તરફ મમતા ધરાવે છે, તેવા આ પુરાણમાં અન્ય પુરાણો કરતાં કયી જાતની વિશિષ્ટતા રહેલી છે, તેવો સ્વાભાવિક પ્રશ્ન થાય.

## ૨. ભાગવતરચન-પ્રયોજન

ભાગવતના પ્રથમ સ્કન્ધમાં ૪થા-૫ મા અધ્યાયમાં એક પ્રસઙ્ગનો ઉલ્લેખ છેઃ ભાગવતકાર કૃષ્ણદ્વૈપાયન વ્યાસે દુર્મેધ જનોને સારલ્ય થવા વેદોના વિભાગ કરી તે પછી સ્ત્રી, શૂદ્ર અને દ્વિજ-બન્ધુઓના કલ્યાણ માટે **ભારત આખ્યાન=મહાભારતનું** પ્રણયન કર્યું; પરન્તુ તેમને આત્મસન્તોષ થયો નહીં. તેમને હૃદયમાં એવી જાતનો સંશય થયો કે—' પરમહંસોને પ્રિય અને ભગવાનને વ્હાલા એવા ભાગવતધર્મોનું નિરૂપણ કર્યું નથી; માટેજ આત્મ-સન્તોષ નથી થતો.' વ્યાસ મહર્ષિ આવી ચિન્તામાં પડ્યા હતા ત્યાં યદૃચ્છાથી નારદમહર્ષિ આવી ચઢ્યા. તેમણે વ્યાસજીને આત્મસન્તોષ

૧. જુવો તત્ત્વાર્થદીપનિબન્ધ (શા. પ્ર.) ૧-૭—

वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि ।
समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ॥

૨. આ સર્વ સમ્પ્રદાયાનુયાયી-પણ્ડિતોની ટીકાઓ ભાગવત ઉપર પ્રાપ્ત છે. જુવો 'વૃન્દાવનમાંથી' અષ્ટટીકોપેત ભાગવતઃ (૧) શ્રીધર, મધુસૂદન; (૨) વીરરાઘવ; (૩) વિજયધ્વજ, જીવગોસ્વામી; (૪) સિદ્ધાન્તપ્રદીપકાર અને (૫) શ્રીવલ્લભાચાર્યજી; આ પાંચ શાખાઓના વિદ્વાનોની ટીકાઓ છે.

થવા માટે ઉપાય બતાવ્યો કે–' હે મહર્ષિ ! જેટલું ધર્માદિ પુરુષાર્થનું તમે મહાભારતમાં વર્ણન કર્યું છે, તેટલું ભગવાન શ્રીવાસુદેવના મહિમાનું વર્ણન તમે નથી કર્યું. તે તમો કરો; એટલે જરૂર આત્મસન્તોષ થશે. સમાધિથી પરમાત્મસ્વરૂપનું જ્ઞાન મેળવી ભગવાન શ્રીકૃષ્ણની લીલાઓનું વિસ્તારથી વર્ણન કરો.

—આ ઉપદેશને ખ્યાલમા રાખી મહર્ષિ વ્યાસે આ [૩]**સાત્ત્વત સંહિતાનું** પ્રણયન કર્યું અને વિસ્તારથી ભાગવતધર્મ અને વાસુદેવના ચરિતનું વર્ણન કર્યું; પરિણામે આત્મસન્તોષ થયો. જેટલા અને જેવા પ્રમાણમા આ પુરાણમા ભાગવતધર્મોનું અને ભગવાન વાસુદેવની લીલાઓનું વિશદ વર્ણન પ્રાપ્ત થાય છે, તેટલું અન્ય પુરાણોમાં નથી થતું.

## ૩. સર્વસન્દેહનિવારક ભાગવત

હેતુવાદનો જેઓને સ્પર્શ નથી થયો, તેવાઓને આ ખુલાસો પર્યાપ્ત થઈ પડશે. જેઓને આ ખુલાસો સન્તોષ આપી શકે તેમ નથી, તેમને માટે આ પર્યાપ્ત થઈ રહેશેઃ—

૧. બધા જ વિચારકોનું ધ્યેય જગત–જીવ અને તેનાથી ઊપર જો પરમાત્મતત્ત્વ હોય તો તે પરમાત્મતત્ત્વ, આ ત્રણેનું યથાર્થ સ્વરૂપ શું હોવું જોઇયે, તેના જ્ઞાન તરફ રૂહેલું હોય છે.

૨. દરેક મનુષ્યને, જો તે સમઝદાર હશે અથવા સમઝદાર નહીં હોય તથાપિ, પોતાને સુખ કિયા પ્રકારે મળશે અને પોતે સર્વશ્રેષ્ઠ કેમ થશે, તે તરફ સ્વાભાવિક દિલ રૂહેલું હોય છે.

---

૩. अनर्थोपशमं साक्षाद्भक्तियोगमधोक्षजे ।
लोकस्याजानतो विद्वांश्चक्रे सात्त्वतसंहिताम् ॥
( भा. १–७–६ )

૩. નિરપવાદ સર્વ દેશોના તત્ત્વચિન્તકો મનુષ્યદેહને ઉત્તમ માને છે. આ જગતમાં મનુષ્યદેહધારીયો પોતાનું ઉત્તમપણું જાળવવા માગે તો કેવા પ્રકારના વર્તનથી જાળવી શકે; તે તરફ પ્રાયઃ સર્વ તત્ત્વચિન્તકોનું ધ્યાન ખેંચાયેલું છે.

૪. મનુષ્યદેહજ ઉત્તમ હોય તો પછી જગતમાંના અનેક પ્રકારનાં અન્ય જીવ-જન્તુ-પશુ-પક્ષી વગેરેનું શું? તેઓને જીવ છેજ; તેઓને દેહ છેજ; તેઓને સમજ હોય તેમ દેખાય છે; વાણી નથી જ; એટલે પોતા ઉપર આવી પડેલાં સુખ-દુઃખની કથની અન્ય પાસે વ્યક્ત કરી શકતાં નથી. આવાંઓ ઉપર શાસન કરવાનો, યથેચ્છ ઉપયોગ કરવાનો, તેઓને તકલીફ થાય છે કે નહીં, તેનો વિચાર કર્યા વિના સ્વાર્થ સાધવાનો મનુષ્યને કોઇ હક્ક ખરો કે? આ વિચાર સાચા વિચારકને થવાનોજ.

૫. બધાંજને એક સરખો જીવ છે, તો પછી એક જીવ મનુષ્યદેહમાં આવી રહે અને બીજો કોઇ અન્ય-જીવ-જન્તુ-પશુ-પક્ષી વગેરેમાં આવી રહે. તેતે યોનિમાં પણ દરેકને જુદી જુદી ગતિ-આપત્તિ-સ્થિતિ. આ બધું કેવી રીતે હોઇ શકે? આવા અનેકાનેક પ્રશ્નો ખરા વિચારકને ઊઠે છે.

દુનિયાભરના તત્ત્વચિન્તકોયે આવા તો અનેકાનેક વિચારો ઊપર પોતાનાં જીવનો ન્યોછાવર કરી નાખ્યાં છે. દુનિયાભરનો ઇતિહાસ જોતાં દરેક દરેક દેશમાં કોઇ અને કોઇ જમાનામાં અનેક વિચારકો થઈ ગયેલા છે, તેવું આપણા વાંચવા-સાંભળવામાં આવે છે. જે વખતે અન્ય દેશો તદ્દન અજ્ઞાની વાતાવરણમાં — તદ્દન જંગલી દશામાં હતા ત્યારે આર્યાવર્ત જેવા પ્રાચીન તત્ત્વચિન્તકોના નિધિરૂપ દેશમાં ઋષિ-મહર્ષિયો નિર્જન વનના એકાન્ત પ્રદેશોમાં તત્ત્વચિન્તનમાં સદા મશગુલ રહેતા. ક્યારે? આપણી પાસે કડીબન્ધ ઇતિહાસ ન હોવાને કારણે, તેનો સાચો સમય આપણે મેળવવા

ભાગ્યશાળી નથી થતા. અર્ધ-ઐતિહાસિક ગ્રન્થો પુરાણ સ્વરૂપમાં આપણી પાસે મોજૂદ છે. તેમાંના સમ્ભવિત બનાવો ઐતિહાસિક નજરે ગાળી નાખવામાં આવે તો તેથી થોડે ઘણે અંશે આપણે કાંઇક ખ્યાલ મેળવવાને અવશ્ય ભાગ્યશાળી થઇયે. સંસ્કૃત અને તે પૂર્વેની આર્ષ સંસ્કૃત ભાષાના અનેક ગ્રન્થો મેળવવાને આપણે ભાગ્યશાળી થયા છિયે. આપણી પાસે પ્રાચીનમાં પ્રાચીન — જેનાથી આ દેશ કે અન્ય દેશોમાં કોઇ પ્રાચીન ગ્રન્થ નથી, તેવો ઋગ્વેદ મન્ત્રસંહિતારૂપે પ્રાપ્ત થાય છે. ભાવના અને સામાન્ય જનતામાં લભ્ય એવી શ્રદ્ધાની વાતને એક બાજૂ રાખી સત્યાન્વેષણ કહો કે અન્ય કોઇ બીજૂં નામ આપો, તેનાથી તેવા બહુમૂલા પ્રાચીન ગ્રન્થોનૂં અવલોકન કરવામાં આવે તો, તે સહુમાંથી એકજ વાત નીતરી આવવાની કે — પ્રાચીન તત્ત્વચિન્તકો જગત-જીવ અને તેનો ઉત્પાદક કોઇ અન્ય પરમ આત્મા હોય તો તે, આ ત્રણનાજ સ્વરૂપના સમ્બન્ધમાં જ્ઞાન મેળવવાને ઉદ્યત થયેલા જણાશે. અગ્નિ, સૂર્ય, વરુણ, ઇન્દ્ર, મરુત, અશ્વિનીકુમાર એ વગેરે વૈદિક દેવતાઓને પોતાની સ્તુતિનો વિષય બનાવી સ્તોતા એકજ પરબ્રહ્મનો એ જુદી જુદી વિભૂતિયો તરફથી અન્યાન્ય રીતે દુન્યવી ઉપયોગિતાઓ જે પ્રાપ્ત થતી લાગતી હતી, તેના ઉપકારનો બદલો વાણીથી વ્યક્ત કરવાને સહર્ષ સૂક્ત-ગુઞ્જન કરતો હતો. ઋગ્વેદકાલની-**विश्वं तद्भद्रं यदवन्ति देवाः**—દેવતાઓ વિશ્વનૂં રક્ષણ કરી રહ્યા છે, તે માન્યતા તે કાલની જગત-જીવ-પર કોઇ વિભૂતિયો હતી, ત્યાં સૂધીના વિચારને વ્યક્ત કરે છે. જેમ સમય પસાર થતો ગયો, તેમ તેમ મહર્ષિયોયે તે દિશામાં નવો નવો પ્રકાશ નાખવામા પાછી પાની કરી નથી. ઉપનિષદકાળમાં યાવત્પદાર્થોમા રહેલા એક તત્ત્વના જ્ઞાન સૂધી પ્હોંચી જવાયૂં છે. જગદાદિનૂં નિમિત્તકારણ કોઇ છે કે નહીં તે દિશામાં જેમ, ઉપનિષદો — પ્રાચીન ઉપનિષદો — પૂરતો પ્રકાશ નાખે છે, તેજ પ્રમાણે ઉપાદાનકારણ શૂં છે, તે વિષયમાં

પણ અસાધારણ પ્રકાશ નાખે છે. एकाकी न रमते । स द्वितीयमैच्छत् । स हैतावानास ( બૃ ૧-૪-૩ ) આમ બૃહદારણ્યક ઉપનિષદમાં યાવદ્વસ્તુજ્ઞાનમાં તે એક તત્ત્વ સમન્વિત છે, તે વાત નિર્વિવાદ પ્રાપ્ત થાય છે. પરિણામવાદનો એક મુખ્ય સિદ્ધાન્ત છે કે પરમાણુઓ સંવૃદ્ધિત થવાથી ( evolute થતાં થતાં ) પદાર્થો અસ્તિત્વમાં આવે છે. આમાં આ પરમાણુઓ પદાર્થોનું 'સમવાયિકારણ-ઉપાદાનકારણ છે. તેના તે પરમાણુઓ વિઘટિત થવાથી ( dissolve થતાં થતાં ) ફરી પાછાં મૂળ પરમાણુત્વમાં આવી રહે છે. જગદાદિનો આવિર્ભાવ અને તિરોભાવ તે આજ. सर्वं खल्विदं ब्रह्म-तज्जलान् ( છાન્દોગ્ય-૩-૧૪-૧ ) છાન્દોગ્યોપનિષદમાંનો આ સિદ્ધાન્ત પશ્ચિમના પરિણામવાદના મૂળ સ્વરૂપને કેવી આબાદ રીતે સાચવી લિયે છે, તે આટલું જાણ્યા પછી સમજવું મુશ્કેલીભરેલું નહીં રહે. ( નૈયાયિકોનો [૪]પરમાણુવાદ તે આના જેવોજ છે. )

ઉપનિષદકાળમાંજ પઞ્ચ મહાભૂતો પૂરેપૂરાં સમજી ચૂકાયેલા પ્રાપ્ત થાય છે. તૈત્તિરીય ઉપનિષદનાં "तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः। आकाशाद्वायुः। वायोरापः। अद्भ्यः पृथिवी। पृथिव्या ओषधयः। ओषधिभ्योऽन्नम्। अन्नात्पुरुषः ( તૈ. ૨-૧ )—તે પરમાત્મામાથી આકાશ; આકાશમાંથી વાયુ; વાયુમાંથી પાણી; પાણીમાથી પૃથ્વી; પૃથ્વીમાંથી વનસ્પતિ; વનસ્પતિમાંથી અન્ન અને અન્નમાથી પુરુષ થયાં." આ ક્રમે સૃષ્ટિની ઉત્પત્તિ આપી છે. સેશ્વરવાદીયો કે નિરીશ્વરવાદીયો ગમે તે હો તેને પોતાના ક્રમમાં આકાશને સ્વીકારવું પડે છે; પછી ભલે નિરીશ્વરવાદીયો આકાશને શૂન્ય એવી સઞ્જ્ઞા આપે. બધા પરમાણુઓનું

૪. શ્રીવલ્લભાચાર્યજીના અનેક ગ્રન્થો ઉપર ટીકા લખનારા સૂરતના તદ્દંશ્ય ગો. શ્રી પુરુષોત્તમજીયે અવતારવાદાવલીમાંના સૃષ્ટિભેદવાદમાં નૈયાયિકોના પરમાણુવાદનું સ્વરૂપ આપ્યું છે. તે તરફ વિદ્વાનોનું ધ્યાન ખેંચું છું. —વાદાવલી-પૃ. ૮૨-૯૧.

નિવાસસ્થાન એ આકાશ. આધુનિક ⁵પરિણામવાદના સિદ્ધાન્તે તે શૂન્યમાંજ પરમાણુઓના સંઘટ્ટનથી અસ્થિર-સંયોગ અને સ્થિર-સંયોગ ( mechenical mixtures & chemical compounds ) થાય છે. ઉપનિષત્કાલીન માન્યતા આટલી ઝીણવટમાં ન ઊતરતા સામુદાયિક સ્વરૂપે સૃષ્ટિનો ક્રમ બતાવે છે.

મહાભારતકાળમાં આવતાં ભગવદ્ગીતામાં ટૂંકમાં આ સિદ્ધાન્તને સમેટી લેવાયેલો જોઈયે છિયે. ⁶ક્ષર ( જડ-ચેતન પદાર્થો ), અક્ષર (-કૂટસ્થ કહો, અન્તર્યામી કહો – જે સાક્ષીરૂપે જીવાત્માની પાસે બેઠેલો ઉપનિષદ્કાલથી મનાતો આવ્યો છે, તે ) અને તે બેઉના કરતાં ઉત્તમ એવો પરમાત્મા; આ ત્રણ સ્વરૂપો ગીતાના તત્ત્વ-ચિન્તનનો ખ્યાલ આપે છે.

સૂત્રકાળમાં બાદરાયણ વ્યાસ પરિણામવાદની હિમાયત કરી ઈશ્વરનું નિમિત્તત્વ-ઉપાદાનત્વ સિદ્ધ કરે છે. आत्मकृतेः परिमाणात् ( ब्र. सू. १-४-२६ )એ વગેરે સૂત્રો જગદાદિની ઈશ્વર-કર્તૃકતા અર્પે છે.

પુરાણકાલમા આ બધાનો સુન્દર સમન્વય મળે છે. જે જે પુરાણોમાં મુખ્યત્વે તત્ત્વચિન્તન છે, તેમાં તદ્વિષયક ઝીણામાં ઝીણી વાતને પણ જતી કરવામાં નથી આવી. તેનું ઉદાહરણ ભાગવત પૂરું પાડે છે. યદ્યપિ મહાભારતમાં રાજધર્મ-મોક્ષધર્મ ( શાન્તિપર્વ ) માં તેમજ બીજે ઘણે સ્થળે મનુષ્યકર્તવ્ય, ચાર પુરુષાર્થો વગેરેનાં વર્ણન આવે છે, તેમ છતાં પરમશ્રેયના વિષયમાં જે સ્વરૂપ ભાગવતમા મળે છે, તેટલા પૂર્ણ સ્વરૂપે તેમાં નથી મળતું. હરિવંશમાં

---

૫. જુવો બુદ્ધિપ્રકાશ ઈ. સ. ૧૯૦૭નો ૧-૨-૩ અંક.

૬. क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ।
उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
( भ. गी. १५-१६ )

અને વિષ્ણુપુરાણમા કૃષ્ણના ચરિતનું વર્ણન છે, પરન્તુ જે વિશદતાથી અને સમર્થ રીતે ભાગવતમા છે, તેવું તેમા નહીંજ. રા. દુર્ગાશંકર શાસ્ત્રીના શબ્દોમાં કહું તો—

"વિષ્ણુપુરાણની ભક્તિ કરતા ભાગવતની ભક્તિ વધારે ઊંડી, વધારે સૂક્ષ્મ, વધારે કવિત્વમય તથા વધારે તીવ્ર છે."

(પુરાણ વિવેચન. પૃ. ૧૮૭)

"પુરાણોમા શ્રીમદ્‌ભાગવત ઘણી રીતે ભાત પાડે છે. ઘણાં પુરાણો સંગ્રહાત્મક છે, જુદે જુદે સ્થળેથી, મહાભારતમાંથી, રામાયણમાથી, બીજાં પુરાણોમાથી, કંઠસ્થ પૌરાણિક સાહિત્યમાથી, વૈષ્ણવ, શૈવ શાક્ત વગેરે સામ્રદાયિક સાહિત્યમાથી એમ વસ્તુનો અને ઘણીવાર શબ્દોનો પણ સંગ્રહ કર્યો છે. પણ શ્રી ભાગવત એક કર્તાની સ્વતન્ત્ર રચના છે." (એજન પૃ. ૨૦૪)

ભાગવતકાર યથાર્થજ કહે છે કે—

धर्मः प्रोज्झितकैतवोऽत्र परमो, निर्मत्सराणां सतां
वेद्यं वास्तवमत्र वस्तु शिवदं तापत्रयोन्मूलनम्।
श्रीमद्भागवते महामुनिकृते किं वा परैरीश्वरः
सद्यो हृद्यवरुध्यतेऽत्र कृतिभिः शुश्रूषुभिस्तत्क्षणात्॥
(भा–१–१–२)

"અત્ર શ્રીમદ્ ભાગવતમા, પરમ ધર્મ–પ્રકાશ;
મોક્ષ સુદ્ધી ત્યજાવી જે, વિષયફલની આશ. ૪૩
અધિકાર ઉત્તમ જેહના નિર્મલ મહા રાજન
પારકી મોટિમને સ્હેતા, મત્સરી જેહ્‌ના ના મન્ન, ૪૪
સહુ જ્યન્ત–પાલક સન્તને એહ જાણવાને યોગ્ય,
પરમાર્થ વસ્તુ જેહ મધ્યે જડે જનને ભોગ્ય. ૪૫
[તો વસ્તુ જાણ્યે શું થશે? તેહ્‌વો કહે છે અર્થ:]
પરમ સુખ પામે સત્વ, ત્રય તાપ થાયે વ્યર્થ. ૪૬

[ હવે ગ્રન્થના કર્તા તણું, સામર્થ્ય કહે છે સારઃ]
મહામુનિ નારાયણ જે શ્રીભાગવત-કરનાર. ૪૭

× × × × ×

તે માટય બીજાં શાસ્ત્રથી શું થાશે સાધન અઘ.
એ શ્રવણ-ઇચ્છા ઈશને સ્થિર કરે મનમાં સદ્ય. ૪૯
[ તો સર્વ કા સુણતાં નથી ? ત્યહાં કહું કારણ ધન્ય-]
પુણ્ય પાખે શ્રવણ-ઇચ્છા ઊપજે નહિ મન્ય. ૫૦"

( રત્ને. ભા. ભા. ૧-મ.)

## ૪ ભાગવત શાસ્ત્રની ઉત્કૃષ્ટતા

વેદરૂપી કલ્પતરુના નિચોડરૂપે રહેલું (ભા. ૧-૧-૩) આ ભાગવત અન્ય પુરાણો કરતાં તત્ત્વચિન્તનના વિષયમાં ઘણુંજ આગળ પડતું છે. કપિલના સેશ્વર **સાઙ્ખ્યનું** તૃતીય સ્કન્ધના અન્ત ભાગમાં (અ. ૨૫-૨૬મા) વિસ્તૃત સ્વરૂપ ભાગવતમાંજ મળે છે. તે ઉપરાત યોગનું સ્વરૂપ ત્યાજ (અ. ૨૭-૨૮મા) પ્રાપ્ત થાય છે. ઉપનિષદો અને ગીતામા સૂચવાયેલા **અદ્વૈતવાદનું** સ્વરૂપ બારીકમાં બારીક રીતે ભાગવતમાંજ મળે છે. ગીતાજીના તો ભાષ્ય તરીકેજ આ ન હોય, તેમ લાગે છે. ભાગવતની ખાસ ઉત્કૃષ્ટતા દશમ સ્કન્ધ અને એકાદશ સ્કન્ધ અર્પે છે. આ સ્કન્ધોમા દશમ સ્કન્ધ અનન્ય ભક્તિનો આદર્શ દષ્ટાન્તદ્વારા અભિવ્યક્ત કરે છે, જ્યારે એકાદશ સ્કન્ધ ભક્તિસ્વરૂપ અને ભક્તિમાર્ગાનુકૂલ અનેક પ્રકારનાં સાધનો રજૂ કરે છે. છૂટોછવાયો ભક્તિયોગ તે ઉપરાત બીજા સ્કન્ધોમાં પણ મળે છે; ગીતામા **"सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।** (૧૮-૬૬)-બધા ધર્મોનો ત્યાગ કરી મારે એકનેજ શરણે આવ." એ વાક્યમાં જે શરણમાર્ગનું સૂચન છે, તેનોજ વિસ્તાર દશમ સ્કન્ધ પૂરો પાડે છે. અન્ય પુરાણો કરતા ભાગવતનું ખાસ

વિશિષ્ટત્વ તો એ છે કે બીજાં પુરાણોમાં [૭]સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વન્તર અને વંશાનુચરિત આમ પાંચ લક્ષણ પ્રાપ્ત થાય છે; ત્યારે ભાગવતમાં [૮]સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઊતિ, મન્વન્તર, ઈશાનુકથા, નિરોધ, મુક્તિ અને આશ્રય એવાં દશ લક્ષણો પ્રાપ્ત થાય છે. તૃતીય સ્કન્ધથી માંડી દ્વાદશસ્કન્ધ સુધીમાં ક્રમે આ લક્ષણોને અનુકૂળ વર્ણનો પ્રાપ્ત થાય છે.

આમ ભાગવત અતિ વિશદ સ્વરૂપમાં ૧. તત્ત્વજ્ઞાન, ૨. પરમ પુરુષાર્થ, ૩. મનુષ્ય કર્તવ્ય. ૪. મનુષ્યોની દુનિયાનાં અન્ય યાવજ્જીવજાત તરફ ફરજ અને ૫ અનેક પ્રકારના કર્મોના પરિણામે પ્રાપ્ત થતા અનેક પ્રકારના દેહો, એ દરેકને ઇષ્ટ એવા પાંચે પ્રશ્નોના ઉકેલને આપે છે. ઐશ્વરવાદી હો કે નિરીશ્વરવાદી હો, એ ઉભયને આ પુરાણ જો નિષ્પક્ષપાત દૃષ્ટિથી વિલોકવામાં આવે તો ઉપકારકજ નીવડે તેમ છે. આ મહત્તાને લીધે અત્યારે બધાં પુરાણો કરતા શ્રેષ્ઠ પુરાણ તરીકે ભાગવતપુરાણની ગણના છે. "**विद्यावतां भागवते परीक्षा**—વિદ્વાનોની સાચી પરીક્ષા ભાગવતથી થાય છે." એ ઉક્તિનું યાથાર્થ્ય કેટલું છે, તે જ્યારે ભાગવતના સાઙ્‌ખ્ય, ભક્તિ, વેદાન્ત એ વગેરે વિષયવાળા ભાગો આંખ સામે રજૂ થાય છે, ત્યારે સમઝાય છે. આ કઠિનતાને દૂર કરવાને માટે અનેક સમર્થ વિદ્વાનોયે ભાગવતની ટીકાઓ સંસ્કૃત ભાષામાં લખી છે. ભાગવતને સ્વતન્ત્ર શાસ્ત્ર તરીકે ગણનારાઓમાં પણ્ડિત બોપદેવ (વિક્રમ-૧૪મી સદી) અને પરમ ભક્તિમાર્ગાચાર્ય શ્રીવલ્લભાચાર્ય

---

[૭] सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च ।
वंशानुचरितं चैव —— (વિષ્ણુપુરાણ ૬-૮-૨)

[૮] अत्र सर्गो विसर्गश्च स्थानं पोषणमूतयः ।
मन्वन्तरेशानुकथा निरोधो मुक्तिराश्रयः । (ભા. ૨-૧૦-૧)

(વિક્રમ-૧૬મી સદી) છે. આ બેય મહાનુભાવોયે ભાગવત ઊપર ટીકાઓ લખવા ઉપરાત તેમા રહેલા શાસ્ત્રાર્થની ચર્ચા સ્વતન્ત્ર નિબન્ધો લખીને પણ કરી છે બોપદેવની હરિલીલા ઊપરની ટીકા મા પરમ ભાગવત કેવલાદ્વૈતવાદી સ્વામી મધુસૂદન સરસ્વતી (વિક્રમની ૧૬મી સદી)-એ તેજ પણ્ડિતની ભાગવત ઊપરની [9]**પરમહંસ પ્રિયા** નામક સસ્કૃત ટીકાનો ઉલ્લેખ કર્યો છે, પરન્તુ અત્યારે તે ટીકા ઉપલબ્ધ નથી. એજ રીતે શ્રીવલ્લભાચાર્યજીની બે ટીકાઓ સાભળવામા આવી છે. આમાથી પ્રથમ **સૂક્ષ્મટીકા** માત્ર પ્રથમ સ્કન્ધના પ્રથમાધ્યાયના ત્રણ શ્લોકનીજ પ્રાપ્ત થાય છે દશમ સ્કન્ધના થોડા ભાગ ઊપર **સૂક્ષ્મ** ટીકા છે, તેવૂં જૂનાગઢની શ્રીગોકુલેશજીની હવેલીની હસ્તલિખિત ગ્રન્થસૂચીમા વાચવામા આવેલૂ, પરન્તુ તપાસ કરતા તે મળી નથી. બીજી ટીકા **સુબોધિની** પ્રથમ-દ્વિતીય-તૃતીય અને દશમ સ્કન્ધો ઊપર પૂર્ણ અને એકાદશ સ્કન્ધના ૪ અધ્યાય અને પાચમા અધ્યાયના ત્રણ શ્લોક ઊપરની માત્ર પ્રાપ્ત છે. શ્રીવલ્લભાચાર્યજીના પુત્ર શ્રી વિઠ્ઠલનાથજીએ ચતુર્થ સ્કન્ધ ઊપર ટીકા લખી છે, તેવૂ સાભળવામા છે, હજી પ્રસિદ્ધ થઇ નથી.

ભાગવતનો સાત અઙ્ગોના સમન્વયે અર્થ થવો જોઇયે, તેનો પ્રથમ ઉલ્લેખ બોપદેવે હરિલીલા ( ૧૨-૧૧ ) મા કર્યો છે—

"शास्त्रे स्कन्धे प्रकरणेऽध्याये वाक्ये पदेऽक्षरे ।
गुरूपदिष्टो योऽर्थस्त विमृशन् विष्णुतत्परः ॥

—શાસ્ત્ર, સ્કન્ધ, પ્રકરણ, અધ્યાય, વાક્ય, પદ અને અક્ષર આ સાતેયમા સમન્વિત એવો ગુરુયે ઉપદેશેલો અર્થ જે વિચારે તેને વિષ્ણુમા તત્પરતા થાય"

બોપદેવે અતિ ટૂંકમા હરિલીલામા [10]ભાગવતનૂ તાત્પર્ય

૯ હરિલીલાવિવેકટીકા-ઉપોદ્ઘાત પૃ ૧૨૮
૧૦. જુવો રા અમ્બાલાલ બનીના શબ્દો (પૃ ૧૨૨)
—હરિ લો કતા ઉપો

તારવી તેનો સન્નબ્દસાર–સઙ્ક્ષેપ કાઢ્યો છે. શ્રીવલ્લભાચાર્યે સુબો-ધિનીજીમાં વાકય, પદ અને અક્ષરનો અર્થ આપ્યો છે; જ્યારે તેમના તત્ત્વદીપ નિબન્ધના ભાગવતાર્થ પ્રકરણ નામના અતિ વિસ્તૃત કારિકાત્મક ગ્રન્થમાં શાસ્ત્ર, સ્કન્ધ, પ્રકરણ અને અધ્યાયનો અર્થ આપ્યો છે.

## ૫. ભાગવત ઊપરનૂં ગૂજરાતી સાહિત્ય

આ બધૂંય લખવાનો એ આશય છે કે—આ ભાગવતપુરાણ સામાન્ય પુરાણો જેવૂં નથી; ભક્તિશાસ્ત્ર છે. એટલેજ આજે પણ શ્રૌત–સ્માર્તધર્માવલમ્બી સનાતની હિન્દુ પ્રજામાં ઘેરઘેર અવિચ્છિન્ન રીતે તે વંચાય છે. માત્ર તેટલૂંજ નહીં પરન્તુ તેવૂં હરકોઇ ઘર પોતાને ત્યાં શ્રીમદ્ ભાગવતનૂં સપ્તાહ–પારાયણ થાય, તેમાં પોતાનૂં પરમ ભાગ્ય સમજે છે. જૂના સમયથીજ આ પુરાણ તરફ આસ્તિક પ્રજાને માન છે. ગૂજરાતમાં પૌરાણિકોની રોજીનૂં આ એક સાધન થઈ પડ્યૂં છે. આ ભાગવતશાસ્ત્રને ગૂજરાતીમાં ઊતારવાના પણ ઘણા પ્રયત્નો થયા છે. જૂના કવિયોએ પદબન્ધ સ્વરૂપમાં પણ ઊતારેલ છે. મહાકવિ પ્રેમાનન્દે દશમસ્કન્ધમાંથી વસ્તુ લઇ રચેલો ભાગવત દસમ સ્કન્ધ સુપ્રસિદ્ધ છે. તે પૂર્વેનાં કોઇ પદબન્ધ ભાગવત ગૂજરાતીમાં હોય તેવો યદ્યપિ ઉલ્લેખ નથી મળતો તથાપિ તેમાંહેનાં અનેક આખ્યાનો તો ગૂજરાતીમાં ઊતારેલાં પ્રાપ્ત થાય છેજ. ભક્ત-કવિ નરસિંહ મ્હેતાયે ભાગવત તેમજ બ્રહ્મવૈવર્ત પુરાણમાંથી વસ્તુ લેઇ સુદામાચરિત, ગોવિન્દગમન, રાસસહસ્રપદી, શૃઙ્ગારમાળા, દાણલીલા, શ્રીકૃષ્ણજન્મ–સમેનાં પદ વગેરે કાવ્યો રચ્યાં છે. જ્યારે પ્રભાસપાટણમાં થયેલા ભીમ કવિયે તો બોપદેવની હરિલીલાને અનુસરી હરિલીલા ષોડશ–કલા ( સં. ૧૫૪૧ ) નામક કાવ્યમાં આખા ભાગવતની કથાનો સાર ૧૬ કલાઓમાં ટૂંકમાં આપી દીધો છે. ભાગવતી કથાનો ગૂજરાતી જનતાને સુરસિક ભાષામાં

સળંગ રીતે આપવાનું માન આ કવિ લઇ જાય, તો તેમાં કાઇપણ આશ્ચર્ય નથી, કેમકે તે પૂર્વેનો ભાગવતી કથાને સાચવતો સળંગ એક પણ ગ્રન્થ ગૂજરાતી ભાષામાં લભ્ય નથી તેનાજ સમયમાં થયેલા પ્રભાસપાટણના કાયસ્થ કેશવરામે દશમસ્કન્ધ (સા. ૧૫૨૯) અને જનાર્દન નામના કવિયે ઉષાહરણ (સં. ૧૫૪૮) લખ્યું છે. તેજ રીતે ગૂજરાતીમાં કાદમ્બરીને ઊતારનાર કવિ ભાલણે દશમ સ્કન્ધ (સં. ૧૫૪૫) અને દુર્વાસાખ્યાન રચ્યા છે. તે ઉપરાત—

૧. વિષ્ણુદાસ (ઉદ્ધવસુત)—ઓખાહરણ (સ. ૧૫૮૦),
૨. નાકર—ઓખાહરણ (સ. ૧૬૦૦),
૩. ? —દશમ સ્કન્ધ ગદ્યમાં (સ. ૧૬૦૫),
૪. બ્રહ્મદેવ—ભ્રમરગીતા (સ. ૧૬૦૯)
૫. સુરદાસ—૧. પ્રહ્લાદાખ્યાન (સા. ૧૬૧૧), ૨. ધ્રુવાખ્યાન (સા ૧૬૬૫),
૬. વસ્તો—શુકદેવાખ્યાન (સા ૧૬૨૪)
૭. મેગલ—ધ્રુવાખ્યાન (સા. ૧૬૩૭),
૮. હરિદાસ (વાણન્દ)—ધ્રુવાખ્યાન (સા. ૧૬૩૭),
૯. લક્ષ્મીદાસ—૧ ગજેન્દ્રમોક્ષ (સા ૧૬૩૯), ૨. દશમસ્કન્ધ,
૧૦. કાશીસુત શેધજી—રુકિમણીહરણ (સા. ૧૬૪૭),
૧૧. રામદાસસુત સુન્દર—અમ્બરીષાખ્યાન (સા. ૧૬૪૯)
૧૨. કૃષ્ણ—રુકિમણીહરણ (સા. ૧૬૫૨),
૧૩. દેવીદાસ—રુકિમણી હરણ (સા. ૧૬૬૦),
૧૪. રામભક્ત નારાયણ ભટ્ટ—૧. અમ્બરીષાખ્યાન— (સા. ૧૬૬૦), ૨. તૃતીય સ્કન્ધ અને ૩. એકાદશ સ્કન્ધ,
૧૫. શિવદાસ—બાળલીલા (સા ૧૬૬૭),
૧૬. કૃષ્ણદાસ—સુદામો (સા. ૧૬૭૩);
૧૭. અવિચલદાસ—ષષ્ઠ સ્કન્ધ (સા. ૧૬૮૮),
૧૮. પૂંજાસુત પરમાણન્દ—હરિરસ (સા. ૧૬૮૯)

૧૯. ગઙ્ગાદાસ—સુદામાખ્યાન ( લિ. સા. ૧૭૧૩-૧૬ );
૨૦. વૈકુણ્ઠ—૧. ધ્રુવાખ્યાન ( સાં. ૧૬૯૪ ), અને ૨. રાસલીલા;
૨૧. માધવદાસ—દશમ સ્કન્ધ ( સાં. ૧૭૦૫ );
૨૨. ભાણદાસ—પ્રહ્લાદાખ્યાન ( સાં. ૧૭૧૬ કે ૧૭૬૬ );
૨૩. કાહાન—ઓખાહરણ ( સા. ૧૭૩૦ );
૨૪. પ્રેમાનન્દ—૧. દશમ સ્કન્ધ અપૂર્ણ; ૨. ઓખાહરણ ( સાં. ૧૭૩૨ ); ૩. પ્રહ્લાદાખ્યાન; ૪. વામનકથા (સા. ૧૭૩૦) ૫. સુદામાચરિત ( સાં. ૧૭૩૭ ); ૬. દાણલીલા વગેરે.
૨૫. રત્નેશ્વર—ભાગવત ( સા. ૧૭૪૦ થી શરૂ );
૨૬. નરસિંહ—ઓખાહરણ ( સા. ૧૭૫૧ );
૨૭. જગન્નાથ—સુદામાચરિત્ર ( સાં. ૧૭૬૧ );
૨૮. તુલજારામ—દશમ સ્કન્ધ. ( સાં. ૧૭૬૫ );
૨૯. વલ્લભ—[૧૧]ભાગવત ( સા. ૧૭૬૩ થી શરૂ );
૩૦. સારથિભારથી—ભ્રમરગીતા ( સા. ૧૭૭૫ );
૩૧. સુન્દર—દશમ સ્કન્ધ (પ્રેમાનન્દનો અધૂરો પૂરો. સાં. ૧૭૯૬);
૩૨. કાલીદાસ—૧. પ્રહ્લાદાખ્યાન ( સા. ૧૮૧૭ ) અને ૨. ધ્રુવાખ્યાન;
૩૩. રામકૃષ્ણ—ગજેન્દ્રમોક્ષ. (સા. ૧૮૪૩);
૩૪. રઘુનાથ—૧. દશમ સ્કન્ધ (સા. ૧૮૫૩), ૨. પ્રહ્લાદાખ્યાન. (સા. ૧૮૬૨), ૩. ધ્રુવાખ્યાન અને ૪. રુક્મિણીવિવાહ;
૩૫. માનપુરી—ઓખાહરણ;
૩૬. અજ્ઞાત કવિ—ઓખાહરણ;
૩૭. સન્ત—ભાગવત;

---

૧૧. વલ્લભના ભાગવતનો દશમસ્કન્ધ માત્ર પ્રસિદ્ધ થયો નથી. તેની રચના સાં. ૧૭૯૬ માં છે, તેનું ગૂજરાત વર્ના. સો. ના હ. પુ. સ. ના પરિશિષ્ટ ( પૃ. ૫૦ ) માં સૂચન છે. સંભવ છે કે સાં. ૧૭૬૬ હોય.

૩૮. દયારામ—૧. દાણલીલા, ૨. રુક્મિણીવિવાહ અને ૩. દ્વાદશ સ્કન્ધ (સાં. ૧૮૫૦); અને
૩૯. અજ્ઞાત કવિ—રાસપઞ્ચાધ્યાયી.

---

આમ છેલ્લા પાંચશો વર્ષમાં અનેક કવિયો અને લેખકોયે ભાગવત ઉપર મ્હેનત લીધી છે. તેમાંથી માત્ર રત્નેશ્વર, વલ્લભ અને સન્ત મહારાજ આ ત્રણ કવિયોયે આખૂં ભાગવત ગૂજરાતીમાં ઉતારવા પ્રયત્ન કર્યો છે. વલ્લભનૂં ભાગવત (દશમ સ્કન્ધ વિનાનૂં) ગૂજરાતી પ્રેસ, મુમ્બઇ તરફથી પ્રસિદ્ધ થઈ ચૂક્યૂં છે. રત્નેશ્વરના ભાગવતનો પ્રથમ સ્કન્ધ માત્ર પ્રાચીન કાવ્યમાલા પુ. ૧૫ મામાં છપાયો છે. જ્યારે તેના બાકીના બધા સ્કન્ધો બાકી છે. તેમાનો પ્રથમ સ્કન્ધ ફરીથી અને દ્વિતીય સ્કન્ધ પ્રથમજ વાર અહીં પ્રસિદ્ધ થાય છે. સન્ત મહારાજના ભાગવતની સમ્પૂર્ણ હાથપ્રત ગૂ. વર્ના. સો. ના હ. પુ. સં. ના ૪૪૯ ની છે.

## ૬. રત્નેશ્વરનૂં ભાગવત અને તેનૂં વૈશિષ્ઠ્ય

ડભોઇના વતની શ્રીમાલી બ્રાહ્મણ મેઘજીના પુત્ર રત્નેશ્વરે શ્રીધરીય ટીકાને શબ્દશઃ અનુસરી આખા ભાગવતનો પદ્યાનુવાદ દેશીમાં આપવા પ્રયત્ન કર્યો છે. વલ્લભે ભાગવત તે પછી રચ્યૂં છે અને તે પણ સ્વતન્ત્ર રીતે; ભાગવતનો તે શબ્દશઃ અનુવાદ નથી. ભાગવતની કથાને વાંચી યા સાંભળી કાવ્યમાં ઉતારવી તે એક વાત છે; જ્યારે શબ્દશઃ અનુવાદ કરવો તે બીજી વાત છે. આ કામ ઘણૂંજ કઠિન છે. તેનો જેને અનુભવ હોય તેજ જાણી શકે. અન્ય પુરાણો કે લોકવાર્તાઓને ભાષામાં ઉતારવૂં—અનુવાદ કરવો, એ પણ સરળ છે; પરન્તુ ભાગવત અને તેમાં પણ તેમાં આવતાં આધ્યાત્મિક સિદ્ધાન્ત ભાગ, વેદાન્તની જટિલતા વ ઉચ્ચ શાસ્ત્રીય કાઠિન્યવાળા ભાગોને સરળ ભાષામાં ઉતા

કાંઇ સામાન્ય વાત નથી. સંસ્કૃત ભાષા સમાસબહુલ છે. ગૂજરાતીમાં બહુજ થોડા સમાસાન્ત શબ્દો આવે છે; ભાગ્યેજ બે શબ્દથી વધુ શબ્દવાળા સમાસાન્ત શબ્દો મળે છે. ભાગવતમાં જેટલા મોટા વૃત્તના શ્લોકો છે, તે સમાસાન્ત શબ્દોથી ભરચક છે. પ્રથમ સ્કન્ધમાંનો વ્યાસ–નારદ–સંવાદ, ભીષ્મ–સ્તુતિ, અર્જુને કહેલૂં કૃષ્ણ-પ્રયાણ; દ્વિતીય સ્કન્ધમા અનુષ્ટુભ અને ઉપજાતિમાં આવતો સ્થૂલ–સૂક્ષ્મ ધારણાનો પ્રસઙ્ગ, બ્રહ્માએ ગાયેલૂં અવતાર–ચરિત, બ્રહ્માજીને ભાગવતપ્રાપ્તિનો પ્રસઙ્ગ, આ પ્રસઙ્ગોને ભાષામાં અને તે પણ પરિભાષા સાંચવી સર્વભોગ્ય સામાન્ય ભાષામાં ઊતારવા, તે કાંઇ સામાન્ય કાર્ય નથી. રત્નેશ્વર શ્રીધરના હૃદયને બરાબર સમજી ભાગવતને માતૃભાષામાં ઊતારવા સમર્થ થયો છે. ટીકાકારની પદ્ધતિને અનુસરી શ્લોકોમાં ઊઠતા પ્રશ્નો આપી તેનૂં નિરાકરણ શ્લોકના શબ્દોથી કરવાની તેની પદ્ધતિ આશ્ચર્ય પમાડે તેવી છે. પ્રથમ સ્કન્ધમા આ પદ્ધતિ તેણે બહુજ જૂજ સ્થળે સ્વીકારી છે; પરન્તુ દ્વિતીય સ્કન્ધમાં તો તેનો અવિરલ પ્રયોગ કર્યો છે. યોગ-શાસ્ત્રના વિષય સાથે જેને ગાઢ સમ્બન્ધ છે, તેવા સ્થૂલ–સૂક્ષ્મ ધારણાના પ્રસઙ્ગને તેણે આ રીતે બહુજ સરલ કરી નાખ્યો છે. આવાં અનેક કારણોથી રત્નેશ્વરનૂં ભાગવત વિદ્દત્કોટીયે ઉચ્ચ કક્ષાનૂં છે.

## ૭. તેના પ્રથમ-દ્વિતીય સ્કન્ધોનૂં પ્રકાશન

ગૂજ. વર્ના. સો. ના સઞ્ચાલકોનો રત્નેશ્વરના યાવત્પ્રાપ્ય સ્કન્ધોનૂં પ્રકાશન કરવાનો મનોભાવ છે. તેઓના મનોરથના પ્રથમ ફ્લરૂપે આ પ્રથમ–દ્વિતીય સ્કન્ધો એક ગ્રન્થમાં પ્રસિદ્ધ કરવાનૂં સૌભાગ્ય આ સમ્પાદકને પ્રાપ્ત થાય છે. આમાંનો પ્રથમ સ્કન્ધ ૪૪ વર્ષ પૂર્વે પ્રાચીનકાવ્યમાળાના ૧૫ મા ગ્રન્થ તરીકે પ્રસિદ્ધ થયેલી રત્નેશ્વરકૃત કવિતાના પૃ. ૩૦–૨૧૫ ઊપર છપાયેલો છે. તે અત્યારે સર્વસુલભ નથી. તેમજ તેનૂં સમ્પાદન જોઇયે તેવૂં સન્તોષ-

કારક ન ગણી શકાય, આમ ધારી અહીં ફરીવાર તે સ્કન્ધનું સમ્પાદન કરવામા આવ્યું છે. પ્રથમ સ્કન્ધના સમ્પાદનમા બે પ્રતિયોની મદદ લેવામાં આવી છેઃ—

अ. ના. ૪૩૮ ગૂ. વ. સો. હ. પુ. સંગ્રહ અને

घ. ઊપરની પ્રા. કા. ના ગ્રન્થ ૧૫ માની મુદ્રિત પ્રતિ.

મૂળ પ્રતિ તરીકે (Critical apparatus) તરીકે अ પ્રતિ રાખવામા આવી છે. घ માથી પાઠાન્તરો લેવામા આવ્યા છે. રત્નેશ્વરે પ્રથમસ્કન્ધની રચના સં. ૧૭૪૦ મા કરી છે. તે પછી ,૬૭ વર્ષે अ પ્રતિ ઊતારવામા આવી છે. તત્કાલીન ભાષાસ્વરૂપ તે પ્રતિ બરોબર સાચવી રાખે છે, જ્યારે घ પ્રતિ તદ્દન અર્વાચીન દૃષ્ટિયે સંશોધાયેલી છે. પ્રા. કા. ના સમ્પાદકોનું એક મુખ્ય માનવું એવા પ્રકારનું હતું કે જૂની પ્રતિયો પ્રાયઃ શુદ્ધ હોતીજ નથી. આ ખ્યાલથી ઊલટા દોરવાઇ ખફ–કમિટીયે નક્કી કરેલા ધોરણને મળતા ધોરણ ઊપર પ્રા. કા. ના પ્રાયઃ સર્વ ગ્રન્થોનું સમ્પાદન થયું છે. આમ જાણ્યેઅજાણ્યે તેતે કવિના કાળની ભાષાનું ઉલ્લંઘન થઈ ગયું છે. દી ખ. ધ્રુવ મહોદયે પ્રાચીન પરિપાટીને ખ્યાલમા રાખી કાદમ્બરી વગેરેના સમ્પાદન કર્યાં પછી સંશોધકોનું જૂની ભાષાના ખરા સ્વરૂપ તરફ ધ્યાન ખેંચાયું છે. ત્યારથી પ્રાચીન સ્વરૂપને જાળવવા તરફ સમ્પાદકો સાવધાન રહેવા લાગે છે.

દ્વિતીય સ્કન્ધનું સમ્પાદન अ પ્રતિ પ્રમાણેજ છે. આ સ્કન્ધ પ્રથમજ વાર પ્રસિદ્ધ થાય છે. રત્નેશ્વરનો અનુવાદ ભાગવતની શ્રીધરસ્વામીની ભાવાર્થદીપિકા ટીકાને આધારે હોવાથી તે ટીકા આપ સામે રાખવાથી વધારે સૌકર્ય પ્રાપ્ત થાય છે. લેખકદોષથી ક્વચિત્ શબ્દફેર કે કડીયોનો વિનાશ થનો આમ અટકાવી શકાયો છે. તેવા સ્થળો [ ] મોટા કૌંસમા આપવામા આવ્યા છે.

## ૮. રત્નેશ્વરની ભાષા

રત્નેશ્વરે પ્રથમ સ્કન્ધ સા. ૧૭૪૦ મા અને દ્વિતીય સ્કન્ધ સાં. ૧૭૪૯ મા ગૂજરાતીમા ઊતારેલ છે. મધ્યકાલીન ગૂજરાતી ભાષાનો સમય સા. ૧૭૦૦ સુધીનો છે. તે પછી જોકે જૂના કવિયોની ભાષાનો ખ્યાલ રાખી લહિયાઓયે ૧૮ મી સદીના અર્ધ શતક સુધી લેખનમા જૂની ભાષાના સંસ્કાર રાખ્યા પ્રાપ્ત થાય છે; આમ છતાં સાં. ૧૭૦૦ પછીના લેખકોયે ભાષા અર્વાચીન સ્વીકારી છે. અર્વાચીન ભાષાની જોડણીનું સ્વરૂપ અત્યારે જે બૂકકમિટી કે વાચનમાલા–રિવિઝન કમિટી કે છેવટ જોડણીકોશે બળાત્કારે કેટલાક ભાષોચ્ચારણના તત્ત્વોને કચરડી નાખી કરેલું પ્રાપ્ત થાય છે, તેવું નથી સમઝવાનું; પરન્તુ ભાષોચ્ચારણના સ્વાભાવિક નિયમોને અનુસરનારૂં શિષ્ટ હસ્તલિખિત ગ્રન્થોમા પ્રાપ્ત થતું સમઝવાનું છે. જેવું કે—

અ. નીચેના સયોગોમા લઘુપ્રયત્ન યકારઃ—

1. આજ્ઞાર્થ બીજા પુરુષમા જકારમા યકારઃ કરજ્યે, કરજ્યો. ( જુવો મઙ્ગલવાદ–૨ );
2. ઇકારાન્ત નામોના અન્ત્ય ઈ નો યઃ અત્ય ( મ–૨૬ ), હાન્ય (મ–૩૧.), નીરત્ય ( ૨–૨૯ ), દેવ્ય ( ૩–૨૯ ), ભેદ્ય ( =ભેદી, ૪–૪૩ ),
3. ક્વચિત અનન્ત્ય ઇ નો યઃ મૃત્ત્યકા (મ–૨૭), એકાનવ્યંશ ( ૩–૪૪ ), ચ્યન્ત ( ૧–૧૯ );
4. સમ્બન્ધક ભૂતકૃદન્તના ઈ નો યઃ જાણ્ય (૧–૧૬);
5. તૃતીયા વિભક્તિમા ય પ્રત્યયમાંજઃ આદરય (૧–૧૦), વિવેકય (૪–૪૫);
   –ક્વચિત તે પ્રત્યયનોજ લોપઃ મુખને સ્વાદ (મ–૫૭), યાગને બિપ (૧–૩૯), વીર–કુમાર (૩–૧૪);

૬. સંસ્કૃતમાં પૂર્ણપ્રયત્ન છતાં ગૂજરાતીમાં લઘુપ્રયત્નઃ નિત્ય (૪-૨૩);

૭. સાતમીમાં પ્રત્યય તરીકેઃ મન્ય (મ-૬), હાથ્ય (મ-૫૮)

૮. અવ્યયોમા તૃતીયા કે સાતમીના અર્થમાંઃ માટ્ય (મ-૨૬), સાથ્ય (૩-૨૭). વગેરે.

ख. વર્તમાન પ્રથમ પુરુષ બહુવચનમાં અપભ્રંશકાલથી ચાલ્યો આવતો ઊંઃ ધરૂં (મ-૩૦).

क. કર્તૃવાચક કૃદન્તમા નહાર પ્રત્યય; જાણનહાર (મ-૫૮)

ड. છન્દને અનુકૂલ થાય તેમ લઘુપ્રયત્ન હકાર સ્વરમાં અન્તર્ગત અને ક્યાંક પૂર્ણપ્રયત્નઃ જ્યહાં સુધી ત્યહાં અન્તક ત્યાહર સુધી જાણ્ય. (૧૬-૧૮)

इ. કોઇને સ્થળે પ્રાયઃ કોયઃ જુવો ૧૭-૩૩, ૩૪, ૩૫ વગેરે.

फ. અન્ત્ય સાનુનાસિક ઉકાર સર્વત્ર દીર્ઘજ, વગેરે.

રત્નેશ્વરે કવચિત મધ્ય. ગુજ.ની ત્રીજી ભૂમિકાના થાશિ (મ-૪૯), કહિ (૨-૨), તેહનિ (૨-૧૩), પિયે (૩-૧૨), હદિ (૧૩-૭) જેવાં રૂપો છન્દને અનુકૂલ વાપર્યાં છે. ક્યાંક ગેહલા (૮-૧૭), સોહિએ-મોહિએ (સોહે-મોહેના અર્થમાં (૧૦-૨૭) વગેરે જૂનાં રૂપો પણ પ્રયોજે છે. સઙ્ક્રાન્તિકાલની ભાષામા આમ થવૂં સ્વાભાવિક છે.

## ૯. વૃત્તોનો પ્રયોગ

રત્નેશ્વરે આ અનુવાદમાં **દેશી**નો પ્રયોગ કર્યો છે; આમ છતા દરેક અધ્યાયના આરમ્ભમા જરૂર પડતા એક કે બે સંસ્કૃત શ્લોકો પૂર્વના અધ્યાયના સારરૂપે પ્રભુની સ્તુતિ-રૂપે અને તે પછી કવચિત એક કવચિત બે અને કવચિત ત્રણ પણ શ્લોક ગુજરાતી ભાષામાં

## દ્વિતીય સ્કન્ધ

| | | |
|---|---|---|
| ૨. | ૧ અનુષ્ટુભ, | —૧ ઉપજાતિ (ઇઇઉઇ); |
| | | —૧ ,, (ઇઉઉઉ); |
| ૩. | ૧ રથોદ્ધતા, | —૧ ,, (ઇઉઇઉ); |
| | | —૧ ભુજઙ્ગપ્રયાત; |
| ૪. | ૧ ઉપજાતિ (ઉઉઇઉ), | —૧ ઉપજાતિ (ઇઇઇઉ); |
| ૫. | ૧ અનુષ્ટુભ, | —૧ ભુજઙ્ગપ્રયાત; |
| ૬. | ૧ ,, , | —૧ ઉપજાતિ (ઇઉઉઇ); |
| ૭. | ૧ શાર્દૂલવિક્રીડિત; | —૧ ભુજઙ્ગપ્રયાત; |
| ૮. | ૧ અનુષ્ટુભ, | —૧ દ્રુતવિલમ્બિત; |
| | | —૧ ઇન્દ્રવજ્રા; |
| ૯. | ૧ ઉપજાતિ (ઉઇઉઉ), | —૧ ભુજઙ્ગપ્રયાત; |
| ૧૦. | ૧ અનુષ્ટુભ, | —૧ અનુષ્ટુભ |
| સ્કન્ધાન્તે —૧ | શાર્દૂલવિક્રીડિત | =૨૨ |

આમ રત્નેશ્વરે નાના મોટાં ૬૨ અક્ષર મેળવૃત્તના શ્લોકો રચ્યા છે. દ્વિતીય સ્કન્ધને અન્તે તે પોતાને " **ગીર્વાણી વાણીનો કવિ** " (જુવો ૧૦–૧૧૦) કહે છે. આમ છતાં અહીં આપેલા સંસ્કૃત શ્લોકો ઉપરથી તે ઉચ્ચ કક્ષાનો સંસ્કૃતભાષાનો કવિ હોય તેમ લાગતું નથી. એમ માનવામાં બાધ નથી કે સામાન્ય શાસ્ત્રિવર્ગની માફક તે સસ્કૃત ભાષામાં પદ્યો લખી શકતો. આપણે તેની સસ્કૃત કાવ્યતા સાથે કાંઇ સમ્બન્ધ નથી; આપણને તો તેણે વારસામાં જે ભાગવત શાસ્ત્રનો અનુવાદ આપ્યો છે, તે સાથેજ સ્વાર્થ છે.

## ૧૦. દેશીબન્ધ

તેનો દેશીબન્ધ ઘણોજ સુઘટ અને સુન્દર છે ...
દાવદીના ખણ્ડ હરિગીત અને સવૈયા ત્રીસાની —

દેશીયો જેટલી સુમધુર છે, તેટલીજ તેની દ્વિપદીયો (પ્ર. સ્ક. ના ૬ ટ્ઠા અધ્યાયની ૮ મી કડીથી શરૂ થતી) સુન્દર છે. ચોપાઇ પ્રાયઃ ચોપાઇ–જેકરીની ઉપજાતિના સ્વરૂપમા શુદ્ધ સ્વરૂપમા એટલે ૧૫ માત્રામા પ્રાપ્ત થાય છે. એ જોતા છન્દઃપ્રયોગ ઉપર તેનો હાથ સારી રીતે જામેલો છે, એમ કોઇથી પણ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી.

## ૧૧. ઉપસંહાર

ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીના સઞ્ચાલકો આવા સિદ્ધહસ્ત કવિના ગ્રન્થને પ્રસિદ્ધ કરે છે, એ કાઇ ઓછા આનન્દની વાત ન ગણાય. આ કવિના આ બે સ્કન્ધ ઉપરાત બીજા સ્કન્ધો મેળવવાના પ્રયત્નમા તેઓ સફળતા મેળવે, એમ કોણ ન ઇચ્છે ?

આ ગ્રન્થના સમ્પાદનને માટે મને જે સમય મળ્યો છે, તે એ સઞ્ચાલકોને, તેમા ખાસ કરી ઉક્ત સંસ્થાના માનાર્થ પ્રમુખ દી. બ. કેશવલાલ હ. ધ્રુવ અને આસિ. સેક્રેટરી રા હીરાલાલ ત્રિ. પારેખને આભારી છે. આમ આ બન્ને મહાશયોનો તેમજ ધાર્યું કામ આપનારા જ્ઞાનમન્દિર પ્રેસના માલેક વિદ્યાપ્રેમી રા. શઙ્કરરાય મૈયડનો આભાર માની આ પ્રસ્તાવના અહીં પૂર્ણ કરૂં છું. *

સં. ૧૯૯૧–
જ્યેષ્ઠ–અમા, રવિવાર,
તા. ૩૦–૬–૩૫

કેશવરામ કા. શાસ્ત્રી



*અત્યારે આ બે સ્કન્ધો મૂળમાત્ર ( text ) પ્રસિદ્ધ થાય છે. તેની લખી રાખેલી વિસ્તૃત ટીકા ભવિષ્યમાં છાપવાનો પ્રસઙ્ગ આવશે, ત્યારે સર્વ સામાન્ય જનતાને તેમજ વિદ્યાર્થી–આલમને પણ આ ગ્રન્થ ઉપયોગી થઈ પડશે.

श्रीकृष्ण : ( )

# ઉપોદ્ઘાત

---

## ૧. ઇતિહાસ—પુરાણ

સામાન્ય રીતે દરેક દેશમા કોઇ અને કોઇ રીતે 'પૂર્વજોન સ્મરણો રાખવાનો રિવાજ હોય છે. ભાવી પ્રજાને પૂર્વજોના પરાક્રમાદિથી પરિચિત રાખી તેનાથી સવાયા થવાની વૃત્તિ સતેજ રહે એમ સ્વાભાવિક રીતે દરેક દેશજનનૂ દિલ કહે છે આવા પૂર્વજોના સ્મરણ તાજાં રાખવાના મુખ્યત્વે બે સાધનો ગણાય છે: ૧. તેઓના સ્મરણમા કોઇ તેવો કીર્તિસ્તમ્ભ કે તેવૂ કોઇ ચિહ્ન રાખવામા, આવે છે, અથવા ૨. ગ્રન્થોમા તેવા વીરપુરુષોના ચરિતોને સાચવી રાખવામા આવે છે. આ પદ્ધતિ કેટલી પ્રાચીન છે, તેનો ખ્યાલ ઉપનિષદો આપે છે. યદ્યપિ આ ઉપનિષદોમા આધ્યાત્મિક વિષયનેજ લગતાં ચરિતો પ્રાપ્ત થાય છે, આમ છતા તે એટલૂ તો સ્મરણ આપણને અપાવે છે કે- તેવા તેના મહાન નરોએ અથવા નારીએ આધ્યાત્મિક શ્રેયસ મેળવવાને લોકોત્તર પ્રયત્નો કર્યા છે યદ્યપિ આપણો ઇતિહાસ કડી-બન્ધ મળતો નથી, તથાપિ આ ઉપનિષદો ઉપરથી આપણે એટલૂં સમઝી શકિયે છિયે કે—અતિ પ્રાચીનકાળથી ઇતિહાસ સાચવવાનો કોઇ અને કોઇ રીતે પ્રયત્ન થતો આવ્યોજ છે. ઉપનિષદોમા સ્વતન્ત્ર ઇતિહાસ ગ્રન્થો તરફ માનની નજરથી જોવામા આવતૂ તેવો ખ્યાલ પણ આવે છે છાન્દોગ્ય ઉપનિષદમા ચાર

વેદની કક્ષામાં [1]ઇતિહાસ–પુરાણુને મૂકવામાં આવ્યાં છે. પુરાણો ઇતિહાસને સાચવી રાખનારાં છે. આમ હોવા છતાં ક્વચિત ઇતિહાસ અને પુરાણુનો ભેદ પણ ઉપનિષદોમાં પ્રતીત થાય છે. બૃહદારણ્યક ઉપનિષદમા પરબ્રહ્મના નિઃશ્વાસરૂપે રહેલા પ્રાચીન ગ્રન્થોમાં [2]ઇતિહાસ અને પુરાણુને પૃથક માન્યા છે. ઉપનિષદોની પૂર્વે ઇતિહાસ–પુરાણો હતા તેવો ઉલ્લેખ એજ સ્થળે પ્રાપ્ત થાય છે. આ ઇતિહાસગ્રન્થો અને આ પુરાણગ્રન્થો કિયા છે તે આપણે અત્યારે જાણતા નથી. કોઇ એમ માને છે કે–વૈદિક યજ્ઞયાગાદિક ક્રિયાઓના સમ્બન્ધમાં મીમાંસા કરતા [3]બ્રાહ્મણગ્રન્થો એ આ જૂના ઇતિહાસ-પુરાણ ગ્રન્થો છે. ગમે તે હો પરન્તુ એટલું તો સિદ્ધજ છે કે પ્રાચીનકાળથી ઇતિહાસગ્રન્થો અને પુરાણગ્રન્થો રચાતા હતા.

અત્યારે આપણી સમક્ષ ઇતિહાસ અને પુરાણ ગ્રન્થો તરીકે રહેલા ગ્રન્થો સુપ્રસિદ્ધ છે. મહર્ષિ વ્યાસનું મહાભારત અને મહર્ષિ

---

૧. नाम वा ऋग्वेदो यजुर्वेद: सामवेद आथर्वणश्चतुर्थ इतिहासपुराण: पञ्चमो वेदानां वेद: पित्र्यो राशिर्दैवो निधिर्वाकोवाक्यमेकायनं देवविद्या ब्रह्मविद्या भूतविद्या क्षत्रविद्या नक्षत्रविद्या सर्वदेवजनविद्या नामैवैतन्नामोपास्वेति । (छा. ७–१–४).

२. एवं वा अरेऽस्य महतो भूतस्य नि:श्वसितमेतद्यदृग्वेदो यजुर्वेद: सामवेदोऽथर्वाङ्गिरस इतिहास: पुराणं विद्या उपनिषद: श्लोका: सूत्राण्यनुव्याख्यानानि व्याख्यानान्यस्यैवैतानि सर्वाणि नि:श्वसितानि ।

(बृ. २–४–१०)

૩. આ બ્રાહ્મણગ્રન્થોના અન્ત ભાગમાં આરણ્યકો અને તેના અન્ત ભાગમાં ઉપનિષદો રહેલાં છે. આમ આ સમગ્ર બ્રાહ્મણ પ્રાચીન ઇતિહાસના અવશેષોને સાચવી રાખે છે. મન્ત્રસંહિતા અને આ ચારે વેદોનાં જુદાં જુદાં બ્રાહ્મણો એ સહુ મળી વેદ એવી સંજ્ઞા પામે છે.

વાલ્મીકિનું રામાયણ આ બે ઇતિહાસ ગ્રન્થો ગણાય છે; જ્યારે મહર્ષિવ્યાસનાં રચેલાં ૧૮ પુરાણો એ પુરાણગ્રન્થો છે. વ્યાસ અને વાલ્મીકિની કૃતિ તરીકે પ્રસિદ્ધ થયેલા બધાજ ગ્રન્થો શુદ્ધ સ્વરૂપમાં તે તેની સ્વતન્ત્ર કૃતિ તરીકે પ્રાપ્ત થાય છે કે-તેમાં પ્રક્ષેપાદિ થયાં છે, તે વાત અલગ છે. પરન્તુ એટલું સ્વીકારવામાં બાધ નથી કે પ્રાચીન ઇતિહાસને સંરક્ષવાની વૃત્તિ તો આ ગ્રન્થોનાં દર્શનથી પ્રતીત થાય છેજ.

મહાભારત કુરુવંશનો મુખ્યત્વે અને ગૌણત્વે બીજા કેટલાયે વંશોનાં ચરિતોને સાચવી રાખે છે. રામાયણ કેવળ રઘુવંશનાં ચરિત સાથે ભગવાન રામચન્દ્રનો ઇતિહાસ સાંચવી રાખે છે. પુરાણોની ગતિ આ ગ્રન્થો કરતાં કાઇક જુદી છે. તેમા વંશાનુચરિત આવતું હોવા છતા તેમા મુખ્યત્વે કોઇ એક દેવના મહત્ત્વને વર્ણવવામા આવેલું હોય છે. આમ છતાં ઐતિહાસિક દૃષ્ટિયે તેનું મહત્ત્વ ઓછું ન ગણી શકાય. બેશક અર્વાચીન પદ્ધતિયે જેમ ઇતિહાસો લખાય છે, તેવી રીતે આ ગ્રન્થો લખાયા ન હોવાથી સમ્પૂર્ણ પ્રકાશ નાખવાને આ ગ્રન્થો સમર્થ થઈ શકતા નથીજ.

## ૨. પુરાણોની ઉપયોગિતા

પુરાણોનું મહત્ત્વ ઐતિહાસિક દૃષ્ટિયે છે, તેના કરતા વિશેષ સામાજિક દૃષ્ટિયે છે. તત્કાલીન સમાજના સ્વરૂપનો સુન્દર ખ્યાલ આપવામાં પુરાણો આપણને બહુ ઉપકારી થાય છે. પુરાણોમાં વર્ણવાતી સૃષ્ટિ એ કોઇ આપણાથી અલગ કે અન્ય પ્રકારની નથી; આ દુનિયામાં આજ પૃથ્વીના તલ ઊપર થયેલા તે માનવસમાજનોજ ચીતાર તેમાં છે. અતિશયતા કે અસમ્ભવિતતાના અંશને બાદ કરી નાખવામાં આવે તો તેથી ખરૂં સ્વરૂપ સમઝી શકાય; તે સાથે આર્યાવર્તની પ્રાચીન સંસ્કૃતિનો તેમાંથી આપણને ખ્યાલ આવે. કૂબાઓ, ગોહર્ડાઓ, ગામડાંઓ, પુરો અને નગરીયોની પ્રથાનો પુરાણો

આપણને ખ્યાલ આપે છે. ભાગવતમાંના પૃથુરાજાના પ્રસઙ્ગથી રાજકીય બન્ધારણનો આપણને ખ્યાલ આવે છે. રાજા એ દેવાંશી પુરુષ ગણાય, આવી દૃઢ માન્યતા તે કાળમા સ્થપાઇ ચૂકેલી આપણે જોઇ શકિયે છિયે. તે એટલી બધી રૂઢ થઈ ગયેલી કે અદ્યાપિ-પર્યન્ત એ પ્રથાને છોડી શકાઇ નથી. બેશક પ્રજાસત્તાક રાજ્યોયે આ જમાનામા તે પ્રથાને ઊખેડી નાખી છે; આમ છતાં સરમુખત્યારીવાળા રાજ્યોમાં એજ જૂની પ્રથાનું પુનરાવર્તન થયેલું જોઇયે છિયે. અનેક પ્રજાજનોમાથી નેતૃત્વ નવા કે જૂના દરેક કાળમા સામાન્ય રીતે એકજ જણમાં સોંપવું અનિવાર્ય થઈ પડે છે. પ્રજાસત્તાક રાજ્યોમા પ્રજા તરફથી ચૂંટાયેલ મહાન પુરુષો મળી રાજ્યકારભાર ચલાવે છે, ત્યારે પ્રાચીન રાજસત્તાક રાજ્યોમા અમાત્યવર્ગ ત્યાં મદદ કરવાને મોજૂદ છે. રાજા દશરથ જેવાનાં રાજ્યો એની સાક્ષી આપે છે. બેશક કૈરવોના સમયમા બન્યું છે, તેમ અમાત્યવર્ગનું ક્વચિત નજ ચાલતું હોય, તેના અપવાદો મળે છે; પરન્તુ તે ઘણાજ જૂજ ગણાય. જ્યાં જ્યા તેમ થયું છે, ત્યાં ત્યાં પરિણામ ઊલટું આવ્યું છે, તે વાત પૌરાણિક ગાથાઓ આપણને બતાવી અમાત્યવર્ગના સહકારવાળી પદ્ધતિની શ્રેષ્ઠતાનો આપણને પરિચય આપે છે. રાજા પ્રજાનું માનસ બરાબર સમજતો હોય તો પ્રજાનાં કલ્યાણમાજ આનન્દ લેતો રહે, તે માટે તે કાળમાં એક સામાન્ય વિદ્યાર્થી તરીકે તદ્દન સાદું જીવન ગાળવા રાજકુમારોયે જઙ્ગલમાં ગુરુકુળોમાં વસવું પડતું હતું. આવા સાદા જીવનને પરિણામે પ્રજાનું અકલ્યાણ કે આપખુદી કરવામાં રાજા સાવધાન રહેતો. અત્યારે રાજસત્તાક રાજ્યોમાં એથી ઊલટી સ્થિતિ અનુભવવામાં આવે છે. રાજકુમારોને પ્રજાજનોનાં બાળકો સાથે ભળવાનો મોકો આપવામાંજ આવતો નથી. તેઓને માટે સંસ્થાઓ અલગજ હોય છે. પરિણામે પ્રજાજનોની જરૂરિયાતોનો તેને સ્વપ્ને પણ ખ્યાલ આવતો નથી. પાંચ પિતાઓમાં રાજા પણ એક પિતાજ

ગણાતો. તેને પિતૃત્વ અમથૂં આપવામા આવેલૂં નહીજ. પિતાની માફક પોતાની પ્રજાનૂ રક્ષણ કરવામા તે તત્પર રૂહેતો. રામચન્દ્રજી વનમા સીધાવ્યા ત્યારે પ્રજાયે જઙ્ગલમા સાથે જવા તત્પરતા બતાવી, તે આ પ્રજા તરફના રાજાના પિતૃધર્મને આભારીજ.

કૌટુમ્બિક સંસ્થાઓનો આછેરો પરિચય આપણને પુરાણો આપે છે. અત્યારે પણ ગ્રામીણ પ્રજા પછી ભલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્ર કે અસ્પૃશ્ય કોમ હોય છતા સૌ એક કુટુમ્બ જેવા થઈ રૂહે છે. ભાગવતમા નન્દાદિક ગોપોની રૂહેવાની સ્થિતિ તેનો કાઇક અંશે ખ્યાલ આપે છે, પરન્તુ ખાસ ખ્યાલ તો ત્યા આવે છે કે જ્યા શ્રીકૃષ્ણ હસ્તિનાપુરથી દ્વારિકા આવતા ત્યારે સર્વ પ્રજાજનોના સત્કારને પામી સામા બદલામા સૌ પ્રજાજનો [૪]સ્પૃશ્ય–અસ્પૃશ્યોને એક સરખા પ્રેમથી સત્કારતા.

લગ્નપ્રથાની નિર્દોષતા આજના જમાના કરતા હજારો દરજ્જે પૌરાણિકકાળમા હતી બળાત્કારે ટીટા–ટીટીયોના લગ્ન પુરાણોમા આપણે નથી સાભળતા. ઉંમરલાયક કન્યા પોતાને અનુરૂપ વરને શોધી લેવા હક્કદાર રૂહેતી રુક્મિણીનો પ્રસઙ્ગ આપણને તે વાતનો સુન્દર ખ્યાલ આપે છે કેટલાએક દાખલાઓમા આજે જે વિપરીત પરિણામ જોવામા આવે છે, તે આવા પ્રકારના પવિત્ર સ્નેહલગ્નો હોય તો ભાગ્યેજ થવા પામે તે સાથે કામચારનો તે જમાનામા લેશ પણ ખ્યાલ ન હતો. ચારિત્ર્યશીનતાનો આદર્શ પૌરાણિક આર્ય-

---

૪ જુવો—

प्रह्वाभिवादनाश्लेषकरस्पर्शस्मितेक्षणैः !

आश्वास्य चाश्वपाकेभ्यो वरैश्चाभिमतैर्विभु. ॥

\+ \+ \+ आविशत्पुरीम् ॥

( भा. १--११--२२, २३

રમણી આપે છે, તેવો અન્યત્ર ભાગ્યેજ મળવાનો. આનેજ પરિણામે તન્દુરસ્ત અને સચ્ચારિત્ર્ય બાળકોનો જન્મ સ્વાભાવિક હતો. દરેક વસ્તુને કાળી બાજૂ હોય છે, તેમ તે વાતને પણ હોવી અસમ્ભાવ્ય નથી. રાજા રાવણ આ ઊલટૂં ઉદાહરણ આપણને પૂરૂં પાડે તેમ છે, પરન્તુ તેને કેવા પ્રકારનું ફળ મલ્યૂં, તે કાઇ અણજાણ્યૂં નથી.

સદ્સદ્ના અધિકાર પ્રમાણેના વર્તનનો ભરત જેવો આદર્શ જેટલું આશ્ચર્ય ઉત્પન્ન કરાવે છે, તેટલું ભાગ્યેજ કોઇ અન્ય કરાવશે. તેથી ઊલટૂં કૌરવોનું વર્તન જુવો: પરિણામ ઉભયનું વિરુદ્ધ પ્રકારનૂં આ પૌરાણિક ગાથાઓજ પૂરૂ પાડે છે.

આમ સમાજને ઉન્નત બનાવનારા ધર્મ, નીતિ, સદાચાર, પરોપકારવૃત્તિ, સ્વાર્થત્યાગ જેવા ઉચ્ચ ધ્યેયો આપણને પુરાણમાંથી અવશ્ય મળવાના. **रामवद्वर्तितव्यम् । न रावणवत्** એ પુરાણોનો ઉપદેશ કોને લાભદાયી થાય તેમ નથી? તેમા આર્યોના પ્રાચીન સંસ્કરણનો ખજાનો ડટાયેલો પડ્યો છે. એના સાચા ખોદકામથી આપણને તેમાથી જીવનના ઉચ્ચ ધ્યેયન્રૂપી રત્નો જરૂર મળવાનાં.

આમ અનેક પ્રકારે પુરાણો આપણને ઉપયોગી છે.

## ૩. પુરાણોના કર્તા

રામાયણ અને મહાભારત જેવા ઇતિહાસગ્રન્થો જુદા ધ્યેય ઊપર રહી આપણને સન્માર્ગાવલમ્બી બનાવે છે; જ્યારે મહાભારતનોજ કેટલોએક ભાગ અને સામાન્ય રીતે અન્ય પુરાણો જુદાજ ધ્યેય ઊપર રહી આધ્યાત્મિક શ્રેયસના અધિકારનૂં આપણને ભાન કરાવે છે. રામાયણના રચનાર મહર્ષિ વાલ્મીકિ અને મહાભારતના રચનાર મહર્ષિ વ્યાસ — કૃષ્ણ દ્વૈપાયન છે, એમ સામાન્ય રીતે આપણે સ્વીકારિયે છિયેજ. આ માન્યતા નવી નથીજ. હરિવંશ ( વિષ્ણુપર્વમાં ) જે મહાભારતની પૂર્તિ કહેવાય છે, તેમાં આ

બન્ને મહર્ષિયોનો તટસ્થરીતે નિર્દેશ છે. રામાયણ સ્વતન્ત્ર કાવ્યગ્રન્થ છે. વાલ્મીકિયે લવ-કુશદ્વારા રામચન્દ્રજી પાસે રામાયણનો પાઠ કર્યો તે વાત બાલકાણ્ડના આરમ્ભમા છે, તે અને ઉત્તરકાણ્ડને પ્રક્ષિપ્ત માનિયે તોપણ હરિવંશના તે વાક્યથી એટલૂ માની શકાય કે, વાલ્મીકિ સમર્થ કાવ્યકાર તો થઈ ગયેલા જ છે.

सरस्वती च वाल्मीके स्मृतिर्द्वैपायने तथा ।
( હરિવંશ ૨-૩-૧૮ )

—આ વાક્યમા વાલ્મીકિ ઋષિને સરસ્વતીયે કૃપા કરી એ વાતનો ઉલ્લેખ છે. રામાયણ સિવાય વાલ્મીકિની એવી બીજી કયી કૃતિ છે કે જેમા તે પોતાની બુદ્ધિના વૈભવનૂં પ્રદર્શન કરાવી શક્યા હોય ? વાલ્મીકિયે સરસ્વતીની કૃપાથી રામાયણ રચ્યૂં, તે આખ્યાયિકાની પ્રાચીનતા આમ હરિવંશના ઉપરના વાક્યથી સમજાય છે. મહાભારતના દ્રોણપર્વમા પણ વાલ્મીકિનૂ નીચે પ્રકારે સૂચન આવે છે—

अपि चाय पुरागीत श्लोको वाल्मीकिना भुवि ।
न हन्तव्याः स्त्रिय इति यद्ब्रवीषि प्लवङ्गम ॥
( म. भा ७-१४७-६७ )

મહાભારતનો કર્તા કોણ ? ઉપરના હરિવંશના વાક્યમા દ્વૈપાયનની સ્મૃતિનો ઉલ્લેખ છે. તેની યાદદાસ્ત જબ્બર હતી, તે વાત તેમાથી સ્પષ્ટ સમજાય છે. એમ માનવામા બાધ નથી કે — પોતાના સ્મૃતિબળથી મહાભારત જેવો સમર્થ મહાન ગ્રન્થ રચવાનૂં ભાગ્ય દ્વૈપાયનને પ્રાપ્ત થયૂં હોય. એલબત્ત મહાભારતમા પાછળથી ઘણા ઉમેરા થયા હશે અને થયા છેજ. રામાયણના પ્રક્ષિપ્ત લાગતા ભાગને બાદ કરિયે તો રામાયણમા રામચન્દ્રજીનૂં ભગવદવતારત્વ પ્રાપ્ત નથી થતૂં, તેથી ઊલટૂં મહાભારત-વનપર્વમા આવતા રામોપાખ્યાનમા રામ વિષ્ણુના અવતાર છે તેવો ઉલ્લખ પ્રાપ્ત થાય છેઃ

तदर्थमवतीर्णोऽसौ मन्नियोगाच्चतुर्भुजः ।
विष्णुः प्रहरतां श्रेष्ठः स तत्कर्म करिष्यति ॥
( वन. २७७-८ )

મહાભારતકારને આમ વિષ્ણુના અવતારોની ખબર છે.

આપણે ત્યાં નાટ્યસાહિત્યમાં વિષ્ણુના અવતારોનો જૂનામાં જૂનો ઉલ્લેખ મહાકવિ ભાસના નાટકચક્રોમાં મળે છેઃ

૧. મત્સ્યાવતાર

उत्क्षिप्तां सानुकम्पं सलिलनिधिजलादेकदंष्ट्राग्ररूढा-
माक्रान्तामाजिमध्ये निहतदितिसुतामेकपादाग्रधृताम् ।
सम्भुक्तां प्रीतिपूर्वं स्वभुजवशगतामेकचक्राभिगुप्तां
श्रीमान् नारायणस्ते प्रदिशतु वसुधामुच्छ्रितैकातपत्राम् ॥
( अविमारकम् १-१ )

૨. વામન-રામ-કૃષ્ણાવતાર

शङ्खक्षीरवपुः पुरा कृतयुगे नाम्ना तु नारायण-
स्त्रेतायां त्रिपदार्पितत्रिभुवनो विष्णुः सुवर्णप्रभः ।
दूर्वाश्यामनिभः स रावणवधे रामो युगे द्वापरे
नित्यं योऽञ्जनसन्निभः कलियुगे वः पातु दामोदरः ॥
( बालचरितम्—१-१. )

૩. નૃસિંહાવતાર

नरमृगपतिवर्ष्मालोकनभ्रान्तनारी-
नरदनुजसुपर्वव्रातपाताललोकः ।
करजकुलिशपालीभिन्नदैत्येन्द्रवक्षाः
सुररिपुबलहन्ता श्रीधरोऽस्तु श्रिये वः ॥
( कर्णभारम्—१-१ )

## ૪ રામાવતાર

यो गाधिपुत्रमखविघ्नकराभिहन्ता
युद्धे विराधखरदूषणवीर्यहन्ता।
दर्पोद्धतोल्बणकबन्धकपीन्द्रहन्ता
पायात्स वो निशिचरेन्द्रकुलाभिहन्ता ॥
(अभिषेकनाटकम् १-१)

ભાસ કવિ પાચ પ્રદ્યોતક રાજાઓમાના ચોથા રાજક નામના રાજાનો સમકાલીન હતો. આ રાજક કિંવા ભાસના રાજસિંહનો સમય ઇ. સ પૂર્વે ૮૮૦ લગભગ છે. મહાકવિ ભાસને રામાયણ અને મહાભારતની પૂરી ખબર છે. રામાયણ અને મહાભારતમા આવતા પાણિનિના વ્યાકરણથી વિરુદ્ધ પ્રયોગોનૂ બાહુલ્ય જોતા ભાસ કરતા ઘણા વર્ષો પૂર્વે રામાયણ અને મહાભારત થયેલા હોવા જોઇયે. ભાસના સમયમા જગતી–અગિયાર અક્ષરના વૃત્તના બન્ધન સજ્જડ થઇ ગયેલા પ્રાપ્ત થાય છે, જ્યારે મહાભારતમા એ બન્ધનો સારી રીતે શિથિલ પ્રાપ્ત થાય છે. ઉપેન્દ્રવજ્રા, ઇન્દ્રવજ્રા, શાલિની (અને કવચિત ઇન્દ્રવંશા–વંશસ્થ) વગેરેના પદોની એકજ શ્લોકમા અનેકત્ર સંકીર્ણતા મહાભારતમા પ્રાપ્ત છે. જગતીત્વ સચવાય એટલો ખ્યાલ મહાભારતકારનો છે. આ સ્થિતિ જોતાં પણ ભાસ કરતા ઘણી સદીયો પૂર્વે મહાભારતકાર થયો હોવો જોઇયે.

ભાગવતાદિ પુરાણોમાથી એવૂં પ્રાપ્ત થાય છે કે મહાભારતકારે અઢાર પુરાણોની રચના કરી છે. એ હકીકત સત્ય હોય તો તેમા કાઇ પણ આશ્ચર્ય ન હોઇ શકે. માત્ર એટલૂં ખરૂં કે અત્યારે જે અઢારે પુરાણો પ્રાપ્ત થાય છે, તેમાના બધાંજ પુરાણો નથી. મૂળ પુરાણો નષ્ટ થતા તેજ નામના પાછળથી ઊભા થયેલા પુરાણોમા આ નવા પ્રરાણોનો સમાવેશ ખરો. તેમજ કેટલાક મૂળ

પુરાણોમા પાછળથી ઉમેરાઓ પણ થયા છે. આ બધી સ્થિતિમા કિયા પુરાણ ખરા અને કિયા પુરાણ પાછળથી ઊભા થયેલા છે, તે જાણવૂં બહુજ મુશ્કેલ થઈ પડે છે.

## ૪. ભાગવત પુરાણ

રા. દુર્ગાશંકર શાસ્ત્રીયે પુરાણ વિવેચનમા (પૃ. ૧૯) હરિવંશ, રામાયણ, મહાભારત–આદિપર્વ, મત્સ્ય, વિષ્ણુપુરાણ, ભાગવત એ રીતે સમુદ્રમથનની કથામા થયેલા ઉત્તરોત્તર વધારાથી ઉક્ત ગ્રન્થોનો ક્રમ સ્વીકાર્યો છે. ભાગવત આ ગ્રન્થોમા અન્તિમ છે, તે વાત ભાગવતનાજ શબ્દો કહે છે. ભાગવતકારને મહાભારતાદિ બનાવ્યા છતા આત્મસન્તોષ ન થયો, ત્યારે ભાગવત બનાવ્યૂં. અહીં મુખ્ય શંકા ઉપસ્થિત થાય તે તો એ છે કે–હરિવંશ, આદિપર્વ, મત્સ્યપુરાણ, વિષ્ણુપુરાણ ને ભાગવતનો કર્તા એક છે કે વિભિન્ન?

મહાભારતની મારફજ વૈશમ્પાયન–જનમેજયના સંવ્વાદરૂપે હરિવંશની રચના છે. મહાભારતમા કૃષ્ણચરિત ગૌણ રીતે આવે છે. હરિવંશમા કૃષ્ણના બાલચરિતનો વિસ્તાર છે. (જુવો તેનૂં [૫]વિષ્ણુ પર્વ ૨ જૂં.) યદ્યપિ હરિવંશની પુરાણક્રમમા ગણનરી નથી, છતા સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વન્તર અને વંશાનુચરિત એ પાચ લક્ષણ હરિવંશમા છે. આમ તેને પુરાણ તરીકે ગણવામા આવે તો બાધ નથી. અષ્ટાદશ પુરાણમા હરિવંશનો સમાવેશ નથી, તેનૂં કારણ મહાભારતના આદિપર્વમા પ્રાપ્ત થાય છે. પર્વસંગ્રહપર્વમા—

૫. મહાભારત-આદિપર્વના પર્વસંગ્રહપર્વમાં વિષ્ણુપર્વનો ઉલ્લેખ નથી; ક્ષેપક ભાગમાં છે-સોની ગણનીમાં તે નથી. માત્ર હરિવંશ અને ભવિષ્ય પર્વની ગણતરી છે છતાય હરિવંશપર્વમાં વાસુદેવનો અવતાર તરીકે અનેક ઠેકાણે ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. -

हरिवंशस्ततः पर्व पुराणं खिलसंज्ञितम्।
भविष्यत्पर्व चाप्युक्तं खिलेष्वेवाद्भुतं महत्॥
एतत्पर्वशतं पूर्णं व्यासेनोक्तं महात्मना।
(म भा १-२-६९, ७०)

અને ફરી—अष्टादशैवमेतानि पर्वाण्युक्तान्यशेषतः।
खिलेषु हरिवंशश्च भविष्यश्च प्रकीर्तितम्॥
(એજન ૧-૨-૨૩૩)

—હરિવંશપુરાણને મહાભારતના સો પર્વમા અન્તર્ગત ગણેલૂ હોવાથી અષ્ટાદશ પુરાણોમા તેની ગણના નથી. આમ મહાભારતના આ પર્વસંગ્રહ પર્વ ઉપર વિશ્વાસ રાખવામા આવતો હોય તો મહાભારત અને હરિવંશનૂ એકકર્તૃકત્વ સ્વીકારવામા કાઇ બાધ નથી

ભાગવત ઝાઝે ભાગે વિષ્ણુપુરાણને અનુસરે છે. વિષ્ણુપુરાણના ક્રમને તેમ છતા શૃંખલાબદ્ધ ભાગવતે નથી સ્વીકાર્યો; કેટલાયે પ્રસઙ્ગો ઊલટપાલટ મૂક્યા છે, ક્યાક વધારો પણ કર્યો છે. દશમસ્કન્ધ એની સાક્ષી આપે છે વિ પુ ના પાચમા અંશમા શ્રીકૃષ્ણચરિત છે અહીં અડત્રીશ અધ્યાયમા વજ્રને ગાદીયે બેસાડવા સુધીના પ્રસઙ્ગોને સમાવી લીધો છે જ્યારે ખરૂ જોતા દશમ અને એકાદશ, એ સ્કન્ધોમા ભાગવત કૃષ્ણચરિત આચવે છે. અર્જુનને કાબાઓયે લૂટ્યો એ પ્રસઙ્ગ વિ. પુ. મા આ અંશમાજ ૩૮ મા અધ્યાયમા છે, જ્યારે ભાગવત તો તે પ્રથમ સ્કન્ધમાં અર્જુન યુધિષ્ઠિરને દ્વારિકા-વિનાશની કથા કહે છે, ત્યા આપે છે

વસ્તુસ્થિતિયે વિ. પુ મા ટૂકમા ભાગવતની કથા આવી જાય છે પુરાણોમા વિષ્ણુ અને ભાગવત વૈષ્ણવ પુરાણ તરીકે પ્રસિદ્ધ છે. વિષ્ણુ પુરાણ એક લેખકની પ્રથમ કૃતિ અને ભાગવત તેજ લેખકની શોધિતવર્ધિત નવેસરથી લખાયેલી આવૃત્તિ છે બન્નેમા

એક સ્થળે એક મઝાનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે. ચોથા અંશમા વીસમા અધ્યાયને અન્તે વિ. પુ. કહે છે કે—

"अभिमन्योरुत्तरायां परिक्षीणेषु कुरुष्वश्वत्थामप्रयुक्तब्रह्मास्त्रेण गर्भ एव भस्मीकृतो भगवत सकलसुरासुरवन्दितचरणयुगलस्य आत्मेच्छाकारणमानुषरूपधारिणोनुभावात्पुनर्जीवितमवाप्य परिक्षिज्जज्ञे ॥१२॥ योऽयं साम्प्रतमेतद्भूमण्डलमखण्डितायतिधर्मेण पालयतीति ॥१३॥"

ભાગવતમા પરીક્ષિત અત્યારે રાજ્ય કરે છે, તેનોજ ઉલ્લેખ પ્રાપ્ત થાય છે—

आस्तेऽधुना स राजर्षिः कौरवेन्द्रश्रियोल्लसत।
गजाह्वये महाराजश्चक्रवर्ती बृहच्छ्रवाः ॥४३॥
इत्थम्भूतानुभावोऽयमभिमन्युसुतो नृपः।
यस्य पालयत. क्षोणीं यूयं सत्राय दीक्षिताः ॥४४॥

( પ્રથમસ્કન્ધ–અ. ૧૭ )

બન્ને ગ્રન્થો રાજા પરીક્ષિત રાજ્ય કરતો હતો ત્યારે રચાયા હોય તેવો ઉલ્લેખ કરે છે. આમા શું સત્ય હશે? જો એકજ કાલમા રચાયા હોય તો બન્ને ગ્રન્થનું એકકર્તૃકત્વ સ્વીકારવામાં બાધ ન હોવો જોઇયે. ભાગવતના શબ્દોને પ્રમાણ ગણિયે તો મહાભારતકારનીજ અન્તિમ કૃતિ તે ભાગવત ગણવામા કાંઇપણ વાંધો ન હોય.

## ૫. ભાગવતનો સમય

ભાગવતની રચના ક્યારે થઈ? કેટલાક વિદ્વાનો તેને વિક્રમની ૯–૧૦ મી સદીમા મૂકે છે. શાસ્ત્રીજી દુર્ગાશંકર પુરાણવિવેચનમા (પૃ. ૨૦૭) જણાવે છે કે—

"ટૂંકામાં ભાગવતનો સમય મને તો ઇ. સ. [illegible] મા શતકનો "આરમ્ભ લાગે છે"

—આવી માન્યતા ઉપર આવવાનું મૂળ ભવિષ્યમા થવાના કળિયુગના રાજાનું વર્ણન પુરાણગ્રન્થોમાં પ્રાપ્ત થાય છે, તે છે. જ્યાથી છેલ્લો રાજા અટકે છે, ત્યાથી આગળ તેને પુરાણનો સમય નક્કી કરવામા આવે છે. ભાગવતમા જ્યા ભવિષ્યત્કથા આપવામા આવી છે, ત્યા ( દ્વાદશસ્કન્ધ-૧ લા અધ્યા-શ્લો. ૩૬ મા ) છેલ્લે મગધનો વિશ્વસ્ફૂર્જિ પુરઞ્જય રાજા થશે, ત્યા રાજવંશ અટકે છે. બારહદ્રથ પુરઞ્જયનો નાશ કરી શુનક નામનો તેનો અમાત્ય પ્રદ્યોતવંશના રાજાને રાજ્ય અર્પશે—ત્યાથી શરૂ કરી છેલ્લો આ મગધ વિશ્વસ્ફૂર્જિ પુરઞ્જય થશે, તેટલા ગ્રન્થમા અનેક વંશાવલીયો આપવામા આવી છે. તેઓ કેટલો વખત રાજ્ય કરશે. તે ત્યા પ્રાપ્ત થાય છેઃ

| | | | |
|---|---|---|---|
| પ્રદ્યોતક વંશ— | ૧૩૮ વર્ષ | ( શ્લો. ૪ ) | |
| શિશુનાગ વંશ— | ૩૬૦ વર્ષ | ( શ્લો. ૭ ) | |
| નવ નન્દો— | ૧૦૦ વર્ષ | ( શ્લો. ૧૧ ) | |
| મૌર્ય વંશ— | ૧૩૭ વર્ષ | ( શ્લો ૧૫ ) | |
| શુઙ્ગ વંશ— | ૧૦૦ વર્ષ | ( શ્લો. ૧૮ ) | [શ્રીધર ટીકામા ૧૧૨ લખે છે.] |
| કાણ્વાયનો— | ૩૪૫ વર્ષ | ( શ્લો. ૨૧ ) | |
| આન્ધ્ર વંશ— | ૪૬૫ વર્ષ | ( શ્લો. ૨૮ ) | |
| સાત આભીર, દશ ગર્દભિન, સોળ કઙ્ક, આઠ યવન, ચૌદ તુરુષ્ક, દશ ગુરુણ્ડ | ૧૦૯૯ વર્ષ | ( શ્લો. ૩૧ ) | |
| અગિયાર મૌન— | ૩૦૦ વર્ષ | ( શ્લો. ૩૧-૩૨ ) | |
| કિલકિલાના રાજાઓ— | ૧૦૬ વર્ષ | ( શ્લો. ૩૩ ) | |

૩૧૫૦ ( શ્રીધરને મતે ૩૧૬૨ )

વિન્સેન્ટ સ્મિથને મતે [૬]ચન્દ્રગુપ્ત મૌર્યનો શાસનકાળ ઇ. સ. પૂર્વે ૩૨૧ થી શરૂ થાય છે. ૩૧૫૦ માથી પ્હેલા ત્રણ વંશના ૫૯૮ વર્ષ બાદ જતા બાકી ૨૫૫૨ વર્ષ રહે. ઇ. સ. પૂર્વેના ૩૨૧, ૨૫૫૨ વર્ષ માથી બાદ જતા ૨૨૩૧ વર્ષ રહે. અગિયાર મૌન અને કિલકિલાના રાજાઓના ૪૦૬ વર્ષ બાદ કરતા બાકી ઇ. સ. ના વર્ષ ૧૮૨૫ રહે છે. ભાગવતની આ વંશાવલીથી દશ ગુરુણ્ડ રાજાઓ ઇ. સ. ૧૮૨૫ સુધીમા થઈ ચૂક્યા છે.

વિષ્ણુ પુરાણમા મૌર્યથી ગણના સાલવારી આ છે.—

| | | |
|---|---|---|
| મૌર્ય વંશ— | ૧૩૭ વર્ષ | ( અં. ૪–૨૧–૮ ) |
| શુઙ્ગ વંશ— | ૧૧૨ વર્ષ | ( શ્લો. ૧૧ ) |
| કણ્વ વંશ— | ૪૫ વર્ષ | ( શ્લો. ૧૨ ) |
| આન્ધ્ર વંશ— | ૪૬૫ વર્ષ | ( શ્લો. ૧૨ ) |
| સાત આભીર, દશ ગર્દભિન, સોળ શક, આઠ યવન, ચૌદ તુષાર, તેર મુણ્ડ | ૧૩૯૯ વર્ષ | ( શ્લો. ૧૪ ) |
| અગિયાર પૌર કે મૌન— | ૩૦૦ વર્ષ | ( શ્લો. ૧૫ ) |
| કિલકિલાના રાજાઓ— | ૧૦૬ વર્ષ | ( શ્લો. ૧૭ ) |
| | ૨૫૬૪ | |

આ બે વંશાવલીમા ફેર માત્ર એટલો છે કે-શુઙ્ગનાં વર્ષ વિ. પુ. ૧૧૨ આપે છે (તેમ છતાં ટીકામાં શ્રીધર ૧૧૨ આપે છેજ.) કાણ્વોના વર્ષ ભાગવત ૩૪૫ આપે છે, ત્યારે વિ. પુ. એકલાં ૪૫ આપે છે. સાટે વિ. પુ. આભીરથી મુણ્ડ (=ગુરુણ્ડ)

૬. જુવો હિન્દુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ પૃ૪–૧૯૦. ( ગૂ. વર્ના. સો. પ્રકાશન-ગૂ અનુવાદ. )

સુધીના રાજાઓનાં વર્ષ ૧૦૯૯ બદલે ૧૩૯૯ ગણે છે. ભાગવત પૌરાની વાત ન કરતા ત્યા મૌનજ ગણે છે. પૌરાને કાઢી મૌનોનેજ રાખિયે તો મુણ્ડ (=ગુરુણ્ડ) રાજાઓ ઈ. સ. ૧૮૩૭ સુધી આવે છે. ભાગવત આમ કિલકિલાના રાજાઓને ઇ. સ. ૨૨૩૧ સુધી અને વિ. પુ. ઇ સ. ૨૨૪૩ સુધીના રાજ્ય કરતા ચીતરે છે.

આ આટલું લખાણ કરવાનું પ્રયોજન એ છે કે પુરાણોમાં ભવિષ્યના બનાવોનો ક્વચિત ઉલ્લેખ હોય, તેટલા માત્રથી તેમના તરફ આશંકાની નજરે જોવાનું નથી. તેમ તેટલી મોડી મુદત બાદ તે તે પુરાણ રચાયું છે, તેમ માનવાની ઉતાવળ કરવા પણ કાંઇ જરૂર નથી. વિ પુ.ના મતે ત્રયોદશ મુણ્ડ રાજા માટે કદાચ ઇ. સ. ૧૮૩૭ સુધીમાં થયા હોય અને તે મોગલોજ હોય (મોગલોનો ઉચ્છેદ ઇ. સ. ૧૮૫૭માં છે–૨૦ વર્ષનો ફેર એ ક્ષુદ્ર છે.) તો તેથી આ વંશાવલી મોગલ શાસનના અન્તે દાખલ થયેલી છે, એમ માનવું એ કેટલું સાહસ છે? ભાગવતનો જૂનામા જૂનો ટીકાકાર શ્રીધર ઇ. સ. ની ૧૧મી ૧૨મી સદીમા થયો મનાય છે. તેણે આ ભાગ ઉપર ટીકા લખી છે. એટલે આવા ભવિષ્યના કથાનકો લખવાની પ્રથા હતી અને તેનો કોઇ ભાગ બન્ધબેસતો આવી જતો હોય તો ગ્રન્થના સમયને શી હાનિ? બેશક આવી વંશાવળીયો બાવ સાચી નથીજ હોતી; પરન્તુ ભવિષ્યના બનાવનો આછેરો ખ્યાલ તો આપવા સમર્થ થાય છેજ.

મનુષ્ય ભવિષ્યના બનાવ જાણવાને શક્તિમાન ખરો કે? આ વિષયમા ઉતરવું એ આ સમયમા નકામું છે. યૌગિક શક્તિ-દ્વારા ભવિષ્યજ્ઞાન શક્ય ખરૂં કે નહીં તે તરફ આ કાળમા શ્રદ્ધા રહેવી કઠણ છે.

ભાગવતમા કે અન્ય પુરાણમા આવતા આવા ભવિષ્યના બનાવોના ઉલ્લેખથી ભડકવાનું નથી. ત્યારે ભાગવત ક્યારે રચાયું?

ભાગવતની ભાષાશાસ્ત્રની દૃષ્ટિયે તપાસ કરવામાં આવે, છન્દો = અક્ષરમેળવૃત્તો અને માત્રામેળછન્દોના વપરાશ તરફ ખ્યાલ આપવામાં આવે, તો જરૂર કાંઇક પણ તત્ત્વ હાથ લાગે ખરૂં. તે હકીકત અહીં ટૂંકમા બતાવું છું—

મહાભારતની ભાષા સાથે ભાગવતની ભાષાને કાંઇ સામ્ય ખરૂ ? મહર્ષિ પાણિનિથી ૨૫૦ વર્ષ પૂર્વે થયેલા મહાકવિ ભાસના નાટકોમા વ્યાકરણવિરુદ્ધ પ્રયોગોની ઝાંખી થાય છે. તેના નાટકોમા ૪૮ જેટલા [૭]આર્ષપ્રયોગો દૃષ્ટિગોચર થાય છે. ભાગવતમાં આર્ષપ્રયોગોનો તોટો નથી. તે જોતા પાણિનિ પૂર્વે ઘણાં વર્ષોયે ભાગવત-રચનની સમ્ભાવના ગણી શકાય. વૃત્તોના વિષયમાં મહાભારતની માફકજ જગતીના પેટાભેદોને ન જોતા સામાન્ય જગતી તરીકે ઇન્દ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રા, શાલિની વગેરેનો એકજ શ્લોકમાં વપરાશ આપણને ભાગવતકારની પ્રાચીનતાનો બોધ કરે છે. દ્રુતવિલમ્બિત, પુષ્પિતાગ્રા, વસન્તતિલકા, માલિની, મન્દાક્રાન્તા, શિખરિણી, શાર્દૂલવિક્રીડિત અને સ્રગ્ધરા ક્વચિત દેખા દિયે છે; પરન્તુ તેવા સ્થળો ઘણા થોડા છે. કદાચિત તે પાછળથી ઉમેરાયેલાં હોય તોપણ તેમા કાંઇ ન માનવા જેવું નથી. માત્રામેળ છન્દોનો ઉપયોગ ભાગવતમાં દેખાય છે. ષષ્ઠ સ્કન્ધના ૧૬મા અધ્યાયમા શ્લોક ૩૪-૪૭ માં માત્રામેળ **આર્યાનો** પ્રયોગ છે. શુદ્ધ આર્યાનાં દર્શન ત્યાં દુર્લભ છે. ક્વચિત ગીતિ, ક્વચિત આર્યાગીતિ, ક્વચિત ઉપગીતિ વગેરેનાં અર્ધો અહીં તહીં વેરાયેલા પડ્યાં છે. પિઙ્ગલસૂત્રોમા આર્યાનાં બન્ધન બન્ધાયાં તે પ્હેલાની આ કૃતિ હોય તો તેમા કાંઇ આશ્ચર્ય ન ગણાય. ભાસકવિયે પોતાના નાટકચક્રમાં શુદ્ધ આર્યાનો પ્રયોગ અનેકત્ર કર્યો છે, એ જોતાં તે પૂર્વે ઘણાં વર્ષોયે ભાગવતનું રચન થયું અસમ્ભવિત નથી.

---

૭. જુવો મ. મ. ટી. ગણપતિ શસ્ત્રી (ત્રિવેન્દ્રમ્) ના Bhasa's Plays નું પરિશિષ્ટ.

ખાસ શંકા ઉત્પન્ન કરે તેવો ભાગ પઞ્ચમ સ્કન્ધ છે. આ સ્કન્ધ લગભગ સમગ્ર ગદ્ય અને તે પણ લાંબા લાંબા સમાસાન્ત શબ્દોથી ભરચક પ્રૌઢ ગદ્યથી ભરપૂર છે. વિ. પુ. માં પણ ચોથો અંશ આવા પ્રકારના ગદ્ય લખાણથી ભરેલો છે. મહાભારતમાં ક્વચિત ગદ્ય આવે છે. આદિપર્વમાં આવતું પૌષ્યપર્વ ગદ્યમાં છે; વચ્ચે વચ્ચે શ્લોકો આવે છે, પરન્તુ બહુજ થોડા છે. એ ઉપરાંત સમ્ભવપર્વમાં પણ એક અધ્યાયમાં ગદ્ય છે ખાસ કરી પૌષ્યપર્વનું ગદ્ય સુન્દર છે. ભાગવતના ગદ્ય કરતાં તેમાં સારલ્ય વધૂ છે, સમાસાન્ત લાંબા લાંબા શબ્દો તેમાં નથી. બ્રાહ્મણોના સમયથી ગદ્ય લખાણનો આરમ્ભ ઉજ. ભાગવતના પઞ્ચમ સ્કન્ધનો મૂળ પદ્યવિભાગ લુપ્ત થતાં પાછળથી આ ગદ્ય વિભાગ ઉમેરાયેલો હોય તો તે કાંઇ અસમ્ભવિત નથી. તેટલા માત્રથી આખા ભાગવતની પ્રાચીનતાને ડાઘ નથી લાગતો.

ભાગવતનું સ્વરૂપ જોતાં તેની ત્રણ આવૃત્તિ થઇ લાગે છેઃ

૧ લી આવૃત્તિ—તૃતીય સ્કન્ધના પાંચમા અધ્યાયથી ચતુર્થ સ્કન્ધ પર્યન્તની.

૨ જી આવૃત્તિ—શુક પરીક્ષિતના સંવાદ-રૂપમાં ગોઠવાયેલી

૩ જી આવૃત્તિ સૂત-શૌનકના સંવાદમાં ગોઠવાયેલી.

આ ભાગ પ્રાચીનમાં પ્રાચીન છે. આ પછી ઉમેરાયેલા ભાગો તે દ્વાદશ સ્કન્ધના ૬ ઠ્ઠા અધ્યાયના ૩૬ મા શ્લોકથી અન્તસુધીની કથા અને વચ્ચે વચ્ચે આવતા વધી પડતા મોટા વૃત્તના શ્લોકો છે.

ભાગવતની છેલ્લી આવૃત્તિ સુધીમાં ભાગવતના અવતરણની કથા બે પ્રકારની પ્રાપ્ત થાય છે. તૃતીય સ્કન્ધમાં આ ક્રમ છે.—

**प्रोक्त किलैतद्भगवत्तमेन निवृत्तिधर्माभिरताय तेन ।**

*सनत्कुमाराय स चाह पृष्टः साङ्ख्यायनायाङ्ग धृतव्रताय॥*

सांख्यायनः पारमहंस्यमुख्यो विवक्षमाणो भगवद्विभूतीः।
जगाद सोऽस्मद्गुरवेऽन्विताय पराशरायाथ बृहस्पतेश्च॥
प्रोवाच मह्यं स दयालुरुक्तो मुनिः पुलस्त्येन पुराणमाद्यम्।
सोऽहं तवैतत्कथयामि वत्स श्रद्धालवे नित्यमनुव्रताय॥
(भा. ३-८-७, ८, ९)

ભગવાને સનત્કુમારને; તેણે સાઙ્ખ્યાયનને; સાઙ્ખ્યાયને પરાશર અને બૃહસ્પતિને; પરાશરે મૈત્રેયને અને મૈત્રેયે વિદુરને.

દ્વિતીય સ્કન્ધમાં અન્ય ક્રમ પ્રાપ્ત થાય છેઃ—

तस्मा इदं भागवतं पुराणं दशलक्षणम्।
प्रोक्तं भगवता प्राह प्रीतः पुत्राय भूतकृत्॥
नारदः प्राह मुनये सरस्वत्यास्तटे नृप।
ध्यायते ब्रह्म परमं व्यासायामिततेजसे॥
(भा. २-९-४३, ४४)

ભગવાને બ્રહ્માને; બ્રહ્માએ નારદને અને નારદે વ્યાસજીને. તેજ આગળ જતાંઃ—

इदं भागवतं नाम पुराणं ब्रह्मसम्मितम्।
उत्तमश्लोकचरितं चकार भगवानृषिः॥
× × × ×
तदिदं ग्राहयामास सुतमात्मवतां वरम्।
× × × ×
स तु संश्रावयामास महाराजं परीक्षितम्॥
प्रायोपविष्टं गङ्गायां परीतं परमर्षिभिः।
× × × ×
तत्र कीर्तयतो विप्रा विप्रर्षेर्भूरितेजसः॥
अहं चाध्यगमं तत्र निविष्टस्तदनुग्रहात्।
सोऽहं वः श्रावयिष्यामि यथाऽधीतं यथामति॥
(भा. १-३-४० थी ४५)

) —વ્યાસજીએ શુકદેવજીને, શુકદેવે પરીક્ષિતજીને, ત્યાં શુકદેવજી પાસેથીજ સૂતે અને સૂતે શૌનકાદિ ઋષિયોને કહ્યું.

આ વિચિત્ર બે ક્રમ એકજ ગ્રન્થને માટે કેમ હોઇ શકે? ઊપર જે આવૃત્તિક્રમ દર્શાવ્યો છે, તે જોતા આ શંકા નિરાકૃત થઇ જશે પ્રથમ આવૃત્તિ એજ મૈત્રય અને વિદુરના સવ્વાદરૂપે છે. આ ભાગ જો મૂળભાગવતનો નજ હોય તો મૂળભાગ ત્યાથી નષ્ટ થઇ ગયો હોવો જોઇયે. આમજ બન્યૂ હોય તો શુકપરીક્ષિતના સવ્વાદરૂપે રહેલી બીજી આવૃત્તિ (તૃતીય-ચતુર્થ સ્કન્ધના મૂળ નષ્ટ થયેલા ભાગવાળી) એ મૂળકૃતિ અથવા પ્રથમજ આવૃત્તિ અને સૂત-શૌનકના સંવ્વાદવાળી એ દ્વિતીય આવૃત્તિ એમ સ્વીકારવામા બાધ નથી. વ્યાસે આત્મસન્તોષ માટે ભાગવત સંહિતાની રચના કરી છે. તે પુરાણી પુરાણસંહિતાના અવશેષરૂપે અત્યારનૂ ભાગવત પ્રાપ્ત થાય છે, એમ સ્વીકારવામા કશો બાધ નથી લાગતો.

## ૬. ભાગવત ભક્તિશાસ્ત્ર તરીકે

આવી સ્થિતિ હોવા છતા કિયો ભાગ જૂનો અને કિયો ભાગ નવો તે તરફ સામાન્ય ધાર્મિક માન્યતાને કાઇ લેવા દેવા નથી. આપણી સમક્ષ સ્વરૂપ જેવા પ્રકારનૂં ભાગવતનૂં પ્રાપ્ત થાય છે, તેનાથી સામાન્ય સિદ્ધાન્તોને કોઇ પણ જાતની હાનિ નથી, તેનાથી આધ્યાત્મિક શ્રેયસ પ્રાપ્ત કરવામા કાઇ અડચણ નથી. આર્યાવર્તના ધર્માચાર્યો તેના તરફ જે માનની નજરથી જુવે છે, તે તેના નિર્બાધિત ઉત્તમપણાને લઇને છે, તેથી એક સર્જક ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, આધ્યાત્મિક શાસ્ત્ર તરીકે તેની કીમત કાઇ પણ ઓછી નથી.

ભક્તિશાસ્ત્રનો તો તે અપૂર્વ અને અદ્વિતીય ગ્રન્થ છે. આ માટેજ મમ્મટના કાવ્યપ્રકાશની જેમ અનેક ટીકાઓ પ્રાપ્ત થાય છે, તેમ ભાગવતની પણ અનેક ટીકાઓ પ્રાપ્ત થાય છે. વેદધર્માનુયાયીની ભાગવત ઊપર ટીકા ન હોય એમ નથી બન્યૂં. સ્વ. ઇચ્છારામ

દેશાઇયે વલ્લભકૃત ભાગવતની પ્રસ્તાવનામા ( પૃ. ૨૦ની પાદટીપમાં) પ્રાપ્ય ટીકાકારોનો ઉલ્લેખ કર્યો છે. સ્વ. દેશાઇ ભાગવતની વિશિષ્ટતા બતાવતા ત્યાંજ લખે છે કે—

"આર્યાવર્તના સકલ સમાજમાં, સંપ્રદાયમાં જે ગ્રંથ આટલો બધો માન્ય છે, તેનું કારણ અદ્ભુત હોવુંજ જોઇએ વ્યાસકૃત ઘણા ગ્રંથોમાં આનો માન્ય ગ્રંથ આ એકજ છે, એટલે તેમાં વિશેષતા ઘણી હોવાનો સંભવ રહે જ્યારે સકલ પુરાણોનું તાત્પર્ય કાઢીને આ ગ્રંથ રચ્યો છે. એમાં ભગવાનના ષડૈશ્વર્યનું યથાર્થ રીતે વર્ણન આપ્યુ છે; એમાં મન્વંતરોની રચના સબંધી વર્ણન છે; એમા ભૂગોળ ખગોળનું વર્ણન છે, એમાં પ્રભુના પ્રત્યેક અવતારનું શૃંખલાબદ્ધ વર્ણન કરેલું છે; એમાં સંસાર વ્યવહારનું વર્ણન કીધુ છે, એમા જ્ઞાન ભરેલું છે, એમાં ભક્તિની સાક્ષાત્ મૂર્તિજ બેસારી છે; એમાં અલંકારનો ખજાનો છે, એમાં દૃષ્ટાંતોની મોટી શોભા છે, એમાનો વર્ણન ભાગ આલંકારિક ને રસમય છે; એમા યુદ્ધનીતનો બોધ છે; એમા પ્રેમલક્ષણા ભક્તિનું વિશુદ્ધ સ્વરૂપ ચિતર્યું છે; એમાં ધર્મની મહત્તા-પરમ તાત્પર્ય સમન્વ્યુ છે, એમાં ધર્મવિહીન દેહની અનેક પ્રકારે કનિષ્ઠતા બતાવી છે, એમાં જીવને બહુ રૂડો ઉપદેશ આપ્યો છે; એમા સંસારને અસાર વર્ણવ્યો છે; એમાં માયાને મહાકષ્ટકારક દર્શાવી છે, એમાં ઉપદેશ-ચરિત્રો ધર્મ-નીતિ સાથે દૃષ્ટિએ પડે છે, એમાં મહાનુભાવ પુરુષોનાં આહ્નિક છે; એમાં દાનવના પ્રસંગોથી રાજનીતિ શિખવી છે, એમાં સર્વેશ્વર પરમ પરમાત્મા પુરાણપુરુષ પુરુષોત્તમનું સંપૂર્ણ ઐશ્વર્યવાન્ ચરિત્ર આપેલુ છે."

(ત્રીજી આવૃત્તિ. પ્રસ્તા. પૃ, ૨૬.)

## ૭. ભાગવત શાસ્ત્ર

ઇ. સ. ૧૨૭૧થી ૧૩૦૯ સુધીમા થયેલા દક્ષિણમાં દેવગિરિના રાજ્યના યાદવવંશી રાજા રામદેવ ઉર્ફે રામચન્દ્રના આશ્રિત મહાન પણ્ડિત [૮]બોપદેવે આ ભાગવતશાસ્ત્રનું મહત્ત્વ સમજી સ્વતન્ત્ર રીતે પ્રકરણ વિભાગ પાડવાની પ્હેલ કરી છે, એવું અત્યાર

૮. જુવો હરિલીલા ષોડશકલા (ગુજ વર્ના-સો)-ઉપોદ્ઘાત પૃ.-૧૨૬-૨૭.

સુધીમાં ભાગવત ઊપર પ્રાપ્ત થતા પ્રાચીનમા પ્રાચીન ગ્રન્થોથી સિદ્ધ થાય છે. મહાન શ્રીધરાચાર્યે આ પૂર્વેજ ભાવાર્થદીપિકા નામની ટીકા ભાગવત ઊપર રચેલી. તેમાં દરેક અધ્યાયના આરમ્ભમા તે તે અધ્યાયની કથાનો સઙ્ક્ષેપ એક, બે કે ત્રણ કારિકા ઓમાં આપવામા આવ્યો છે અને પ્રાયઃ સર્વ કઠિન વિભાગ ઊપર સમર્થ ટીકા લખવામા આવી છે. ભાગવતના શબ્દાર્થ અને કેટલાક ભાગનો જેવાકે વેદાન્ત-વિષયને લગતા ભાગોનો ભાવાર્થ સમજવામા તેનો ઉપકાર છે. તે ટીકા એટલી બધી વ્યાપક છે કે અત્યારે જ્યા જ્યા ભાગવતનૂ પઠનપાઠન થાય છે, ત્યા પ્રથમ શ્રીધરી ટીકાને અનુસરીનેજ, તે પછીજ અન્ય ટીકાઓનો ઉપયોગ લેવામા આવે છે. પ્રાથમિક અભ્યાસ માટે શ્રીધરની ટીકા છે. શાસ્ત્રીય અભ્યાસને માટે ગ્રન્થસાહિત્યનો આરમ્ભ બોપદેવથી થાય છે. પ્રથમ પ્રથમ તે શાસ્ત્ર, સ્કન્ધ, પ્રકરણ, અધ્યાય, વાક્ય, પદ અને અક્ષર આમ સાત રીતે અર્થ કરવાની આવશ્યકતા બતાવી **હરિલીલા** નામક નાના ગ્રન્થમા ટૂંકમા ભાગવતાનુક્રમણી આપે છે.

ભાગવતમાં દશવિધ લીલાનો નિર્દેશ છે. તે સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઊતિ, મન્વન્તર, ઈશાનુકથા, નિરોધ, મુક્તિ અને આશ્રય. ભાગવતના તૃતીય સ્કન્ધથી ક્રમ પ્રમાણે ઊપરની લીલાઓનૂં વર્ણન છે. રહ્યા પ્રથમ સ્કન્ધ અને દ્વિતીય સ્કન્ધ. બોપદેવ-**શ્રોતૃવક્તૃણ લક્ષ્માદ્યે દ્વિતીયે શ્રવણે વિધિઃ પ્રથમ સ્કન્ધમા શ્રોતા-વક્તાનૂં લક્ષણ અને દ્વિતીયમા શ્રવણનો વિધિ,** સ્કન્ધાર્થ કહે છે. (૧-૬). એ રીતે બારે સ્કન્ધના વિષયનો નિર્દેશ કરી પછી પ્રકરણ-વિભાગ કરે છે. [૯]પ્રથમ સ્કન્ધમા અઢાર અધ્યાય છે, તેમ બોપદેવ કહે છે. અત્યારના ભાગવતમા તેમજ શ્રીધરની

[૯] प्रथमेऽष्टादशाध्यायास्तत्र प्रकरणत्रयम् ।
त्रित्रिद्वादशभिर्लक्ष्यं हीनमध्योत्तमं त्वतः ॥ (ह. वि. १—७)

ભાવાર્થદીપિકા પ્રમાણે ૧૯ અધ્યાય છે. મને એમ લાગે છે કે બોપદેવે ૧૬-૧૭ મા અધ્યાયને એક અધ્યાયરૂપે કદાચ ગણેલ હોય. આ ઓગણીસ અધ્યાયમા એકપણ પ્રસંગ એવો નથી કે જે પાછળથી ઘૂસાડવામા આવેલો હોય. ૧ લો અને ૨ જો અધ્યાય મળીને એક અધ્યાય માનવા જઇયે પરન્તુ તેમ કરવામા ખુદ બોપદેવજ વિરુદ્ધ જાય છે. આ પ્રથમ સ્કન્ધના [૯]હીન, મધ્યમ અને ઉત્તમ શ્રોતા-વક્તા= અધિકારીના ક્રમે ૩-૩-૧૨ અધ્યાય બોપદેવ આપે છે. ૧ લા હીન પ્રકારમા [૧૦]શ્રોતા શૌનક અને વક્તા સૂત છે. ૪ થા અધ્યાયથી શ્રોતા વ્યાસ અને વક્તા નારદ છે. ૬ ઠ્ઠા અધ્યાયના અન્તમા નારદ વ્યાસને ઉપદેશ આપી ચાલ્યા જાય છે અને મધ્યમ પ્રકરણ ૪-૬ એ ત્રણ અધ્યાયથી પૂર્ણ થાય છે. આમ ૭ અધ્યાયમા તો કાઇપણ ફેર બોપદેવ નથી માનતા. સાતમે અધ્યાયથી અન્તસુધીમા તે ૧૨ અધ્યાય માને છે જ્યારે અત્યારે પ્રાપ્ત થાય છે ૧૩. પ્રભાસપાટણના ભીમે હરિ લીલા ષોડશકલામા [૧૧]આ તેરે અધ્યાયની કથા લીધી છે, કોઇ અધ્યાયની તે કથા મૂકતો નથી. હરિલીલા ષોડશકલા એ બોપદેવની [૧૨]હરિલીલાનો આધાર લઈ

---

૧૦ श्रोतारः शौनको व्यासः परीक्षिच्चोत्तमाः क्रमात् ।
वक्तारोऽपि तथा सूतो नारद शुक इत्यमी । (ह. वि. १-८)

૧૧ જુવો રા અમ્બાલાલ બુ જાની સમ્પાદિત હરિલીલા ષોડશ કલા (ગૂજ વર્નો સો.) ની દ્વિતીયકલાની કડી ૨૮-૧૧૪. ભીમ ૧૧મી કડીમાં કહે છે—"અધ્યા અઢાર અછઇ, પ્રથમઇ પ્રકરણ ત્રિણ્ય"

૧૨. પડિત બોપદેવ દ્વિજ એક કીધુ હરિલીલા વિવેક,
તિણિ આધારિ મિ કરી કથા, સરોવર જમહુ હુઉ યથા.
(હ ષો ક સ્વસ્તુતિ ૧)

અને

"સંક્ષેપઇ શ્રી ભાગવત કહીસ ત્રિવિધિ મ ...
એકઇ, દ્વાદશ, ત્રિણી શત એકત્રીસ સ

સાથોસાથ ભાગવતની કથાને સમાવી લઈ રચનામા આવેલ ગ્રન્થ છે ખુદ [૧૩]બોપદેવ પણ હરિલીલામા પ્રથમ સ્કન્ધના વિષયની સૂચિકા આપે છે, તેમા આમાના કોઇપણ અધ્યાયની કથા છોડતા નથી એટલે ઊપર પ્રમાણે ૧૬-૧૭ મા અધ્યાને એક તેણે માનેલ હોય તો તેમા કાઇપણ ન માનવા જેવૂ નથી

આ બન્ને અધ્યાયના મળી શ્લોક ૮૦ થાય છે ૧૦-૧૧ મા ને એક ગણિયે તો તેના શ્લોક ૧૦૯ થાય છે નિસ્તાર એ છે કે કા ૧૦-૧૧ ને કા ૧૬-૧૭ ને એક અધ્યાય-રૂપે ગણો

દ્વિતીય સ્કન્ધમા ૧૦ અધ્યાય છે [૧૪]શ્રવણવિધિ એ

---

૧૩ સાતમા અધ્યાયથી કથા-સૂચી આપતા તે લખે છે કે—

" सुतघ्नद्रौण्यभिभवस्तदस्त्रात्पाण्डवात् वनम् ( ² ञ्चावनम् ) ।
भीष्मस्य स्वपदप्राप्ति कृष्णस्य द्वारकागम ॥
श्रोतु परीक्षिता जन्म धृतराष्ट्रस्य निर्गम ।
कृष्णमर्त्यत्यागसूचा तत पार्थमहापथ ॥
भूधर्मया कलेर्भीतिस्ततस्त्राण परीक्षिता ।
परीक्षितो ब्रह्मशाप प्रायेऽस्य शुकसङ्गम ॥
इत्यष्टादशभि पदैरध्यायार्था क्रमात्स्मृता ॥
( ह वि १–१३, १४, १५ )

१४ द्वितीये श्रवणाङ्गानि ध्यान श्रद्धा निमर्शनम् ।
द्विद्विषड्भिर्दशाध्याये ( ³ये ) ( ह वि २–१ )

[અધ્યાય ૭ અશ્વત્થામે કરેલુ પુત્ર મરણ ૮ અશ્વત્થામા પરિભવ, ૯ ભીષ્મ સ્તુતિ ૧૦-૧૧ કૃષ્ણનૂ દ્વારકા-યાન, ૧૨. પરીક્ષિત-જન્મ ૧૩ ધૃતરાષ્ટ્ર નિર્ગમ ૧૪ કૃષ્ણસ્વધામ પ્રયાણ ૧૫ પાણ્ડવ-મહાપ્રસ્થાન, ૧૬ ભૂધર્મને કલિથી બ્હીક ૧૭ ભૂધર્મ-રક્ષણ ૧૮ પરીક્ષિતને શાપ-પ્રાપ્તિ, ૧૯ શુક-સમાગમ ]

સ્કન્ધાર્થ છે. તેનાં ૨-૨-૬ અધ્યાયનાં ત્રણ પ્રકરણ છે, જેમાં ક્રમે ધ્યાન, શ્રદ્ધા અને વિમર્શન એ વિષય છે.

આ આખું [15]આનન્દાત્મક પ્રભુની લીલારૂપ શાસ્ત્ર છે. આમ આનન્દાત્મક હરિ દશવિધ લીલાથી યુક્ત તે શાસ્ત્રાર્થ છે, પ્રથમ સ્કન્ધ અધિકાર અને દ્વિતીય સ્કન્ધ શ્રવણવિધિ-જ્ઞાન એવો સ્કન્ધાર્થ આપે છે. પ્રથમ સ્કન્ધના હીન-મધ્યમ-ઉત્તમ અધિકારરૂપે ત્રણ અને દ્વિતીયના ધ્યાન-શ્રદ્ધા-વિમર્શન એ ત્રણ પ્રકરણાર્થ સ્પષ્ટ છે. જે જે અધ્યાયમા જે હકીકત છે તે અધ્યાયાર્થ.

શ્રીવલ્લભાચાર્યજીએ અતિ વિશદ રીતે તત્ત્વાર્થ-દીપનિબન્ધના ત્રીજા ભાગવતાર્થ પ્રકરણમાં શાસ્ત્ર, સ્કન્ધ, પ્રકરણ અને અધ્યાયના અર્થનું વિવેચન કર્યું છે. એઓશ્રી ભાગવતને [16]દ્વાદશાઙ્ગ પુરુષોત્તમ

---

१५. आनन्दस्य हरेर्लीला वक्ता भागवतागमः।
स्कन्धैर्द्वादशभिः शाखाः प्रतन्वन् द्विजसेविताः।
(ह. वि. १-३)

શ્રી વલ્લભાચાર્ય—
आनन्दस्य हरेर्लीला शास्त्रार्थो दशधा हि सा।
(भा. प्र. १-३)

१६. पुरुषे द्वादशत्वं हि सक्थ्यौ बाहू शिरोऽन्तरम्।
हस्तौ पादौ स्तनौ चैव पूर्वे पादौ करौ ततः॥
सक्थ्यौ हस्तस्ततश्चैको द्वादशश्चापरः स्मृतः।
उत्क्षिप्तहस्तः पुरुषो भक्तमाकारयत्युत॥
स्तनौ मध्यं शिरश्चैव द्वादशाङ्गतनुर्हरिः॥
पादौ सक्थ्यौ कटिर्गुह्यं-उदरं हृदयं करौ।
मुखं ललाटो मूर्धा च केचिदेवं हरिं जगुः॥
(भा. प्र. १-७, ८, ९, १०)

કહે છે, અને જુદા જુદા સ્કન્ધ અને પ્રભુના જુદા જુદા અઙ્ગરૂપ છે, એમ નિર્દેશે છેઃ—

| સ્વમતમાં— | | પરમતમાં (=ઉપાસના મતમા) | |
|---|---|---|---|
| સ્કન્ધ | અઙ્ગ | સ્કન્ધ | અઙ્ગ |
| ૧–૨ | બન્ને પાદ | ૧–૨ | બન્ને પાદ |
| ૩–૪ | બન્ને બાહુ | ૩–૪ | બન્ને સાથળ |
| ૫–૬ | બન્ને સાથળ | ૫– | કટિ |
| ૭– | જમણો હસ્ત | ૬– | ગુહ્યભાગ |
| ૮–૯ | બન્ને સ્તનો | ૭– | ઉદર |
| | | ૮– | હૃદય |
| ૧૦– | મધ્ય ભાગ | ૯– | બન્ને બાહુ |
| ૧૧– | મસ્તક | ૧૦– | મુખ |
| ૧૨– | ડાબો હસ્ત | ૧૧– | લલાટ |
| | | ૧૨– | મસ્તક |

દ્વિતીયસ્કન્ધના ત્રણે પ્રકરણના નામ તેઓ તત્ત્વખ્યાન, હૃત્પ્રસાદ અને મનન રાખે છે. શ્રવણવિધિ એનું જ બીજું નામ **જ્ઞાન** હોવાથી આ સ્કન્ધની લીલા **જ્ઞાનલીલા** કહેવાય છે. આમાં સાધનોનું વર્ણન છે. આ ક્રમે જ્ઞાન મેળવતા ભગવત્પ્રાપ્તિ સૂચિત છે.

## ૮. અધિકારભેદ

ભાગવતના પ્રથમ સ્કન્ધમાં ત્રણ શ્રોતા અને ત્રણ વક્તાનો ઉલ્લેખ છે, તેમા શૌનક–સૂત કનિષ્ઠાધિકારી, વ્યાસ–નારદ મધ્યમાધિકારી અને પરીક્ષિત–શુકદેવ ઉત્તમાધિકારી છે. આમ અધિકારભેદ પ્રકરણનો શા માટે માને છે, તે ભાગવતના કથાનક ઉપરથી આ રીતે છેઃ—

આવી કથાઓ કહેવી, એ સૂતની વિક્રય નથી છતાં સ્વાભાવિક વૃત્તિ હોવા માત્રથી આ બન્નેનો અધિકાર કનિષ્ઠ કોટીનો છે. નારદ અધિકારી હોવા છતા કાર્યના આવેશને લીધે દૃઢ

વૈરાગ્ય ઉત્પન્ન કરાવી શકયા નથી, માટે તે મધ્યમાધિકારી છે. શુકદેવજીમા નથી વૃત્તિ કે નથી કાર્યનો આવેશ, સાથે દઢ વૈરાગ્ય કરવામા સમર્થ છે, માટે તે ઉત્તમાધિકારી છે તેજ રીતે યાગાદિ કરવામા આસક્તિ, શિષ્યોનો સંગ્રહ, વક્તા સૂત કરતા પોતાનામા ઉત્તમ જ્ઞાન છે તેની માન્યતા, આ કારણથી શૌનકને જે શ્રેષ્ઠ ફલ મળવૂ જોઇયે તે મળ્યૂં નથી, માટે તે કનિષ્ઠાધિકારી છે. દઢ જ્ઞાનને લીધે ભક્તિથી યુક્ત કર્મ વડે મોક્ષ થવાનો હોવાથી તેમજ પોતાથી કરીને તર્ક-જ્ઞાન હોવાથી અને અવતારરૂપ હોવાથી વ્યાસજી મધ્યમાધિકારી છે. વ્યાસજીને જુદા જુદા સાધનોનૂં દઢ જ્ઞાન હતૂં સાથે નારદનો ઉપદેશ દુર્બલ હતો એટલે અધિકાર મધ્યમ કહ્યો છે. પરીક્ષિતને તો શુકદેવજીના વચન માત્રથી નિ:સન્દેહ હોવાથી ઉત્તમફલ મળ્યૂ છે, એટલે તે ઉત્તમાધિકારી છે.[૧૭]

---

१७. सूतत्वाद् वृत्तिरेषा हि तस्मान्न फलितं तथा।
यद्यप्येषा न विक्रीता नामविक्रयणात्तथा ॥
नारदस्याधिकारित्वात् कार्यावेशात्तु सर्वत:।
न वैराग्य दृढ जात तेन मध्यम ईर्यते ॥
शुके पूर्वोक्तद्वितय नास्ति तेनोत्तम. स्मृत:।
× × × ×
यागादिकरणासक्तया शिष्याणां चैव सङ्ग्रहात्।
वक्तुः स्वस्योत्तमज्ञानात् फल सर्वं न शौनके ॥
दृढज्ञानात् कर्मणा तु भक्त्या युक्तेन मोक्ष्यते।
स्वतस्तर्कपरिज्ञानात् अवताराच्च मध्यमः ॥
नानासाधनविज्ञानात् संवादान्नारदप्रमाद।
शुकोक्तिमात्रतस्तस्य नि सन्देहात् फल भवेत् ॥
(त. नि, भा. प्र. १. १. २७ थी ३२)

પ્રથમ સ્કન્ધમા આમ અધિકારભેદ પ્રાપ્ત થાય છે

## ૯ ભાગવત—વિષયનિર્દેશ

અત્રે પ્રસિદ્ધ થતો ભાગવતનો શ્લોકશઃ ગુજરાતી પદ્યાનુવાદ આપણી સામે સાદર થતા દરેકે દરેક અધ્યાયના આરમ્ભમા ગેય અને કોઈ વૃત્તમા અધ્યાયમા આવતી કથાનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે તેનો આમ અહીં પૃથક-નિર્દેશ કરવામા નથી આવતો તે સાથે **પરિશિષ્ટ ૨ જા મા ગો० શ્રી** શોભામાજી વિરચિત **ભાગવતાનુક્રમણી**-ધોળમાના પ્રથમ-દ્વિતીય સ્કન્ધના ધોળ છપાયા છે, તેમા સ્પષ્ટ રીતે અધ્યાયે-અધ્યાયના વિષયનો નિર્દેશ આવી જાય છેજ. મુખ્યત્વે પ્રતીત થતા વિષયનુ અહી સૂચન કરવામા આવે તો તેથી ભાગવતશાસ્ત્ર-બોધમા સૌકર્ય થશે

—ભાગવતના ૧ લા અધ્યાયમા આરતા પ્રથમ ત્રણ શ્લોક ઉપોદ્‌ઘાત તરીકે આવેલા છે કથાનો આરમ્ભ ચોથા શ્લોકથી થાય છે. પ્રથમ શ્લોકમા ભાગવતમાથી ફલિત થતા વેદાન્ત-સિદ્ધાન્તના સ્વરૂપ-દર્શન સાથે પરમ સત્ય પરબ્રહ્મના ધ્યાનનો નિર્દેશ કરવામા આવ્યો છે બ્રહ્મસૂત્રની ચતુઃસૂત્રીમા જે વેદાન્ત-સિદ્ધાન્ત સ્ફુટ છે, તેનો તેજ શબ્દમા અહીં નિર્દેશ છે **जन्माद्यस्य यत** (ब्र सू. १-१-२ અને **तत्तु समन्वयात्** (ब्र-सू-१-१-३) આ બન્ને સૂત્રોથી અભિપ્રેત જગતનુ નિમિત્ત અને સમવાયિ-કારણ બ્રહ્મ છે, તે વાત અહીંનો પ્રથમ શ્લોક આપણને બતાવે છે અવતારાદિક દશામા બ્રહ્મ જન્મે છે, બ્રહ્મ જીવે છે, બ્રહ્મ લૌકિકચેષ્ટાઓ કરે છે, આવી જાતની જે કલ્પના જીવો કરે છે, તેની સમ્ભાવના બ્રહ્મમા નથી. સચ્ચિદાનન્દાત્મક અખણ્ડ બ્રહ્મ એજ ધ્યાનનો વિષય છે આમ વસ્તુસ્થિતિયે આખા ભાગવતશાસ્ત્રના અર્થનો સાર પ્રથમ શ્લોકમા આવી જાય છે બીજો-ત્રીજો શ્લોક ભાગવતના માહાત્મ્યનો સૂચક છે. એ ૫છી શૌનકે સૂતને ૭ પ્રશ્નો પૂછ્યા છે—

प्रयोजन-प्रश्नाः—

૧. તમોયે પુરુષોનું પરમ નિશ્રેયસ શું નક્કી કર્યું છે ? [૧૮] (૧-૧૬)
૨. બધા શાસ્ત્રોનો સાર શો ? (૧-૨૦)
૩. પરમાત્મા શું કરવાની ઇચ્છાયે પ્રકટ થયા ? (૧-૨૨, ૨૩)

कर्म-प्रश्नाः—

૪. પ્રભુના ચરિત કિયાં કિયાં છે ?
૫. પ્રભુયે અવતાર લઇ કરેલાં કર્મો કિયાં ? } (૧-૨૫ થી ૩૮)
૬. કૃષ્ણાવતાર પછી ધર્મ કોને શરણે ગયો ? (૧-૪૬)

સૂત આમાંના ચાર પ્રશ્નોનો ઉત્તર બીજા અધ્યાયમાં આપે છેઃ

૧. ફલાસક્તિ-રહિત અવ્યભિચારિણી ભક્તિ તે પરમ નિશ્રેયસ. (૨-૧૯)
૨. વર્ણાશ્રમમર્યાદાપૂર્વક ધર્મપાલન તે શાસ્ત્રસાર (૨-૩૪)
૩. સૃષ્ટ લોકનાં હિતને માટે પ્રાકટ્ય. (૨-૫૩)
૪. કૃષ્ણ-લીલા-નિરૂપણનું સૂચન માત્ર (૨-૮૧)

ત્રીજા અધ્યાયમાં અવતાર પ્રશ્નનો ઉત્તર છે. જેમાં પ્રભુના ૨૨ અવતારોનો ઉલ્લેખ અને કર્મનિર્દેશ છે. છઠ્ઠા પ્રશ્નનો ઉત્તર અનુત્તરિતજ રહે છે, તે પરીક્ષિતને શરણે ધર્મ-પૃથ્વી આવ્યાં ત્યાં કહેવાયો છે.

આ છયે પ્રશ્નોનો વિસ્તાર એ ભાગવત સમગ્ર છે. પ્રથમના ત્રણ અધ્યાયોનું સ્વરૂપ જોતાં બાકીનો ભાગના ઉપોદ્ઘાત તરીકે તે આવ્યા હોય તેમ લાગે છે; કેમકે ચોથા અધ્યાયમાં **ભાગવતી કથાના**

૧૮. રત્નેશ્વરના અનુવાદની કડીયોનો કૌંસમાં નિર્દેશ કર્યો છે. ૪-૫ એ પ્રશ્ન બોપદેવ-શ્રીધર વગેરે એકજ સ્વરૂપે માને છે. એઓને મતે આમ પાંચ પ્રશ્નો થાય છે. રત્નેશ્વર આમ છતાં (૧-૨-૨ માં) "પ્રથમમાં ખટ પ્રશ્ન કર્યાં મુનિ" એમ છ પ્રશ્નનો નિર્દેશ કરે છે.

વિષયમાં શૌનક એકડે એકથી પ્રશ્ન કરે છે. ત્રીજા અધ્યાયના અન્તમાં ભાગવતનો ઉલ્લેખ સૂત આપે છે. તે ઊપરથી આ પ્રશ્નો ઊઠતા હોય, તે પણ કાંઇ અસ્વાભાવિક નથી. અહીં ચોથા અધ્યાયમાં ૧. ભાગવત, ૨. તેનો કર્તા, ૩. તેનો વક્તા અને ૪. તેનો શ્રોતા– આ ચાર વિષયમાં પ્રશ્ન છે. ભાગવતની ઉત્પત્તિના વિષયમા આ માટે સૂત–૪ થાથી ૬ ઠ્ઠા અધ્યાય સુધીની કથા કહી જાય છે; જેમા **ભાગવત અને તેનો કર્તા**, આ બે વાત સમાઇ જાય છે. તેના વક્તાના સમ્બન્ધમા સાતમા અધ્યાયમા ઉલ્લેખ માત્ર કરી પછી શ્રોતા પરીક્ષિતના જન્માદિને લગતી અશ્વત્થામ-વિષયક કથા, કુન્તીસ્તુતિ અને ભીષ્મસ્તુતિ આવી જાય છે. આમાની છેલ્લી બે કથા ભક્તિ-માર્ગના સ્વરૂપનો સુન્દરમા સુન્દર ચીતાર આપે છેઃ

त्वयि मेऽनन्यविषया मतिर्मधुपतेऽसकृत ।
रतिमुद्वहतामद्धा गङ्गेवौघमुदन्वति ॥
(भा. १–८–४१)

સાદી ભક્તિ કુન્તીના પ્રસઙ્ગથી અને માહાત્મ્યજ્ઞાનપૂર્વકની ભક્તિ ભીષ્મના પ્રસઙ્ગથી સમઝાય છે. તે પછીનો પરીક્ષિતને રાજ્ય-પ્રાપ્તિ થઈ, કલિનો નિગ્રહ કર્યો અને ઋષિપુત્રનો શાપ થયો એ સર્વ વક્તા-વિષયક પ્રશ્નના ઉત્તરમા સમાઇ જાય છે.

'ભાગવતી કથાનો આરમ્ભ ક્યાથી? પ્રથમ સ્કન્ધ પૂર્ણ થાય છે, ત્યાસુધી પણ એનો એ પ્રશ્ન આપણી સામે ખડો રહે છે. છેલ્લા અધ્યાયમા શ્રોતા પરીક્ષિત મરણાસન્નને જે કાંઇ કર્તવ્ય હોય તે કહેવાની શુકદેવને વીનતી કરે છે. અને શુકદેવ તે પ્રશ્નનો ઉત્તર દ્વિતીય સ્કન્ધથી પ્રસ્તુત કરે છે.

## ૧૦. પરીક્ષિત–શુકસમાગમ

કલિયુગે રાજા પરીક્ષિતના ચરણને સ્પર્શ કર્યો, એના પરિણામે મૃગયામા જતા તૃષાર્ત રાજાયે સમાધિસ્થ શમીકઋષિના ગળામા મૃત સર્પ પ્હેરાવ્યો. ઋષિપુત્ર શૃઙ્ગી કોપાયમાન થયો અને શાપ આપી

બેઠો કે–આ કાળું કામ કરનારને સાતમેજ દિવસે તક્ષક બાળી ભસ્મ કરી નાખો. શાપ સાંભળી રાજા અનુગ્રહ માની ગઙ્ગાતીરે સત્સઙ્ગ માટે આવ્યો. ત્યા યદચ્છાથી શુકદેવનો સમાગમ થયો અને સાત દિન સુધીમાં ભાગવતી કથાનું શ્રવણ રાજાને કરાવ્યું. ભાગવતમાં આમ ગઙ્ગાતીરે શુક–સમાગમ નિર્દેશાયો છે; અને તેના ઉપર આ આખી ભાગવતી કથાનો આધાર છે. બહુજ આશ્ચર્યની વાત છે કે–મહાભારતમાં તક્ષકથી પરીક્ષિતના મૃત્યુનો પ્રસઙ્ગ લગભગ ભાગવતાનુકૂલજ અપાયો હોવા છતાં તેમાં ગઙ્ગાગમન, શુકદેવસમાગમ અને ભાગવતી કથાનો ઉલ્લેખ આવતો નથી. તેથી ઉલટું—

तं नृपं नृपतिश्रेष्ठ पितरं धार्मिकं तव ॥
प्रासादस्थं यत्तमपि दग्धवान् विषवह्निना ॥
(म. भा. १-४६-२३.)

મ્હેલમાં બહુ સાવચેતીથી રહેલા પરીક્ષિતને તક્ષકે વિષવહ્નિથી ખાખ કરવાની વાત વૈશમ્પાયન જનમેજયને કહે છે.

હરિવંશમા પણ કોઇ ખાસ ઉલ્લેખ પ્રાપ્ત થતો નથી. ભાગવતની દ્વિતીય આવૃત્તિ કરતી વેળાયે આ પ્રથમ સ્કન્ધની કથા પ્રયોજાયેલી હોય તેમ માનવામાં કશો બાધ નથી. અથવા સમાધિદ્વારા ભાગવત–કથાની ભાગવતકારને પ્રાપ્તિ થઇ છે. એટલે પરીક્ષિત–શુકસમાગમની સમ્ભાવના હોઇ શકે.

## ૧૧. ભાગવત-વિષય નિર્દેશ (ચાલૂ)

દ્વિતીય સ્કન્ધથી શુક–વાગમૃત–સિઞ્ચન આરમ્ભાય છે. રાજાયે—

"મરણ સમે સાંભળવું જે કાંઇ, જપવું, ભણવું હોય,
જે પુરુષે કર્તવ્ય કર્મ, મુને કહોને, પ્રભુજી! સોય.
અથવા સ્મરવું ને ભજવું ને અણસાંભળવું જેહ,
તાહરૂં દર્શન દુર્લભ; માટે અધુના કહેજ્યો તેહ."
(રત્ને. ભાષા. ૧-૧૯-૮૨, ૮૩)

એ રીતે પૂછેલા પ્રશ્નોનો ઉત્તર યોગશાસ્ત્રની પ્રણાલીના અતિ વિસ્તાર સાથે શુકે પ્રસ્તુત કર્યો છે. પ્હેલા અધ્યાયમાં સ્થૂલ સ્વરૂપ-ધારણા અને પછીના અધ્યાયમાં સૂક્ષ્મ સ્વરૂપ-ધારણા બતાવવામાં આવી છે. શ્રવણવિધિ, જ્ઞાન કે કર્તવ્ય-નિર્ધાર આ સ્કન્ધાર્થમાં વસ્તુ-નિર્ધારણ, શ્રદ્ધા અને વિમર્શ એ ત્રણનો વિચાર છે. તેમાં પ્રમાણ અને પ્રમેય એ રીતે બે પ્રકારનું વસ્તુ-નિર્ધારણ, શ્રોતા અને વક્તાના બે પ્રકારની શ્રદ્ધા અને ઉત્પત્તિ અને ઉપપત્તિના ભેદે બે પ્રકારનો વિમર્શ છે. કર્તવ્ય-નિર્ધારણ વિના જ્ઞાન ક્હો શ્રવણ-વિધિ ક્હો, શક્ય નથી. આબ્રહ્મસ્તમ્બ-પર્યન્ત સર્વ લોકો એ વિરાટનું સ્થૂલ સ્વરૂપ છે. બુદ્ધિયે કરી આવા સર્વમાં સમન્વિત સૂક્ષ્મ સ્વરૂપાત્મક પ્રભુમાં મનને નિરુદ્ધ કરવાનું છે; વિરાટથી અતિરિક્ત કશું યે નથી એવી દૃઢ જ્ઞાન સાથે એક જાતની ધારણા કરવાની છે. તેને માટે—

"જીતે આસન, જીતે શ્વાસ, જીતે ઇન્દ્રિયસર્ગ વિલાસ;
સ્થૂલરૂપ જે શ્રીભગવન્ત, ધિયે ધરે ત્હાં મન માહન્ત."

(રત્ને. ભાષા. ૨-૧-૫૩.)

આજ પ્રભુનું સર્વત્યાગપૂર્વક કીર્તન, સ્મરણ વગેરે કરવાં. આ ધારણાથી શ્રદ્ધા-સંસિદ્ધિ થાય છે. શ્રદ્ધાના પોષણ, માટે ભક્તિ-સ્વરૂપની આવશ્યકતા રૂહે છે, તે ત્રીજા-ચોથા અધ્યાયમાં સ્પષ્ટ છે.

વિમર્શ કિંવા મનન એ નારદ-બ્રહ્મા-સંવાદથી ૭ અધ્યાયમાં ઉત્પત્તિ-ઉપપત્તિના ભેદે આપવામાં આવેલ છે.

### ૧૨. ભાગવતાનુસન્ધાન

નવમા અધ્યાયમાં ભગવાને બ્રહ્માજીને સપ્તશ્લોકી ભાગવતનો ઉપદેશ આપ્યો. બ્રહ્માયે નારદજીને અને નારદે વ્યાસને. તેજ વ્યાસ મારફત શુકદેવજીયે પ્રાપ્ત કરી રાજા પરીક્ષિતને ક્હેવાનો ઉપક્રમ દ્વિતીય સ્કન્ધના નવમા અધ્યાયના અન્તમાં કર્યો છે. દશમા અધ્યાયથી આપણને એમ લાગે છે કે-ભાગવત શરૂ થાય છે. મહાપુરાણના

દશ લક્ષણની વ્યાખ્યા આ દશમા અધ્યાયથી શરૂ થાય છે. તે બાદ બ્રાહ્મ કલ્પનૂ વર્ણન ટૂંકમા આપવામા આવ્યૂ છે. પરન્તુ ત્યારબાદ તરતજ પાદ્મકલ્પની સૃષ્ટિનૂં વર્ણન આપવાનો શુકદેવ ઉપક્રમ કરે છે. (શ્લો ૪૭ મો.) ત્યા સૂત અચાનક વચ્ચે વિદુર–મૈત્રેયના સંવાદનો ઉલ્લેખ કરી શુકદેવના મુખમાથી તે સંવાદ બ્હાર પડે છે, તેવૂ અધ્યાયના અન્તમા સૂચવે છે. તૃતીય સ્કન્ધના આરમ્ભથી-જ શુકદેવ તે આખો પ્રસંગ શરૂ કરી પાદ્મકલ્પનૂં વર્ણન ત્રીજા–ચોથા સ્કન્ધમાં પૂર્ણ કરે છે.

આમ દ્વિતીય સ્કન્ધના દશમા અધ્યાયથી ભાગવતી કથાનૂ સન્ધાન થાય છે. પ્રથમસ્કન્ધ સમગ્ર અને દ્વિતીય સ્કન્ધના નવ અધ્યાય આમ પૂર્વરંગ તરીકે ગોઠવાઇ રહે છે

૧૩. રત્નેશ્વર

આ ભાગવતનો ગુજરાતી પદ્યાનુવાદ કરનાર કવિ રત્નેશ્વર છે. તેનાજ બે સ્કન્ધો અહી આપવામા આવ્યા છે. રત્નેશ્વર અન્ય પૌરાણિકો જેવો સામાન્ય પૌરાણિક નથી લાગતો. શ્રીધરની ભાવાર્થ-દીપિકા નામક ટીકાને તે સારી રીતે જોઇ–વિચારી ગયેલો દેખાય છે કેમકે અવિચ્છિન્ન રીતે શ્રીધરનાજ અર્થને અનુસરી તેણે આ પદ્યાનુવાદ અર્પ્યો છે અનુવાદમા આવતી ઉત્થાનિકાઓ આબાદ શ્રીધરની તે તે શ્લોકો કે શ્લોકોની સસ્કૃત ઉત્થાનિકાઓનો અનુવાદ છે.

રત્નેશ્વર ક્યારે અને ક્યા થયો છે? આ પ્રશ્નનો પ્રત્યુત્તર તેના આ બન્ને સ્કન્ધોના અન્ત ભાગ આપે છે

[19]સ્કન્ધ ૧–शाके [5]बाणन[0]भोमहो[16]पतिमितेऽर्के दक्षिणाशां गते
कामं कार्तिकमास शुक्लगतिगे मन्दे स्मरारौ तिथौ।

૧૯. "સંવત સત્તર–ચાલીશાનો કાર્તિક સુદિ સમ્બન્ધ,
એકાદશી શનિવારે કીધો, પૂરણ પ્રથમ સ્કન્ધ" (૧–૧૯–૬૧)

मान्यो मेघसुतेन रत्नपतिना दर्भावतीवासिना
श्रीमालीद्विजसम्भवेन विहित स्कन्धो ह्ययं
प्राकृते ॥ १ ॥

સ્કન્ધ ૨-शाके [16]षोडश [4]वेदचन्द्र [1]गणिते पक्षे सिते कार्तिके-
कादश्यां विधुवासरे तनुवरे दर्भावतीवासिना ।
रत्नेशेन घनात्मजेन कमलामाली-द्विजेन ध्रुवं
श्रीमद्भागवतस्य प्राकृतगिरा स्कन्धो द्वितीय
कृत ॥ २ ॥

પ્રથમસ્કન્ધ ડભોઇના વતની શ્રીમાળી બ્રાહ્મણ મેઘજીના પુત્ર રત્નેશ્વરે શાકે ૧૬૦૫ (સં ૧૭૪૦) ના કાર્તિક સુદિ ૧૧ શનિવારે અને દ્વિતીય સ્કન્ધ શાકે ૧૬૧૪ (સં ૧૭૪૯) ના કાર્તિક સુદિ ૧૧ સોમવારે પ્રાકૃતગિરામા ઊતાર્યો છે કવિ પોતે પોતાને દ્વિ સ્ક ના અન્તમા "ગીર્વાણી વાણીનો કવિ" કહે છે આ બન્ને સ્કન્ધમા આપેલા સસ્કૃત શ્લોકોથી તેના કવિત્વનો અનુભવ થઈ શકતો નથી.

પ્રાચીન કાવ્યમાળા–ગ્રન્થ ૧૫ મામા તેને મેવાડા જ્ઞાતિનો કહ્યો છે ત્યા છપાયેલા પ્રથમ સ્કન્ધમા ગ્રન્થાન્તે આવેલો સસ્કૃત શ્લોક નથી, આ પ્રતિમા તે પ્રાપ્ત છે એટલુજ નહીં પણ દ્વિ સ્ક. ને અન્તે પણ આપેલા શ્લોકમા कमलामाली=શ્રીમાળીદ્વિજ હોવાનો ઉપરના શ્લોકમા સ્પષ્ટ ઉલ્લેખ થાય છે માતાનૂ નામ સૂરજ હતૂ, તેવૂ આ બન્ને સ્કન્ધોમાથી કશુ નીકળતૂ નથી તેના પદસંગ્રહમાં ૨૦ મા પદનો "વિકર્તને વિરૂપ ખીજવ્યો "–તે વાક્યમા વિકર્તન

અને

'સંવતની સંખ્યા સવિલાસ સત્તરશે ઓગણપચ્ચાશ
કાર્તિક વિધુસહ એકાદશી, વાર વિધુસહિત ઉલ્લાસી
મેઘ-તનય દર્ભાવતી ગામ શ્રીમાળી રત્નેશ્વર નામ
પૂરણ કીધો દ્વિતીયસ્કન્ધ, યથાબુદ્ધિમાને સમ્બન્ધ"
(૨-૧૦-૧૦૮ થી ૧૧૦)

સૂરજ એવો અર્થ થાય છે, તેનાથી પ્રા. કા. ના સમ્પાદકે સૂરજ નામ હોવાની સમ્ભાવના માની છે.

રત્નેશ્વરે અભ્યાસ ક્યાં કર્યો ? તેના આ બન્ને સ્કન્ધોમાંથી તે વિશે કશો પત્તો લાગતો નથી. માત્ર મૌખિક સાધનોથી તેવી અનેક વાતોનું નિરાકરણ શક્ય નથી. ગમે ત્યાં રહી તેણે અભ્યાસ કર્યો અને ભાગવત જેવા શાસ્ત્રને સારી રીતે સમજવા જેટલી શક્તિ તેણે સમ્પાદિત કરી, તેમાં કશો શક નથી.

ભાગવતનો અનુવાદ કરવામાં તેને કોઈની પ્રેરણા હતી કે સ્વયં તૈયાર થયો, તેનો ખુલાસો તે દ્વિ. સ્ક. ના અન્તમાં આપે છે કે—
"ગીર્વાણી વાણીનો કવિ, તોહે પ્રાકૃતની મતિ હવી." (૧૦-૧૧૦)

તે સંસ્કૃત ભાષામાં કાવ્ય કરી શકતો હોવા છતાં તેને પ્રાકૃતમાં કાંઇ લખવાની બુદ્ધિ થઈ અને આ અનુવાદ કર્યો. આજ વાક્યને પ્રમાણ રાખવામાં આવે તો હું નથી ધારતો કે તેને કોઇ તરફથી ભાગવતાનુવાદ કરવાની પ્રેરણા થઈ હોય.

કવિ પ્રેમાનન્દને જબર શિષ્યમણ્ડલ હતું; અને રત્નેશ્વર તે માંહેનો એક શિષ્ય હતો, તેવી વાત આ બન્ને સ્કન્ધોમાંથી પ્રાપ્ત થતી નથી. એવી જાતનો પણ બચાવ કરવામાં આવે છે કે—

"પ્રેમાનન્દે પોતાનું નામ નહિ દાખલ કરવાની આજ્ઞા કરવા છતાં પણ ગુરૂભક્તિમાં પ્રેમાળ શિષ્યો ગમે તે પ્રકારે તેના નામને પ્રણામ કરી સન્તોષ પામતા હતા."

(પ્રા. કા. પુ. ૧૫-પૃ. ૧૯ ની પાદટીપ)

એટલે રત્નેશ્વર વગેરેયે ગુરનું નામ પ્રકટ રીતે ક્યાંય આપ્યું નથી. આપ્યું હોય તો ક્યાંય ગર્ભિત રીતે આપ્યું હોય. આ બન્ને સ્કન્ધો જોતાં પ્રેમાનન્દનું નામ ગર્ભિત રીતે હોય, તેવું પણ એકે વચન મળતું નથી. તેનાં અન્ય કાવ્યો જે પ્રા. કા. પુ. ૧૫ મામાં પ્રસિદ્ધ થયાં છે, તેમાં કોઇ અને કોઇ પ્રેમ શબ્દ તે તે કાવ્યના આદિ અન્ત ભાગમાં આપવામાં આવ્યો છે:—

પદસંગ્રહ. પદ ૨૦ મું:—

" વિકર્તને વિટપ ખીલવ્યો, મેઘ વર્ષ્યો લઈ બીજ;
વિરત્ન વીલો જોઇને પ્રેમે પૂરી કરી રીજ. ૬."

મૂર્ખાવલિઃ—

શૌરિ બ્રહ્મા હર ગણપતિ પ્રેમવાળા પ્રતાપી,
તેવે પ્રેમે જતન કરીને રત્ન કીધો કૃપાપી.
પૂર્ણાનંદી વરગુરૂ સદા વાટ વે'તી ઉથાપી,
રત્ને તેને નમન કર્યો આ મૂર્ખની પંક્તિ માપી. ૧'

સુજ્ઞાવલિ—

રાધા ધવે મન ભમે થઈ ભૃંગ રૂપે,
બાધા હરે હર સદા, અનુપે સ્વરૂપે;
માધા વિધિ મન તને, કરશે સહાય,
આધાર એ ત્રણ તણો, વર પ્રેમદાય. ૧
નથી જાતે જેવો પણ **પરમ આનંદ** પ્રકટે,
સમૂહો સુજ્ઞોના, મતિ ગતિવતી રત્ન પ્રકટે;
જદા પ્રેમે નેમે શિર કર ધર્યો કષ્ટ હરવા,
તદા વિચારાબ્ધિ કર્શી કર્યો રહી રત્ન તરવા. ૨"

[ આ શ્લોકમાં કર્યો શબ્દનો પ્રયોગ તે શ્લોક-રચનની-પ્રાચીનતામાં શંકા ઉત્પન્ન કરાવે એવો છે. ]

આથી ઊલટું પ્ર. સ્ક. કે દ્વિ. સ્ક. ના અન્તમા ક્યાય **પ્રેમ** શબ્દના દર્શન થતા ન હોવાથી એને નામે ચડેલા આ કાવ્યોને માટે સ્વાભાવિક શંકા ઉપસ્થિત થાય છે. રત્નેશ્વરે પ્રથમ-દ્વિતીય સ્કન્ધને અન્તે વર્ષ-માસ-પક્ષ-તિથિ-વાર તેમજ પોતાની પૂરી ઓળખ આપવાનો ક્રમ સ્વીકાર્યો છે, તે આ કાવ્યોમા નથી. મૂર્ખાવલિમાં

' સત્તરસેં શીત્તેરમા, મેઘસુતે આ ગ્રન્થ;
સજ્જનને રચી અર્પિયો, પ્રૌઢો દાખી પન્થ. ૮૪"

એમ માત્ર સંવ્વતનોજ ઉલ્લેખ છે, ત્યા નથી માસ–પક્ષ–તિથિ કે વાર; પોતાનું નામ પ્રાપ્ત છે, પરન્તુ ગામ કે જ્ઞાતિનો ઉલ્લેખ નથી.

રત્નેશ્વરે આ ભાગવતાનુવાદ કર્યો છે, તેમા કોઇથી કશો શક ઉઠાવી શકાય તેમ નથી, કેમકે તેના અહી છપાતા બન્ને સ્કન્ધોની હાથ પ્રતિયો ક્રમે સા. ૧૮૦૫–૧૮૧૯ મા લખાયેલી પ્રાપ્ત થાય છેજ. તેના બીજાં કાવ્યોની તેવી જૂની પ્રતિયો પ્રાપ્ત ન થાય, ત્યાસુધી તે તેનાજ છે, તેમ સ્વીકારવું એ તેના જેવા એક સાચા ગુર્જરી–સેવકને અન્યાય કરવા જેવુંજ છે

પ્રેમાનન્દ પ્રથમ કક્ષાનો કવિ છે, તે નિર્વિવાદ છે. રત્નેશ્વર તેનાથી બીજે નમ્બરે આવે છે, એવો મત આપી દેવો એ તેના અનુવાદેતર કાવ્યગ્રન્થો જોયા વિના નજ બની શકે. અનુવાદમા અનુવાદકની કાવ્યશક્તિનો પરિચય થઇ શકેજ નહીં. વધુમા વધુ સગ્ર્લ બનાવવાને અનુવાદને વિશદ અને સ્ફુટ કરે તે તો માત્ર અનુવાદકનો ભાષા ઊપરનો કાબૂ સારો છે, તેટલુંજ સૂચવી શકે. અને તે રીતે રત્નેશ્વર ઉચ્ચ કક્ષાનો અનુવાદક છે, તેમા કોઇથી પણ વિમત થઈ શકાય તેમ નથી.

કવિ પ્રેમાનન્દ તરફના માનાતિશયને લીધે તેની આસપાસ મોટું શિષ્યમણ્ડલ હતુ, તે સિદ્ધાન્ત પ્રતિપાદન કરવાને [૨૦]અનેકાનેક યુક્તિ–પ્રયુક્તિયો લડાવવામા આવી હોય, તેવૂ ઘણાએક વિદ્વાનોનૂં

---

૨૦ પ્રેમાનન્દનાં કહેવાતાં નાટકોમાંનાં પદ્યોની ધાટી, સા. શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટ (વડોદરા) નાં કેટલાંક કાવ્યોની ધાટી અને પ્રા કા. ત્ર. ૧૫ મામાંનાં ઉપર બતાવેલા શ્લોકોની ધાટીના સામ્યને લીધે અમારા જેવા તટસ્થોને પણ શઙ્કાસાગરના વિચિત્ર તરઙ્ગોમા અટવાઇ જવૂં પડે છે. આ અટવામણમાંથી નીકળવૂં ત્યારેજ શક્ય બની શકે કે જ્યારે કોઇ તારો આવી પાખડી પકડી ઊધી વળેલી હોડીને ચતી કરી તેમા ચઢાવી દિયે. આશય એજ કે–શઙ્કા ઉત્પન્ન થાય છે, તેવાં કાવ્યોની હાથપ્રતો જાહેરમાં મૂકાવી જોઇયે. તેવૂં ન થાય ત્યાંસૂધી આવી વાતોનો નિવેડો શક્યજ નથી.

મન્તવ્ય છે, તેનોજ ભોગ રત્નેશ્વર થઈ પડ્યો હોય તો તેમા કશુ આશ્ચર્ય ન માની શકાય

રત્નેશ્વરે મહાભારત–સ્વર્ગારોહણ પર્વનો અનુવાદ અને સ્વતન્ત્ર કાવ્ય તરીકે પ્રબોધ-પઞ્ચાશિકા, વૈરાગ્યલતા, વૈરાગ્યદીપક, અને વૈરાગ્ય સાગર, આ પાચ ગ્રન્થો લખ્યા છે, જે **પ્રા**ચીન કાવ્યમાળામા છપાઇ ગયા છે. આ કાવ્યગ્રન્થોમી ભાષા–ધાટી જોતા તે રત્નેશ્વરનીજ, તેમ સ્વીકારવામા કશો બાધ નથી સ્વર્ગારોહિણીની જૂની પ્રતો ગૂ વ સો. વગેરેના સઙ્ગ્રહોમા પ્રાપ્ત પણ છે સ્વતન્ત્ર ચારે કાવ્યોની પ્રતિયો પણ એક કરતા વધારે મળી છે, તેનો ઉલ્લેખ **વૈરાગ્ય બોધકાવ્ય** એ મથાળા નીચે **ભિક્ષુ અખણ્ડાનન્દે સસ્તા** સાહિત્ય વર્ધક કાર્યાલયદ્વારા પ્રસિદ્ધ કરેલી આવૃત્તિમા ( પૃ ૬ ઉપર ) પ્રાપ્ત થાય છે, જ્યા ત્રણ પ્રતિયોનો નિર્દેશ કરવામા આવ્યો છે.

રત્નેશ્વરે દ્વાદશમાસ, **ભાગવત** અને **સ્વર્ગારોહિણી** મુખ્યત્વે ૨૧ખણ્ડહરિગીત, સવૈયા, દ્વિપદી અને ચોપાઇની સુશ્લિષ્ટ **દેશી**મા રચ્યા છે, જ્યારે ઉપરના **વૈરાગ્યબોધકાવ્ય** એ નામે છપાયેલા ગ્રન્થમાના ચારે કાવ્યો વૃત્તબન્ધ રચનામા આવ્યા છે. **ભાગવતા**દિમા દરેક અધ્યાયના આરમ્ભમા તેણે બે, ત્રણ કે ચાર વૃત્તો આપ્યા હોય છે. રત્નેશ્વરે આમ ઉભય પ્રકારની પદ્ધતિનો પોતાના કાવ્યમા ઉપયોગ કર્યો છે. રત્નેશ્વરે વૃત્તબન્ધનો પ્રયોગ નવો તો નથીજ આદર્યો, તે આપણે ભાઇ ભોગીલાલ જ. સાડેસરાયે પ્રસિદ્ધ કરેલા કવિ માધવની રૂપસુન્દરકથા ( સ. ૧૭૦૮ ) એ કાવ્ય અને તેની પ્રસ્તાવના અને પરિશિષ્ટમા આપેલા વૃત્તબન્ધ કાવ્યોના નિર્દેશથી જાણવા શક્તિમાન થયા છિયે. આમ તેને કોઇની આજ્ઞાની અપેક્ષા

---

**૨૧** ખણ્ડહરિગીત–પ્ર સ્ક ના ૧–૨–૫–૬–૭–૧૨–૧૬, દ્વિ સ્ક ૪-૮ અધ્યાય, સવૈયા–પ્ર સ્ક. ના ૪–૮–૯–૧૧–૧૪–૧૭–૧૯; દ્વિ. સ્ક ના ૩ ૬–૯ અધ્યાય, દ્વિપદી=પ્ર સ્ક નો ૧૫, દ્વિ સ્ક નો ૭ અધ્યાય,
ચોપાઇ–પ્ર સ્ક ના ૩–૧૦–૧૩–૧૮, દ્વિ સ્ક ના ૧–૨–૫–૧૦ અધ્યાય.

હોય, તેવું કાંઇ માનવા કારણ નથી રહેતું. આ કાવ્યમાં તેણે ક્યાંય પણ ગર્ભિત રીતે પણ પ્રેમાનન્દનો ઉલ્લેખ કર્યો નથી.

રત્નેશ્વરકૃત પદસંગ્રહમાં ૨૦ પદો છે, તેમાંનું ૧ લું અને ૨૦ મું પદ પાછળથી રચાયેલા હોય તેમ લાગે છે. પદસંગ્રહનાં ઝૂલણાનાં આઠ પદો તેની સ્વતન્ત્રકૃતિ હોય તો તેમાં કાંઇપણ શંકા ઊઠે તેમ નથી. મૂર્ખાવલી અને સુજ્ઞાવલી અનુક્રમે દોહરા અને ચોપાઇમાં છે. માત્ર આરમ્ભમાં બબ્બે શ્લોકો મૂકવામાં આવ્યા છે, તે જે સ્વરૂપમાં મૂકવામાં આવ્યા છે, તે સ્વરૂપમાં ન હોય તો કોઇને પણ તે બન્ને કાવ્યો રત્નેશ્વરના છે, તેમ સ્વીકારવામા સંકોચાવું ન પડે. એ રચનપદ્ધતિ રત્નેશ્વરની પ્રસાદયુક્ત વાણીથી જુદી તરી રહે છે, અને પ્રેમાનન્દનાં કહેવાતાં નાટકોની પદ્યરચનાને બહુ મળતી આવે છે. તે તે કાવ્યની હાથપ્રતિઓ ન મળે ત્યાંસુધી આ વાત શંકામાંજ રહેવાની છે.

તેનો ભાગવતનો પદ્યાનુવાદ કરવામાં હેતુ માત્ર—"જડમતિ જાણે જ્ઞાન-વિચાર, એ અર્થે કીધો ઉપકાર" (ભા. ૨-૧૦-૧૧૦) —એજ છે.

પોતે સંસ્કૃતજ્ઞ હતો અને તેથી પૂર્વેનાં રચાયેલાં ભાગવત-મહાભારતનાં કથાનકો ગૂજરાતીમાં ઊતારવામાં આવેલાં, તેમાં કેવળ સામાન્ય વાર્તાઓનો સાર માત્ર ઊતારવે અને સ્વબુદ્ધિથી કથામાં મીઠું-મરચું ભરભરાવ્યે કથાઓનાં રૂપાન્તરોજ થઇ ગયેલાં પ્રાપ્ત હતાં. આ વાત તેને સાલતી હોવી જોઇયે અને તેથી મૂળને આબાદ રીતે સાંચવી રાખતા છતાં ગૂજરાતી ભાષામાં ઉપયોગમાં લઈ શકાતાં લેશ પણ મૂંઝવણ ન નડે તેવા અનુવાદો આપવા તેને દિલ થયું હોય, તો તેમાં કોઇને કશું પણ આશ્ચર્યોત્પાદકત્વ નહીં લાગે.

સાચી અને વિશ્વાસ-લાયક હકીકતને અભાવે રત્નેશ્વરનું ચરિત આપવું બાકીજ રહે છે. આવી સ્થિતિમાં તે ક્યારે જન્મ્યો

અને ક્યારે વિલીન થયો, તે કાંઇ આપણે જાણી શકતા નથી. ભાગવત પ્રથમ સ્કન્ધ તેણે સા. ૧૭૪૦ માં રચ્યો છે. મૂર્ખાવલી તેનીજ હોય તો તે સાં. ૧૭૭૦ માં રચાયેલી છે. આ ૩૦ વર્ષનો ગાળો તે તેની સાહિત્યપ્રવૃત્તિનો કાળ છે. ભાગવતપ્રથમ સ્કન્ધનો અનુવાદ લખી રહ્યો ત્યારે તેની ઉમર તેની શક્તિયો જોતા ત્રીસેક વર્ષની અવશ્ય હોવી જોઇયે. આમ જોતાં તે સા. ૧૭૧૦ આસપાસ જન્મ્યો હોય, એમ માની શકાય. મૂર્ખાવલી તેની છેલ્લી કૃતિ હોય તો તેણે લગભગ ૬૦ વર્ષ જેટલી અવસ્થા ભોગવી છે, તેમ કહી શકાય. રત્નેશ્વર કવિ પ્રેમાનન્દ (સાં. ૧૬૯૨ થી ૧૭૯૦ લગભગ) નો સમકાલીન હતો તે નિર્વિવાદ છે. પ્રેમાનન્દયુગ-નાં રત્નોમાના આ રત્ને પ્રતિષ્ઠિત સાહિત્યરૂપી જ્યોત ગુજરાતીમા ઝળહળાવી છે, તે તેના અનુવાદો તેમજ સ્વતન્ત્ર કાવ્યગ્રન્થોથી સમઝી શકાય તેવું છે.

પ્રેમાનન્દ–યુગમાં મુખ્યત્વે બે કવિયોયે સમગ્ર ભાગવત ગૂજરાતી ભાષામા આપ્યાં છેઃ ૧. રત્નેશ્વર અને ૨. વલ્લભ ભટ્ટ. રત્નેશ્વરે અનુવાદ સાં. ૧૭૪૦ માં આરમ્ભ્યો છે, ત્યારે વલ્લભ ભટ્ટે સાં. ૧૭૬૩ માં [૨૨]સ્વતન્ત્ર રીતે ભાગવતી કથા લખવાનો આરમ્ભ કર્યો છે.

---

૨૨. તેણે દ્વિતીય સ્કન્ધ સાં. ૧૭૬૩ ના વૈશાખ વદિ ૧૩ મઙ્ગળવારે પૂરો કર્યો અને તૃતીય સ્કન્ધ તેજ વર્ષના જ્યેષ્ઠ સુદિ ૧૫ બુધવારના દિને પૂરો કર્યો છે. આમ માત્ર ૧૭ દિવસમાં તેણે તૃતીય સ્કન્ધ લખ્યો છે. આ જોતાં પ્રથમ સ્કન્ધનો આરમ્ભ તેજ વર્ષની વૈશાખ સુદિ–પ્રતિપદ કે અક્ષય્ તૃતીયા લગભગમાં આરમ્ભ્યો હોય સાં. ૧૭૬૩, આષાઢાદિ–૧૭૬૪ ના આષાઢ સુદિ ૧૦ રવિવારને રોજ તેણે ચતુર્થ સ્કન્ધ પૂરો કર્યો છે. એ પછી વચ્ચે મોટો ગાળો નાખી સાં. ૧૭૬૪ ના ચૈત્ર વદિ ૫ મઙ્ગળને દિને પઞ્ચમ સ્કન્ધ તે પૂર્ણ કરે છે. ષષ્ઠ સ્કન્ધ તેજ વર્ષના વૈશાખ સુદિ ૨ રવિવારને દિને; સપ્તમ સ્કન્ધ તેજ વર્ષના જ્યેષ્ઠ વદિ ૧૦ બુધવારને દિને; અષ્ટમ સ્કન્ધ તેજ વર્ષ પણ આષાઢાદિ

આ સૂરતનો ટોળકિયો ઔદિચ્ય નાનાભટ્ટનો પુત્ર વલ્લભ પણ પ્રેમાનન્દના શિષ્યોમાનો એક ગણાય છે. તેના ભાગવતના પ્રાપ્ત ૧૧ સ્કન્ધો જોતા ક્યાય પણ પ્રેમાનન્દ-વિષયક ગર્ભિત કે પ્રકટ કોઇ પણ જાતનો ઉલ્લેખ મળતો નથી. એમ કહેવાય છે કે વલ્લભ ભટ્ટે દશમસ્કન્ધ રચ્યો નથી. કારણમાં એ કે-ગુરુ પ્રેમાનન્દે તે સ્કન્ધ (પછી ભલે અપૂર્ણ) પોતાની છેલ્લી જિન્દગીમાં લખવા માડેલો. પરન્તુ ઉપરની હકીકતથી સ્પષ્ટ થશે કે તેણે તો ભાગવત (ગુજરાતી પદબન્ધ) નો આરમ્ભ સાં. ૧૭૬૩ માં કરી ૧૭૬૫ [૨૩]સૂધીમા નવ સ્કન્ધો લખી નાખેલા. તેના નવમ સ્કન્ધના અન્તથી કે એકાદશ સ્કન્ધના આરમ્ભથી એવૂં નથી સમઝાતૂં કે તેણે દશમ સ્કન્ધ ન કર્યો હોય. માત્ર પ્રેમાનન્દનો દશમ સ્કન્ધ તેના આન્તર ગુણોની શ્રેષ્ઠતાને અંગે લોકમાં સમાદર પામવાને લીધે પાછલા

---

સાં. ૧૭૬૫ ના આષાઢ વદિ ૯ મઙ્ગળવારે અને નવમ સ્કન્ધ તેજ વર્ષના (આષાઢાદિ સાં. ૧૭૬૫ ના) ભાદ્રપદ વદિ ૧૦ શુક્રવારને દિને પૂર્ણ કરવામાં આવેલ છે. એકાદશ-દ્વાદશ સ્કન્ધના રચન-સંવત નથી. (જુવો તેનૂં ભાગવત).

૨૩. રા. અમ્બાલાલ બુ. જાની ફોર્બસ ગૂજ. સભાનાં હસ્તલિ. પુ. ની ની નામાવલી (ભાગ ૨ જો) ના પૃષ્ઠ ૩૬૦ ઉપર ચોથો સ્કન્ધ પાંચમા અને છઠ્ઠા સ્કન્ધ પછી લખાયો માને છે. તેનૂં કારણ એ કે સાં. ૧૭૬૪ ના આષાઢમાં ચોથો સ્કન્ધ અને સાં. ૧૭૬૪ ના ચૈત્ર વૈશાખમાં અનુક્રમે પાંચમો-છઠ્ઠો સ્કન્ધ રચાયા છે આમ અનુમાન કરવા કાંઇ પણ કારણ નથી. તેજ સંવતને આષાઢાદિ ગણવાથી મુશ્કેલી ટળી જાય છે. સાતમો સ્કન્ધ તેણે સાં. ૧૭૬૪ ના જ્યેષ્ઠમાં રચ્યો છે. જ્યારે અષ્ટમ નવમ સાં. ૧૭૬૫ ના આષાઢ-ભાદ્રપદમાં રચ્યા છે. અહીં પણ તે આષાઢાદિ છે. સર્વત્ર આ સંવત આષાઢાદિ લેવાથી સૌકર્યંજ પ્રાપ્ત થાય છે, તે વાત, મારા તરફથી મહાભારત-(ગ્રન્થ ૧ લો) ના ઉપોદ્ઘાતમાં બતાવાઇ છે. અહીં આષાઢાદિ સંવત સ્વીકારવાથી સ્કન્ધો ૭ા૦ પા૦ રચ્યા છે, તેમ કહેવાની ભાંજગડમાં નહીં પડવૂં પડે.

માણભટ્ટોયે કરેલી નકલોમાં વલ્લભ ભટ્ટનો દશમ કાઢી, પ્રેમાનન્દનો દશમ દાખલ કરી દીધો હોય. ગૂ. વર્ના. સો. ના હસ્તલિખિત પુ. સ. ની પાછળ આપેલી સાલવારીમાં વલ્લભના દશમની સાલ ૧૭૯૬ આપવામાં આવી છે. કદાચ આ વર્ષ સુન્દર મેવાડૅાયે કવિ પ્રેમાનન્દના દશમને પૂર્ણ કર્યો તેજ આપવામાં આવેલું હોય તો વલ્લભે દશમ સાં. ૧૭૯૬ મા લખવા કારણ નથી રહેતું. તે તેણે સાં. ૧૭૬૬ માં જરૂર લખ્યો હોય. તેની કોઇ પ્રતિ ખ્યાલમાં નથી. તે ન મળે ત્યાંસુધી તેના દશમની વાત ઘોર અન્ધકારમાંજ પડી રહેવાની. એકાદશ-દ્વાદશસ્કન્ધ તેણે ક્યારે રચ્યા, તેનો ઉલ્લેખ બન્ને સ્કન્ધોના અન્તમાં નથી મળતો; છતા એમ માની શકાય કે બહુ તો તેણે સા. ૧૭૭૦ સુધીમા ભાગવત પૂર્ણ કર્યું હોય. રત્નેશ્વરનો દશમ સ્કન્ધ એકવાર છપાઇ ચુકયો છે. વલ્લભે દશમ ન કર્યો હોય તો બીજો શિષ્ય રત્નેશ્વર પણ દશમ શા માટે લખે? વસ્તુસ્થિતિયે નથી રત્નેશ્વરને ખબર કે નથી વલ્લભ ભટ્ટને ખબર કે પ્રેમાનન્દ કવિયે સ્વતન્ત્ર દશમ સ્કન્ધ રચ્યો છે કે રચવા વિચાર રાખ્યો હશે.

કવિ પ્રેમાનન્દને પોતાની આસપાસ જબર શિષ્યમણ્ડલ હતું તેમ કહેવાથી તેનું મહત્ત્વ વધે અને નથી એમ કહેવાથી ઘટે એમ માનવા કાંઇ કારણ નથી. કવિ પ્રેમાનન્દની મહત્તા તેની ઉચ્ચ પ્રકારની જીવન્ત સાહિત્યકૃતિ નલાખ્યાન-દશમસ્કન્ધ જેવાં ઉચ્ચ કાવ્યગ્રન્થોથી છે અને તેનાથીજ યાવચ્ચન્દ્રદિવાકરૌ ગૂજરાતી ભાષાની હસ્તી સુધીમાં એ કીર્તિ-જ્યોતિ અખણ્ડ ઝળહળ્યાજ કરવાની છે.

પ્રેમાનન્દ-યુગનાં અન્યાન્ય રત્નોની માફક રત્નેશ્વર અને વલ્લભ ભટ્ટ જેવાં રત્નો પણ ભલે સ્વતન્ત્રતા-પૂર્વક પોતપોતાના પ્રદેશોમાં જ્યોતિ પથરાવનારાં હોય; તેનાથી કવિ પ્રેમાનન્દને કાંઇ પણ હીણપ ચઢવાની નથી.

આ સૂરતનો ટોળકિયો ઔદિચ્ય ના
પણ પ્રેમાનન્દના શિષ્યોમાંનો એક ગણાય
પ્રાપ્ત ૧૧ સ્કન્ધો જોતા ક્યાય પણ પ્રેમા
કે પ્રકટ કોઇ પણ જાતનો ઉલ્લેખ મળતો
કે વલ્લભ ભટ્ટે દશમસ્કન્ધ રચ્યો નથી કારણ
નન્દે તે સ્કન્ધ (પછી ભલે અપૂર્ણ) પોતાન
લખવા માડેલો પરન્તુ ઉપરની હકીકતથી
ભાગવત (ગુજરાતી પદબન્ધ) નો આરમ્ભ
૧૭૬૫ ર૩સુધીમા નવ સ્કન્ધો લખી નાખેના
અન્તથી કે એકાદશ સ્કન્ધના આરમ્ભથી
તેણે દશમ સ્કન્ધ ન કર્યો હોય માત્ર પ્રેમાનન
આન્તર ગુણોની શ્રેષ્ઠતાને અંગે લોકમા સમાદર

---

સા ૧૭૬૫ ના આષાઢ વદિ ૯ મંગળવારે
વર્ષના (આષાઢાદિ સા ૧૭૬૫ ના) ભાદ્રપદ વ
પૂર્ણ કરવામા આવેલ છે એકાદશ-દ્વાદશ સ્કન્ધ
(જુઓ તેનુ ભાગવત)

૨૩ રા અમ્બાલાલ બુ જાની ટ્રોન્સ ગૂ
ની ની નામાવલી (ભાગ ૨ જ) ના પૃષ્ઠ
પાચમા અને છઠ્ઠા સ્કન્ધ પછી લખાયો માને
સા. ૧૭૬૪ ના આષાઢમા ચોથો સ્કન્ધ અને
વૈશાખમા અનુક્રમે પાચમો-છઠ્ઠો સ્કન્ધ રચાયા
કાઇ પણ કારણ નથી તેજ સવ્તને આષાઢાદિ
જાય છે સાતમો સ્કન્ધ તેણે સાં ૧૭૬૪ ના
અષ્ટમ નવમ સાં ૧૭૬૫ ના આષાઢ-ભાદ્રપદમા
તે આષાઢાદિ છે સર્વત્ર આ સવત આષાઢા
પ્રાપ્ત થાય છે, તે વાત મારા તરફથી મહાભા
ઉપોદ્ઘાતમાં બતાવાઇ છે અહી આષાઢાદિ સવ
શ્રી૦ પા૦ રચ્યા છે, તેમ કહેવાની ભાંજગડમાં ન

# શ્રીમદ્ભાગવત



## પ્રથમ સ્કન્ધ

## ( અધિકાર – લીલા )



દ્વિજકવિ રત્નેશ્વર – વિરચિત

પદ્યાનુવાદ

## ૧૪. ઉપસંહાર

ગુજરાતી સાહિત્યસાગરમાથી ઉદ્દભૂત રત્નસમા રત્નેશ્વરની આ સાહિત્યકૃતિમાથી ભાગવતના આદ્ય સ્કન્ધદ્વ્ય પ્રસિદ્ધિમાં મૂકવાનું સૌભાગ્ય પ્રાપ્ત થવાને માટે મારા જેવા અલ્પ જનને હૃદયાહ્લાદ કેમ ન થાય? સાધનોના અભાવે ખુદ રત્નેશ્વરના સમ્બન્ધમાં આપણને ખાસ ઇતિહાસ ઉપલબ્ધ થતો નથી. જે કાઇ પ્રાપ્ય છે, તેનાથીજ અત્યારે તો સન્તોષ માનવાનો રહ્યો. આપણા કમભાગ્યે આ બે સ્કન્ધ ઉપરાંત તેનો માત્ર દશમસ્કન્ધ અને એકાદશ સ્કન્ધ પ્રાપ્ત થાય છે. બાકીના સ્કન્ધો જરૂર ક્યાય અને ક્યાય દટાયેલા પડ્યા હશે. પરમકૃપાળુ પરમાત્મા તે ગુપ્ત સ્કન્ધોના દર્શનનો અલભ્ય લાભ આપવાની કૃપા દર્શાવે, એમ કિયો ગુર્જરી-સેવક ન ઇચ્છે?

ગુજ. વર્ના. સો. અને ફોર્બસ સભા જેવી સંસ્થાઓયે આવા ગુપ્ત-લુપ્ત ગ્રન્થોની ખોજ કરાવવામા કચાશ ન સેવવી જોઇયે. અનેક અલભ્ય-દુર્લભ પ્રતિયોની પ્રાપ્તિ આ બન્ને સંસ્થાઓયે કરી છે અને દૃઢ શ્રદ્ધા છે કે ઉત્તરોત્તર તેવી પ્રતિયો પ્રાપ્ત કરવામાં તે ઉભય સંસ્થાઓ ફત્તેહમન્દ થશેજ. ભાઇ હીરાલાલ પારેખ, ભાઇ અમ્બાલાલ જાની, ભાઇ નટવરલાલ દેશાઇ જેવા તે વિષયના શોખીનોને પરમાત્મા આવા કાર્યોમા યશ આપે, એમ ઇચ્છી આ મારો ઉપોદ્દ્ઘાત પૂર્ણ કરવા યોગ્ય ધારું છું, इति शम्

તા. ક. પ્રૂફ-સંશોધનમા પૂરતી સાવચેતી રાખવામા આવી છે, છતા દૃષ્ટિદોષથી ક્વચિત તેવી અશુદ્ધિ રહી ગઇ હોય તો તે જણાવાતા સુધારી શકાશે. પૃ. ૯ મે ૬ ઠ્ઠી કડીમાં निर्मित વાચવા વીનતી છે.

સાં. ૧૯૯૧ આષાઢ
વદિ ૫ શનિ,
તા. ૨૦-૭-૩૫,
માંગરોલ

કેશવરામ કા. શાસ્ત્રી

# શ્રીમદ્‌ભાગવત



પ્રથમ સ્કન્ધ

( અધિકાર – લીલા )



દ્વિજકવિ રત્નેશ્વર – વિરચિત

પદ્યાનુવાદ

॥ श्रीकृष्णः ॥

દર્ભાવતીવાસી દ્વિજકવિ-મેઘજીસુત રત્નેશ્વર-વિરચિત

# શ્રીમદ્ભાગવત

## પ્રથમ સ્કન્ધ

---

### મઙ્ગલવાદ – રાગ રામગ્રી

પ્રથમે પ્રણમું [1]શ્રીપરિબ્રહ્મજી, મહાજન જાણે જેહનો મર્મજી.
નિજ દૈવત જે દેવકીતનજી, પ્રથમે પ્રણમું તે [2]ભગવનજી. ૧
ઢાલ–ભગવન્ત ભવ–દવ–અન્તકર્તા, દુઃખહર્તા દેવ,
મુઝ મનોરથ સફલ કરજ્યો, કમલ–કેશવ–મેવ. ૨
ક્યહાં શ્રીમત ભાગવત, ગીર્વાણ–વાણી–ગ્રન્થ ?
અલ્પમતિયે આદરચો, ક્યહાં પ્રગટ પ્રાકૃત પન્થ ? ૩
હું વિષયલમ્પટ લોભિયો, સંસાર–સુખ–આકૃષ્ટ
મહાપુરુષ–પદવી પામવાને, ધરૂ મિથ્યા–દષ્ટ. ૪
ક્યહાં શ્રીધર–સ્વામિ–સાગર, ભરચો ગુણ–ગમ્ભીર ?
મૂઢમતિ અતિતુચ્છગતિ હું, ક્યહાં છીલર નીર ? ૫
ક્યહા કનકગિરિ ને કાંકરો ? ક્યહા [3]ગીધ ને ગજરાજ ?
અર્ક ને આગિઓ ક્યહાં ? ઇમ ઊપજે મન્ય લાજ. ૬
અલ્પમતિ આયુષ થોડું; વિચ્ચે વિઘ્ન અનન્ત,
તોહી અન્તરયામીયે, એહવું ઊપજાવ્યૂં ચિન્ત. ૭

---

૧. પદ ૨. પરબ્રહ્મ. ૩. નયનં અ.

વ્યસન-વશથી [4]આચરૂ હૂં, મહા મોટૂં કામ.
[5]વ્યાપાર વય-માને નથી, તમ્યો સાહ્ય કરજ્યો, શ્યામ ! ૮

હવે **શ્રીધરસ્વામી** કેરૂ, [6]કહૂં મઙ્ગલાચરણ,
નરસિંહજી નિજ દેવતા તે, સદા જેહનું શરણ:- ૯

શ્રીધર ઉવાચ—

જેહના વદન-મધ્યે [7]સરસ્વતી ને, વસે લક્ષ્મી વક્ષ,
ભજૂં તે નરસિંહને, જે હૃદય-ધ્યાન-પ્રતક્ષ. ૧૦
વિશ્વ-સર્ગ-વિસર્ગ-આદિક, નવે લક્ષણ ઠામ,
શ્રીકૃષ્ણ કેવલ-ધામને હૂં, કરૂં છૂં પરણામ. ૧૧
નમૂં માધવ-[8]ઉમાધવ, [9]જે સિદ્ધિના દાતાર,
પરસ્પરમાં ધરે [10]પ્રિયતા, એકતનૂ-આકાર. ૧૨
પરાપર સમ્બન્ધ [11]સારૂ, ઘણૂં વારૂ ગ્રન્થ,
**ભાગવત**-ટીપણ કરૂં, **ભાવાર્થદીપન**-પન્થ. ૧૩
મન્દમતિ હૂં ખીલર ક્યહાં ? ક્યહાં ખીરનિધિ-મન્થાન ?
પરમાણુનો શો આશરો, જ્યહાં ગલે [12]મન્દર-માન ? ૧૪
જેહની કૃપાથી મૂક માણસ, વદે મધુરી વાણ્ય,
જેહની કૃપાથી ઊલઙ્ઘે, પાંગલો ગિરિવર, જાણ, ૧૫
તેહ પરમાનન્દ માધવ-ને કરૂં પરણામ,
ભગત-જન-મન-કામ-દાતા, વિધાના ઘનશ્યામ. ૧૬
**શ્રીભાગવત** વર સુર-તરુના, સાર અંકુર તાર,
જન્મ ઉત્તમ અનોપમ, સર્વોપરિ સંસાર. ૧૭
જેહ તરુને સ્કન્ધ દ્વાદશ, સુગમ નમતી ડાલ,
ભગત-લક્ષણ જેહ તરુને, આલવાલ વિશાલ. ૧૮

૪. આંચર્યૂં મેં. ૫. વ્યાપારમાં વ્યય માન્યો નથી. ૬. કરૂં. ૭. શારદા. ૮. ને સદા અ. ૯. સદ્. ૧૦. પ્રીતિ. ૧૧. વિસ્તારૂં. ૧૨. મન્દરાચલ. અ.

ત્રણ્યમેં બત્રીસ અધ્યા-રૂપ શાખા સાર,
જેહ તરુને પત્ર-લક્ષણ, શ્લોક સહસ્ર અઢાર. ૧૯

તે **ભાગવત**-રૂપી પ્રકાશ્યો, કલ્પવૃક્ષ વિશાલ,
તે વ્યાસજીયે વધારચો, તે મુનિ દીન-દયાલ. ૨૦

જે સમે શાસ્ત્રપુરાણ નાના ગ્રન્થ બાંધ્યા વ્યાસ,
તોહ મન્ન પ્રસન્ન ન થયૂં, ન પામ્યા ઉલ્લાસ. ૨૧
ન પામ્યા મુનિજન તે તે, શાસ્ત્રથી સન્તોષ,
(પછે) નારદે ઉપદેશ કીધો, કૃષ્ણ-ગુણ નિર્દોષ. ૨૨

ભગવન્ત-ગુણ-વર્ણન-સહિત, **શ્રીભાગવત**-આરમ્ભ.
તે યોગ્ય મઙ્ગલ કરે વેદ-વ્યાસ વર્જિત-દમ્ભ- ૨૩
પ્રથમ તે પરમેશ કેરૂ, ધરૂ મનમા ધ્યાન,
સ્વરૂપે જે સત્ય છે, પરમાતમા ભગવાન ૨૪

માયા તણા ગુણ તમો રજ ને, સત્ત્વ કહાવે એવ;
ત્યહા [૧૩]અનુક્રમથી ઊપનાં, જે ભૂત-ઇન્દ્રિય દેવ, ૨૫
તે સત્યમાથી સમ્ભવ્યા, તે માટય ભાસે સત્ય,
અધિષ્ઠાને ઓપતા દૃષ્ટાન્ત સુણજ્યો અત્ય. ૨૬

જ્યમ તેજ જલ ને મૃત્યકા, [૧૪]પરટાય માહોમાહ્ય,
તેજ ને વલી મૃત્યકામા, તોય ભાસે ત્યાહ્ય, ૨૭
જ્યમ તેજ કેરા ઝાઝુઆંમાં, જણાવે જલ-મત્ય,
તે તેજ કેરી સત્યતાથી, ઝાંઝુઆ ભાસે સત્ય; ૨૮

ત્યમ જેહ ઇશ્વર મત્ય, માટે સ્વર્ગ ભાસે મત્ય
અધિષ્ઠાન-બલે કરીને, ઊપજે એ મત્ય. ૨૯

વલી જે પરમેશ પોતે, સ્વયં-ધામ-પ્રકાશ,
એકરૂપ ઉપાધ્ય-વર્જિત, તેહનો હું દાસ. ૩૦

૧૩. અનુક્રમ. ૧૪. પરસ્પર.

વલી તેહ તટસ્થ કેરૂં, અમ્બો ધરૂં [છું] ધ્યાન,
જે થકી આ વિશ્વનાં છે, જન્મ, સ્થિતિ ને હાન્ય. ૩૧
જ્યહા એહ છે તે સત્ય છે; જે એ વિના, તે ફોક;
એ વિના નભ-પુષ્પ મિથ્યા, સર્વ [૧૫]જાણે લોક. ૩૨
જે સર્વને જાણી રહ્યો, દેખી રહ્યો ભગવાન,
જ્ઞાનરૂપે રહ્યો પોતે, ધરૂં તેહનૂં ધ્યાન. ૩૩
તો તેહથું બ્રહ્મા હશેઃ સર્વથા પેહ્યો સોય,
[૧૬]જેહ બ્રહ્મા તણો બ્રહ્માઃ ન લહે કારણ કોય. ૩૪
પ્રથમ બ્રહ્મા(ને) વિશે, જેણે પ્રકાસ્યૂં શ્રુતિ-ચ્યાર,
નમૂં તે પરબ્રહ્મને, બ્રહ્મા તણો કરતાર. ૩૫
(વલી) કોય કુહેશે, 'કો થકી, નથી ભણ્યા બ્રહ્મા વેદ,
(જેને) હૃદયમા મન-વૃત્તિરૂપે, પ્રકાશ્યો શ્રુતિ-ભેદ; ૩૬
જો સુપ્ત-ઉત્થિત ન્યાય બ્રહ્મા-યે ભણ્યા શ્રુતિ એહ,
તો બ્રહ્મ-મધ્યે મોહ પામે, મહાપણ્ડિત તેહ. ૩૭
તે માટ્ય, એ બ્રહ્માને પણ્ય, છે પરાધીન જ્ઞાન,
સ્વયં-સિદ્ધિ જ્ઞાનરૂપી, એક છે ભગવાન. ૩૮
જે માટ્ય છે પરમેશ પોતે, વિશ્વકારણ સ્થાન,
તે માટ્ય એહો સત્ય છે; હું ધરૂં એહનૂં ધ્યાન. ૩૯
બ્રહ્મવિદ્યા-રૂપ એહ, પુરાણ વેદ-સમાન;
વ્યાસજી કુહે, આચરૂં છૂં, ભાગવત-અભિધાન. ૪૦
કનક[૧૭]સિંહ સમેત આ, આપે લખાવી જેહ,
[૧૮]પરિપૂર્ણ થાયે કામના, વિષ્ણુ-ધામ પામે તેહ. ૪૧
હવે શ્રોતા સર્વ સન્મુખ, કરેવા અભ્યાસ,
સર્વ શાસ્ત્ર થકી શિરોમણ્ય, વદે [૧૯]એહવૂં વ્યાસઃ- ૪૨

---

૧૫. જાણો. અ. ૧૬. ના ૧૭. °સંયુત પુસ્તક આ. અ.-

અત્ર શ્રીમદ્ ભાગવતમાં, પરમ ધર્મ-પ્રકાશ;
મોક્ષ સુદ્ધી ત્યજાવી જે, વિષય-ફલની આશ. ૪૩
અધિકાર ઉત્તમ જેહના, [20]નિર્મલ મહા રાજન,
પારકી મોટિમને સ્હેતા, મત્સરી જેહતાં ના મન. ૪૪

સહૃન્યન્ત-પાલક સન્તને, એહ જાણવાને યોગ્ય,
પરમાર્થ વસ્તુ જેહ મધ્યે, જડે જનને ભોગ્ય. ૪૫
તો વસ્તુ જાણ્યે શું થશે ? તેહ્વો કહે છે અર્થ;
પરમ સુખ પામે સરવ, ત્રય તાપ થાયે વ્યર્થ. ૪૬

હવે ગ્રન્થના કર્તા તણું, સામર્થ્ય કહે છે સાર,
મહામુનિ નારાયણ જે, **શ્રીભાગવત**-કરતાર. ૪૭
કર્મકાણ્ડ-ઉપાસના ને, જ્ઞાનકાણ્ડજ શ્રેષ્ઠ;
કાણ્ડ ત્રણે થકી એ શ્રી-**ભાગવત** છે શ્રેષ્ઠ. ૪૮

તે માટય બીજાં શાસ્ત્રથી, શું થાશિ સાધન અઘ ?
એ શ્રવણ-ઇચ્છા ઇશિને, સ્થિર કરે મનમા સદ્ય. ૪૯
તો સર્વ કાં સુણતા નથી ? ત્યાં કહું કારણ ધન્ય-
પુણ્ય-પાખે શ્રવણ-ઇચ્છા, ઊપજે નહિ મન્ય. ૫૦

તે માટય સાંભલવૂં સદા, એ પરમ આદર આણ્ય;
સકલ શાસ્ત્ર તણું [21]લહે ફલ, વદે મુનિવર વાણ્યઃ ૫૧
મનકામ-દાતા નિગમ-લક્ષણ, કલ્પવૃક્ષ વિશાલ,
તેહ તરુનૂં **ભાગવત** ઇતિ, [22]નમ્ર ફલ [23]સુ-રસાલ. ૫૨

તેહ ફલ વૈકુણ્ઠ થકી, નારદે આણ્યૂં અત્ર;
મુને આપ્યૂં નારદે, મેં ભણાવ્યો શુક પુત્ર. ૫૩
તેહ ફલ મેં આરોપ્યૂં, શુક તણા મુખ માહ્ય;
શુક તણા મુખથી સરસ ફલ તે, પડ્યૂં પૃથ્વી માહ્ય. ૫૪

---

૨૦. નિર્મત્સર હરિજન. ૨૧. કરે ફલ, પરમ આદર આણ્ય.
૨૨ નામ ૨૩. શું રસાળ ।

શિષ્ય ફેરા શિષ્ય, તેહ્‌ના શિષ્ય પાઠ-પ્રસઙ્ગ;
એમ અવલમ્બે પડ્યું, તે માટ્ય એહ અભઙ્ગ. ૫૫

જ્યમ પડે ઊંચા થકી ફલ, તે પલ્લવે અફલાય;
શનૈ શનૈ તે અખણ્ડિતથૂં, પડે પૃથ્વી માંય. ૫૬

અમૃત રસ છે એહમા, શુક તણા મુખને સ્વાદ.
શુકે ખાધૂં સ્વાદ-ફલ છે, લોકમા એ વાદ. ૫૭

તે માટ્ય સુણજ્યો રસિકજન, સ્વાદના જાણનહાર !
[૨૪]હાથ્ય અર્પ્યૂં અમૃતફલ તે, પિયો વારંવાર. ૫૮

ત્વચા અસ્થિ ત્યજી કેવલ ન પીવૂં ફલ સાર;
શ્રીભાગવત-ફલ સફલ પીવૂં, સદા અમૃત-ધાર. ૫૯

રસ-રૂપ ફલ, ફલ-રૂપ રસ; એ અલૌકિક મહિમાય;
તે માટ્ય એ ભાગવત-રસ, સકલ તો પીવાય. ૬૦

તે ભાગવત-અમૃત તણું તો, સદા કરવૂં પાન.
મોક્ષ પામ્યા પછી પણ્ય, નવ્ય ત્યજે શ્રદ્ધાવાન. ૬૧

શાસ્ત્રની શ્રેષ્ઠતા કહીને, સુખી કીધા દાસ.
હવે ઉત્તમ ગ્રન્થનો, આરમ્ભ માડે વ્યાસ. ૬૨

ઇતિ પ્રથમ સ્કન્ધમાં, અધ્યાય ઉત્તમ આદ્ય,
રત્ન કહે, યત્ને કરી, જ્યહાં કહ્યો મઙ્ગલ-વાદ. ૬૩

---

૨૪ [illegible]

## પ્રથમ અધ્યાય—રાગ [1]એજ

એક વાર નિમિશક્ષેત્રમ્હા, મુનિ શૌનકાદિક સાર,
વરિષ એક સહસ્ર સુધી, યજ્ઞ માડચો ત્યાર. ૧

વિષ્ણુ-પદને પામવાને, આવિયા તે ઠામ્ય.
હવે કુહે, 'શા માટ્ય છે, ખેત્રનૂં નૈમિશ નામ ?' ૨

એક વાર વિધિ પાસે ગયા, મુનિ શૌનકાદિક સ્વામ્ય;
પ્રજાપતિ જાય્યા જઈ, તપ કરેવા કુહો ઠામ. ૩

પ્રજાપતિયે તેહને મન-ચક્ર આપ્યૂં એક.
પછેં બોલ્યા પિતામહ, 'મુનિ! સાભલો સવિવેક. ૪

આ ચક્ર માહ્રૂં મનોમય, ચાલતૂં ચૂકે યત્ર,
ધાર ખણ્ડિત થાય જ્યહા, તપ તણૂં સ્થાનક તત્ર, ૫
જે માટય [2]નિર્મીંત ધાર જે, ખણ્ડિત થઈ તે ઠાર,
તેહ કારણ ક્ષેત્ર નૈમિશ-નામ એ નિરધાર. ૬

નિમિષ નામે દૈત્ય મારચો, કહે એવૂં કોય;
તે માટય એહનૂં નામ નૈમિષ: અર્થ [3]અન્યત હોય. ૭

તે નૈમિશક્ષેત્રમાં, મુનિ શૌનકાદિક જેહ,
યજ્ઞ આરમ્ભી કરીને, રહ્યા હૂતા તેહ. ૮
એક સમે પ્રાતઃકાલના, મુનિવરે કીધા હોમ;
તે સમે તે વનમાંહ્ય આવ્યો, સૂત અમૃતસોમ. ૯

સત્કાર કીધો સૂતને, અર્ચના ને આમન્ત્ર.
પરમ આદરય સૂતને તે, પૂછતા મુનિજન્ન: ૧૦

'અરે સૂત! પુરાણમાં ત્યેં, કરચો છે અભ્યાસ,
મહાભારથ-આદિ મોટા, લહે તૂં ઇતિહાસ. ૧૧

---

૧. રાગ સામેરી. ૨. નૈમિષ ચક્રની ખાંડી થઈ તે ધાર. ૩. અનોપમ અ.

ભૂત સહુને પાલવા, હરિ ધર્યો એ અવતાર;
આપવા સમૃદ્ધિ આવ્યા, પ્રગટ પરમાકાર. ૨૫
મ્હાઘોર નર સંસાર પામ્યો, જીવ વિરમો ઠામ.
તે મધ્ય કારય આકલે જો કૃષ્ણનું લ્યે નામ. ૨૬

તત્ક્ષણ તે સંસારથી મૂકાય; નિર્ભય થાય.
ભય તણે મન્ય ભય ઊપજે, એ નામનો મહિમાય. ૨૭
જે કૃષ્ણ–ચરણે શરણ્ય આવી, રહ્યા મુનિજન શાન્ત,
તેહની સમીપે સેવ કરતાં; ટલે તત્ક્ષણ ભ્રાન્ત્ય. ૨૮
સન્ત–સઙ્ગ પવિત્રકર્તા, પાપહર્તા સોય.
ઘણે દિવસે સેવતાં, શુચિ કરે ગઙ્ગા તોય. ૨૯
શુદ્ધ થાવા ઇચ્છતો, સંસાર–મધ્યે જેહ,
કલિ–કલુષહારી કીર્તિ હરિની, કોણ ન સુણે તેહ. ૩૦

ભગવન્ત પુણ્યશ્લોક, જેહનાં ઘણાં અદ્ભુત કર્મ,
તેહ સુણતાં કોઇ નરને, ઊપજે નહિ શર્મ. ૩૧
તેહનાં મ્હાકર્મ, જેહને નારદાદિક ગાય,
(એમ) કહે, બ્રહ્મા સ્તૈવ જે એક કલા તે કેહવાય. ૩૨
વલી અન્યત પ્રશ્ન અમને, કહો, હે ધીમન્ત!
અવતાર કેરી કથા ઉત્તમ, સમ્ભલાવો, સન્ત! ૩૩
આત્મમાયા વડે કીધા, મચ્છ–કચ્છપ–દેહ;
એ કૃષ્ણલીલા સર્વ, માટે સમ્ભલાવો તેહ. ૩૪

અમ્યો તાં એ કૃષ્ણલીલા સુણી વારંવાર;
તૃપ્તિને પામૂં નહીં. મન્ય માનજ્યો નિરધાર. ૩૫
રસિકજન જે કોય હરિયશ, સાંભલે ઉલ્લાદ,
ઘટિ–ઘટીયે ઊપજે નવ–નવો તેહનો સ્વાદ. ૩૬
તેહ કારણ્ય વલી કેહજ્યો, કૃષ્ણ–પ્રાક્રમ સાર.
બલિભદ્ર સાથે કેશવે જે, કરયાં વીર્ય અપાર. ૩૭

અનાદ્ય તૂં જાણે સહૂ, જે ધર્મ-શાસ્ત્ર-વિધાન,
ત્યેં ભણ્યાં ને ત્યેં ભણાવ્યા; કરયા છે આખ્યાન. ૧૨
વિબુધ-વન્દિત જેહ જાણે, બાદરાયણ મુન્ય,
[4]પરાવરવિદ જેહ જાણે મુનિ બીજા અન્ય, ૧૩
તૂં મુનિજનના અનુગ્રહથી, સર્વ જાણે તેહ.
તૂં સાધુ, માટે ગુહ્ય પણ, તુઝને કહ્યું છે તેહ. ૧૪
કહે સ્નેહી શિષ્યને, નિજ ગુહ્ય પણ ગુરુદેવ.
તે માટય તૂં અમને કહે, જે તત્ત્વ જાણે એવ. ૧૫
તમ્યો તે તે શાસ્ત્ર જોતા, કરયો નિશ્ચે જાણ્ય,
તે પ્રશ્ન અમને કહો, જેથી પુરુષને કલ્યાણ. ૧૬
એ કહો, કલિયુગને વિશે, જન તણાં આયુષ અલ્પ,
મન્દમતિ, અતિ આલસુ, વલી વિચ્યે વિઘ્ન અનલ્પ. ૧૭
અલ્પ આયુષમાં વલી, ઊપજે રોગ અપાર.
તે માટય મોટાં શાસ્ત્ર સુણવા તણો નથી અધિકાર. ૧૮
તે શાસ્ત્ર બહુ મોટાં ઘણાં, ત્યહાં કહ્યાં કર્મ અનન્ત;
તે માટય સાંભલવા તણો, અભિલાષ મિથ્યા ચ્યન્ત. ૧૯
તમ્યો તેહૂનૂં સાર સઘલૂં, ઉદ્ધરી, મતિમન્ત!
સાધુજન! અમને કહો જે, થાય નિર્મલ ચિન્ત.' ૨૦

એક તો એ પ્રશ્ન પૂછ્યૂં, વલી પૂછે અન્ય;
પાંચ શ્લોકે કરી પૂછે, સૂતને મુનિજન: ૨૧
'હે સૂત! તૂં જાણે સહી, તુઝને હજ્યો કલ્યાણ.
ભક્તપતિ ભગવાન પોતે, સ્વયં પુરુષપુરાણ, ૨૨
વસુદેવ ને વલી દેવકીમા, પ્રગટ પામ્યા દેવ;
તે મધ્ય કારણ કોય છે? તે કહો અમને એવ. ૨૩
તે સરવ સાંભલવા તણો, અભિલાષ અમને, સૂત!
તમ્યો કહેવા યોગ્ય છો, હરિ-ચરિત્ર અતિ અદ્ભુત. ૨૪

---

૪. પરાપરવિધિ ૫. પ્રગટિયા તે.

ભૂત સહુને પાલવા, હરિ ધરેચો એ અવતાર;
આપવા સમૃદ્ધિ આવ્યા, પ્રગટ પરમાકાર. ૨૫
મ્હાઘોર નર સંસાર પામ્યો, જીવ વિષમો ઠામ.
તે મધ્ય કારણ આકલે જો કૃષ્ણનું લ્યે નામ. ૨૬

તત્ક્ષણ તે સંસારથી મૂકાય; નિર્ભય થાય.
ભય તણે મન્ય ભય ઊપજે, એ નામનો મહિમાય. ૨૭
જે કૃષ્ણ–ચરણે શરણ્ય આવી, રહ્યા મુનિજન શાન્ત,
તેહની સમીપે સેવ કરતાં, ટલે તત્ક્ષણ ભ્રાન્ત્ય. ૨૮
સન્ત–સઙ્ગ પવિત્રકર્તા, પાપહર્તા સોય.
ઘણે દિવસે સેવતાં, શુચિ કરે ગઙ્ગા તોય. ૨૯
શુદ્ધ થાવા ઇચ્છતો, સંસાર–મધ્યે જેહ,
કલિ–કલુષહારી કીર્તિ હરિની, કોણ ન સુણે તેહ. ૩૦

ભગવન્ત પુણ્યશ્લોક, જેહનાં ઘણાં અદ્ભુત કર્મ,
તેહ સુણતા કોઇ નરને, ઊપજે નહિ શર્મ. ૩૧
તેહનાં મ્હાકર્મ, જેહને નારદાદિક ગાય,
(એમ) કહે, બ્રહ્મા સ્વૈવ જે એક કલા તે કેહવાય. ૩૨
વલી અન્યત પ્રશ્ન અમને, કહો, હે ધીમન્ત!
અવતાર કેરી કથા ઉત્તમ, સમ્ભલાવો, સન્ત! ૩૩
આત્મમાયા વડે કીધા, મચ્છ–કચ્છપ–દેહ;
એ કૃષ્ણલીલા સર્વ, માટે સમ્ભલાવો તેહ. ૩૪

અમ્યો તાં એ કૃષ્ણલીલા સુણી વારંવાર;
તૃપ્તિને પામું નહીં. મન્ય માનજ્યો નિરધાર. ૩૫
રસિકજન જે કોય હરિયશ, સાંભલે ઉલ્લાદ,
ઘટિ–ઘટીયે ઊપજે નવ–નવો તેહનો સ્વાદ. ૩૬
તેહ કારણ્ય વલી કેહજ્યો, કૃષ્ણ–પ્રાક્રમ સાર.
બલિભદ્ર સાથે કેશવે જે, કરયાં વીર્ય અપાર. ૩૭

કપટ-માનવ કૃષ્ણજી, અતિ ગૂઢગતિ ભગવન્ત;
નર થકી નવ્ય થાય કીધા કર્મ, તે કહો, સન્ત' ૩૮

' કલિ આવ્યો,' ઓલખીને, અમ્યો આવ્યા આલ,
યાગને મિષ વિષ્ણુ-પદને, પામવા મન માલ. ૩૯
વિષ્ણુ કેરૂં ખેત્ર જાણી, કરયૂ હા આસન્ન.
કૃષ્ણલીલા સુણ્યાનૂં, અવકાશ પામ્યા મન્ન. ૪૦
અમારે ભાગ્યે કરીને, મલ્યો તૂં, મ્હારાજ!
કલિરૂપ દુસ્તર સિન્ધુ તરવા ઈચ્છતા અમ્યો આજ; ૪૧
જે સમે મ્હાસિન્ધુ ઊતરવા તણૂં મન હોય,
તે સમે આવી મલે જિમ નિપુણ નાવિક કોય. ૪૨
અમ્યો જ્યાહરે કલિસાગર, તરયાનૂં મન કીધ,
તે સમે આવી કરીને, તમ્યો દરશન દીધ. ૪૩

હે સૂત! તમને પ્રશ્ન અન્યત, અમ્યો પૂછૂં જેહ,
વિશદ વિસ્તારી વિચારી, વદો વાણી તેહ. ૪૪
યોગ-ઈશ્વર કૃષ્ણ જ્યાહરે, થયા અન્તરધ્યાન,
ધર્મ કેરા કવચ હુતા, સ્વયં શ્રીભગવાન, ૪૫
બ્રહ્મપાલક પરમ પોતા તણૂં પામ્યા ધામ;
કહે, હઉણા ધર્મ કોને શરણ્ય છે વિશ્રામ? ૪૬

ઇતિ પ્રથમ સ્કન્ધ-મધ્યે, પ્રથમ અધ્યા-સાર,
જેહ અધ્યા-મધ્ય છે પદ, એકસો ને ચ્યાર. ૪૭
રત્ન કહે, યત્ને કરીને, કરયો અધ્યા, ઈશ!
જેહ અધ્યા-મધ્ય સુન્દર, શ્લોક છે ત્રેવીશ. ૪૮
૧૧૧

इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धे
प्रथमोऽध्याय. ॥ १ ॥

## દ્વિતીય અધ્યાય

श्रीमद्भागवतस्य येन सुधिया भावार्थदीपः कृतो
येनेदं रचितं पुराणममलं ये श्रोतुकामास्तया ।
वन्दे श्रीधरमेव तं मुनिवरं वन्दे च तं व्यासकं
वन्दे तानपि शौनकादिकमुनीन् ग्रन्थस्य मत्सिद्धये ॥ १ ॥

પ્રથમમાં ખટ પ્રશ્ન કરયાં મુનિ, નિમિશમા કરતા નિગમ-ધ્વનિ.
દ્વિતીયમાં કહિ ઉત્તર ચ્યારનો, વિબુધ સૂત સમુદ્ર-વિચારનો. ૨

श्रीव्यास उवाच—

### રાગ કેદારો

મુનિવરની વાણી સુણી; સૂત નિજત્ય પામ્યા ઘણી;
મુનિવરનાં વચન તણી પૂજા કરી એ. ૩
ઊચરવા ઉદ્યમ કરે; નિજ ગુરુને મનમા ધરે,
શુકજીનું શુદ્ધ ચરિત્ર મનમા ધરી એ. ૪
ઢાલ—ચરિત્ર શુકનું સમ્ભલાવે, ઉચ્ચરે આખ્યાન,
લોમહર્ષણ તણો સુત, ઉગ્રશ્રવા અભિધાનઃ- ૫

सूत उवाच—

તેહ મુનિ શુકદેવને, હું કરું છું પરણામ,
સન્યાસ ગ્રહી જે મદ્ય ચાલ્યા, તપોવનને[1] ઠામ્ય. ૬
ઉપવીત પેહ્લાં પધારયા, સન્યાસ ગ્રહી જે મુન્ય,
એકલા અસહાય ને, સંસારકારય-શૂન્ય. ૭
(ત્યાહરે) વિરહ-કાતર વ્યાસજી, ઊંચે સ્વરે દે સાદઃ
'હે પુત્ર! પાછા પધારો, મુઝ ગ્રહસ્થાશ્રમ-સ્વાદ.' ૮
(ત્યાહરે) પિતા કેરો પ્રેમ જોવા, કરયો તરુ-પરવેશ.
(પછે) વૃક્ષ-રૂપે કરયો ઉત્તર, 'ન આવું હું એષ.' ૯

---

૧. જે સ્થાન્ય ત્ર

યોગબલથી કરન્તા, પરકાયમાં પરવેશ,
નમૂં તે શુકદેવને, જે ગર્ભ-યોગી વેશ. ૧૦
સંસાર કેરા લોક ઊપરચ, કરી કરુણા, જાણ્ય.
**શ્રીભાગવત નામે કર્યૂં, મહા ગુહ્ય-પાઠ પુરાણ.** ૧૧

અદ્દ્ભુત જેહ પુરાણનો, અનુભાવ બહાકાર,
એક એહ પુરાણ ચ્યાહૂરે વેદ-મધ્યે સાર. ૧૨
સંસારના અન્ધાર તરવા, ઇછતા જે દાસ,
તેહુનિ એહ પુરાણ-મધ્યે, જ્ઞાનદીપ-પ્રકાશ. ૧૩
તેહ મુનિ શુકદેવનૂં હૂં, સદા પામ્યો શરણ.
**શ્રીભાગવત-આરમ્ભ કરવા, નમૂં ફરી ફરી ચરણ.** ૧૪

નમી શ્રીનારાયણને, નર નરોત્તમ સાર,
સરસ્વતી ને વ્યાસને, નમી કરૂં ગ્રન્થોચ્ચાર. ૧૫

કૂહે સૂત, મુનિવર! સાંભલો, તમ્યો ભલૂં પૂછ્યૂં પ્રશ્ન,
જે પ્રશ્ન-મધ્યે વર્ણવ્યા વ્યાસે, સકલ કેવલ કૃષ્ણ. ૧૬
લોક-મઁગલ પ્રશ્ન એ, મુનિ! પરમ નર પાવન,
જેહ સાંભલતાં થશે જન-આતમા પરસન્ન. ૧૭

પ્રથમ પૂછ્યૂં પ્રશ્ન જે, 'કૂહો શાસ્ત્ર કેરૂં સાર,'
પુરુષને કલ્યાણ શૂં? તે કહે સૂત વિચારઃ ૧૮
પુરુષને પરધર્મ તે, જે થકી વાધે ભકત્ય,
અચલ અવ્યભિચારિણી, જ્યહાં નહીં ફલ-આસકત્ય. ૧૯

ભગવન્ત-ભગતે આતમા, પરમન્ન થાયે, જાણ્ય.
અહો મુનિવર! પુરુષને [તે] કર્યૂં મ્હા-કલ્યાણ. ૨૦
વાસુદેવ ભવાર્તિ-ભઞ્જન, સ્વયં શ્રીભગવાન;
પુરષે પ્રયોજ્યો ત્યહાં થયો, [જે] ભક્તિ-યોગ-નિધાન. ૨૧
ઊતાવલો વૈરાગ્ય આણે, પ્રમાણે મુનિ ધ્યાન.
વૈરાગ્ય વલતો ઊપજાવે, ઉપનિષદનૂં જ્ઞાન. ૨૨

પુરુષને જો ધર્મ સાધ્યો-થકી સમ્યક-રીત્ય,
વાસુદેવ-કથા વિશે જો, ન ઉપજાવે પ્રીત્ય, ૨૩
તો તેહનિ નિશ્ચય જાણવો, શ્રમ ઊગરયો [સદા] વ્યર્થ;
મોક્ષ-પ્રાપ્તિક ધર્મ મોટો, તોય જાણે વ્યર્થ. ૨૪

કોય કહેશે, ધર્મનું ફલ, દ્રવ્ય પામે તેહ.
ધર્મનું ફલ ભક્તિ પામે નથી, કહું છું તેહ. ૨૫
ધર્મનું ફલ દ્રવ્ય પામે, તોય તે ફલ ન્હોય.
દ્રવ્યથી સુખ-વિષય પામે, તેહથી શું હોય ? ૨૬
અખિલ-ઇન્દ્રિય-પ્રીતિ તે તાં, વિષયનું ફલ નોય;
જ્યાં લગી જીવે તેટલામાં, વિષયભોગી સોય. ૨૭
કર્મ કરવાં, એહ જીવ્યા તણું ફલ, નહિ તેહ;
તત્ત્વ-જિજ્ઞાસા સદા, જીવ્યા તણું ફલ એહ. ૨૮

કોય કહેશો, તત્ત્વ તે તો, ધર્મ કેરું નામ,
સમસ્યાથી સૂત ઉત્તર, કહે તેણે ઠામ. ૨૯
તત્ત્વવેદી તત્ત્વ કહે છે, એક અદ્વય જ્ઞાન:
બ્રહ્મ, પરમાત્મા નામે, તત્ત્વ તે ભગવાન. ૩૦
તે તત્ત્વ મોટા મુનિ પામ્યા, મહા શ્રદ્ધાવન્ત,
[૨]જ્ઞાન વૈરાગ્યે કરી જે ભક્તિ ધરતા અન્ત. ૩૧
વેદના શ્રવણે કરી જે ઠરાવી દૃઢ ભક્ત્ય,
તેણે કરીને આત્મમા પરમાત્મ દેખે મુક્ત. ૩૨

ધર્મનું ફલ ભક્તિ, એહવું, કરીને નિરધાર;
હવે એહવા અર્થ કેરો, કરશો ઉપસંહાર: ૩૩
તે માટય પુરુષે વર્ણ-આશ્રમ-વિભાગે કરી, વિપ્ર !
યથાવિધિયે કરીને જે, ધર્મ સાધ્યો ક્ષિપ્ર, ૩૪

૨. અહીંથી ત્રણ લીટી આમાં ખવાઇ ગઈ છે.

જ્ઞાન પામ્યા પછી હૃદય-ગ્રન્થિકા ભેદાય;
અહંકાર-વિનાશ, સંશય [૭]સર્વ તત્ર છેદાય. ૪૭

વળી તેહના કર્મ સઘના, સર્વથા ક્ષય થાય,
જે સમે દીઠો આપ ઈશ્વર-આતમા-મહિમાય. ૪૮

તે માટય, મુનિવર ! માનજ્યો, જે કવિ વિદ્વજ્જન,
ભગવાન-ભક્તિ આચરે છે, સોધવા નિજ મન. ૪૯
ત્રુણ-બ્રહ્મા-આદ્ય અદ્યપિ, એક આત્મારૂપ,
તોહ્ય ભજવા યોગ્ય કહે છે, વાસુદેવ અનૂપ. ૫૦

સત્ત્વ, રજ ને તમસ, એહવા પ્રકૃતિના ગુણ હોય,
તે ત્રણે ગુણ-યુત એક તનુ તે, પરમ પૂરુષ સોય ૫૧
પાળવા ને સર્જવા, સંહારવાને ચિહ્ન,
હરિ, વિરિઞ્ચિ, રુદ્ર, એહવા, નામ ભાસે ભિન્ન ૫૨

તે [૮]ત્રણે મધ્યે સત્ત્વરૂપી, વાસુદેવજ નામ.
તે થકી સૌ લોક કેરા, સરે સઘલા કામ. ૫૩

તે ત્રણે ગુણ એક એકથી, ઉચ્ચ કેહવા શાન્ત
સૂત શૌનક-આદ્ય મુનિને, જણાવે દષ્ટાન્ત. ૫૪
ક્રિયાવર્જિત કાષ્ઠ છે જયમ, તમોગુણ છે ત્યમ્મ
કાષ્ઠથી જ્યમ ધૂમ વ્યાપક, તમોથી રજ ત્યમ્મ ૫૫

પ્રવૃત્તિવર્જિત કાષ્ઠ છે, ત્યમ તમોગુણ કહેવાય.
કાષ્ઠથી જે ધૂમ ત્યહા કાષ્ઠ-એક કારજ્ય થાય, ૫૬
ધૂમ જ્યમ ધૂસરો વહ્નિ, કરે કિઞ્ચિત કર્મ,
ત્યમ તમોગુણથી રજોગુણ, ત્યહા સ્વ'પદર્શન-મર્મ. ૫૭

જ્યમ ધૂમથી અધકો સદા, સાક્ષાત પાવક સોય
ત્રયીમય ત્યહા નિગમ-મારગ, હોમ સઘલા હોય ૫૮

---

૭ વર્ત (?) ૮ તે ત્રય મધ્યે

રજોગુણથી તથા અધિકો, સત્ત્વગુણ સાક્ષાત.
શ્રીકૃષ્ણ-લક્ષણ સત્ત્વ ભામે, બ્રહ્મ તો વિખ્યાત. ૫૯

સત્ત્વથી જાણી કરીને, અધોક્ષજને અન્ય,
[9]પૂર્વ જે ભજતા હવા, ભગવન્તને માનન્ત, ૬૦
અદ્યાપિ જે કો તેહ મારગ, અનુસરે છે સાધ,
સંસારમા કલ્યાણ પામે, ટલે સવલા બાધ. ૬૧

તો અન્યને કો ભજે છે? ત્યહા કહે છે દૃષ્ટાન્ત—
પણ મોક્ષના [10]અધિકાર ઈછે, ભજે હરિને શાન્ત. ૬૨
જે મહાપૂરષ મોક્ષ-કામિક, સદા શાન્તજ મન્ય,
ઘોરરૂપી ભૂત પિત્રી, પ્રજેશ મૂકી અન્ય, ૬૩

કલા નારાયણ તણી છે, ઘણી ભજતા જેહ,
અને બીજા દેવની, નવ્ય કરે નિન્દા તેહ, ૬૪
જે રાજસી ને તામસી, ધન-પુત્ર-કામી હોય,
પિત્રી ભૂત પ્રજેશને, સમશીલ સેવે સોય. ૬૫

મોક્ષના દાતાર, માટે, ભજેવા ભગવાન;
સાર સવલા શાસ્ત્રનૂ, શ્રીવાસુદેવ-જ્ઞાન. ૬૬
વાસુદેવજ દેવ માને, યજ્ઞ વાસુદેવ
વાસુદેવજ પામવાના, કહ્યા સાધન એવ ૬૭

યોગમા ને ક્રિયામા શ્રી-વાસુદેવ-નિવાસ.
વાસુદેવ-નિમિત્ત કરવા, સર્વ એ અભ્યાસ. ૬૮
વાસુદેવજ જાણવાને, જ્ઞાને માગે સન્ત,
વાસુદેવજ પામવાને, કરે તપ માહાન્ત ૬૯

વાસુદેવજ પામવા જે, કહ્યા સરના ધર્મ.
વાસુદેવજ મને, જેથી, જાણરી ગતિ પરમ. ૭૦

વાસુદેવજ સર્વને, સર્જતા હવા નિરધાર.
[૧૧]પોતા તણી માયા વડે, કરી પૃથક સૃષ્ટિ સાર, ૭૧
કાર્ય કારણરૂપ માયા વડે, સરજ્યું સર્વ.
અગુણ પોતે એક કારણ, આતમા ગત–ગર્વ. ૭૨
તેણીય માયાયે પ્રકાસ્યા, પ્રગટ એ ગુણ જેહ;
તે મધ્ય પેશીને રમન્તો, પ્રગટ ભાસે તેહ. ૭૩
ગુણમાં પ્રકાશ્યો માટ્ય ભાસે, ગુણ–સરીખો જ્યમ્મ;
ચિત્–શક્તિયે [૧૨]વલગી રહ્યો, તે માટ્ય ભાસે ત્યમ્મ. ૭૪
યથા ઈંધન અનેરાં ને, પ્રગટ પાવક એક;
વિવિધ ઈંધન વિવિધ ભાસે, વહ્નિ–રૂપ અનેક; ૭૫
તથા ઈશ્વર વિશ્વરૂપી, પ્રાણીમાં પરવેશ,
ભાસતો નાના વિધે, ક્ષેત્રજ્ઞરૂપ વિશેષ. ૭૬
ભૂત સૂક્ષ્મ અને ઇન્દ્રિય, તથા મન પ્રકાશ,
એટલે ગુણભાવે પ્રવેશ્યા, ભૂત–(માત્ર)માં અવિનાશ. ૭૭
આ શ્રીહરિ સહુ ભૂત માંહે, પ્રવેશીને માન,
તે તે [૧૩]વિષેને ભોગવે, ઇચ્છા વડે ભગવાન. ૭૮
'સૂત ! કૃષ્ણ–ચરિત્ર કહે,' જે પ્રશ્ન પૂછ્યું એહ.
વિચારીને સૂત વલનો, કહે ઉત્તર તેહ: ૭૯
એ સત્ત્વરૂપે સર્વદા, લોકને પાળે ઈશ;
વિશ્વકર્તા [૧૪]કરે લીલા, સ્વયં શ્રીજગદીશ; ૮૦
દેવ તિર્યક્ નરાદિકમાં, ધરે લીલા–દેહ,
કુન્તા તણી સ્તુતિ વિશે કહેશે, [૧૫]કૃષ્ણલીલા જેહ. ૮૧
ઇતિ પ્રથમસ્કન્ધમાં, અધ્યાય બીજો સાર,
ભગવાન–વર્ણન જેહમાં છે, નિરૂપ્યું નિરધાર. ૮૨

---

૧૧. દેખ્યા (?) અ. ૧૨. વળગી. ૧૩. વિષય જન. ૧૪. કરી. ૧૫. લક્ષ્મીલીલા.

રત્ન કહે, યત્ને કરી, અધ્યાય કીધો, ઈશ !
[16]શિત્યોત્યર પદ શોભતા, ને શ્લોક તે ચોત્રીશ. ૮૩
૧૯૪

इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धे भगवद्वर्णनं नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

---

## તૃતીય અધ્યાય

शुककृतं किल भागवताभिधं जगति येन रहस्यतमं मुदा ।
निखिललोकहिताय निवेदितं विजयतेत्र स सूतसमाह्वयः १

તૃતીયમા અવતાર-કથા કહે, વિવિધ ઉત્તર સુત સદા લહે;
પુરુષ–આદ્યવતાર-કથા કરી, સકલ-રૂપ સુવર્ણવિયા હરિ. ૨

### ચોપૈ —( રાગ ગોડી )

પ્રશ્ન પાંચમૂં પૂછ્યૂં જેહ, કથા કહો [1]અવતારી તેહ.
સુત કહે, તે ઉત્તર સાર, પ્રથમ કહે પુરુષ–અવતાર. ૩
[2]સૂત કહે, સાભલજ્યો, મુન્ય ! કથા કહૂં અવતારી પુન્ય.
પ્રથમ ધરચો પુરુષ–અવતાર, મહદાદિક તે તત્ત્વવિસ્તાર[3]. ૪
લોક સર્જુવા લીધો દેહ, સોલ કલાનો કીધો તેહ.
લોક-તુલ્ય તનુ તે શા માટચ ? એ તો રૂપ લહો વૈરાટ. ૫
ઉપાસનાને અર્થે કીધ, આદિ એહ અવતારજ લાધ.

કોણરૂપ તે છે અદ્દભુત, તેહનૂં વર્ણન કહે છે સૂત:
પ્રલયપયોધિ પોઢચા જે ઈશ, વિસ્તારી નિદ્રા યોગેશ;
તેહનો નાભિદહ નિરધાર, ત્હાથી પ્રગટ્યૂં પંકજ સાર. ૭

---

૧૬. અગન્યાશી.

૧. અવતારિક. ૨. અહીંથી ત્રણ ચરણ ખમાં નથી. ૩. આ ચરણ પછી ખમાં વધારાનૂં ૧ ચરણ—જેનો પામે વિરલા પાર. આ રીતે ૦ાા કડી ખમાં ઓછી.

તે પહેલ્જથી બ્રહ્મા હવા, સકલ લોકને તે સર્જવા.
આદિ કલ્પે એહ અનૂપ, હરિયે લીધૂં પુરુષ–રૂપ. ૮
જે તે અઙ્ગ–વિભાગે સાર, કીધો ચૌદ લોક-વિસ્તાર.
શ્રીભગવાન તણૂં જે રૂપ, શુદ્ધ સત્ત્વ અદ્‌ભુત અનૂપ. ૯

જ્ઞાની રૂપ નિહાળે એહ, જ્ઞાનચક્ષુયે દેખે તેહ.
અપાર પાદ ઊરુ ને પાણ્ય, જેહના વદન અપરિમિત, જાણ્ય. ૧૦
અનન્ત મસ્તક, મુકુટ અનન્ત, અનન્ત અમ્બર, નાવે અન્ત.
અનન્ત કુણ્ડલ, નાસા બહુ, અઙ્ગ અનોપમ શોભે સહુ. ૧૧

અન્ય અવતાર તણી પિરચ એહ, આવે, જાય, જ્યવશે નહિ તેહ.
એહ આદિ નારાયણરૂપ; એ લીલા અદ્‌ભુત અનૂપ. ૧૨
બીજા જે અવતાર, સુધામ–[૫]એ અવતાર સ્વયં ભગવાન.
અન્ય રૂપ જે એહને મળે; કરી કામ ને એમા ભળે. ૧૩

બીજ સર્વનૂં જાણો એહ, અક્ષય બીજ કહાવે જેહ.
એથી પ્રગટે; એમા શમે; નાનારૂપે એહજ રમે. ૧૪
જેહનો અંશ વિરઞ્ચિ લહ્યો, તેહનો અંશ મરીચિ કહ્યો.
તેણે આદરિયો સંસાર, દેવ, પશુ ને પુરુષાકાર. ૧૫

પ્રથમે પ્રગટ્યા સનત્કુમાર; તેહનૂં ચરિત્ર બખાણું સાર.
પુરુષરૂપે તે હરિ સાર, પ્રથમે લીધૂં રૂપ-કુમાર. ૧૬
બ્રાહ્મણરૂપ ધરીને ધીર, બ્રહ્મચર્ય-વ્રત પાળ્યૂં વીર.
દુશ્ચર તપ કીધૂં કુમાર, વ્રત આચરણ અખણ્ડિત ધાર. ૧૭

બીજૂં રૂપ ધરચૂં વારાહ, પાતાળે પૃથ્વી–અવગાહ,
વિશ્વ તણી કરવા ઉત્પત્ત્ય, અવનીને ઉદ્ધરવા સત્ય, ૧૮
યજ્ઞરૂપ શૂકર–અવતાર, સર્વ જીવની કરવા સાર.
ત્રીજે સર્ગ શિરોમણ્ય ઘણૂં, પામ્યાં તાં દેવર્ષિ–પણૂં. ૧૯

૪. ચ્યો ૫ તેને એ રે'વાનો ઠામ.

વૈષ્ણુવતન્ત્ર વખાણે સાર, જ્યહાં કર્મે કરી કર્મ-પ્રહાર.
નારદ-પઞ્ચરાત્ર જે કહ્યાં, તે મહિમા મ્હાનન્તે લહ્યો. ૨૦
ચોથે અવતારે મ્હા-સુખી, પ્રગટ્યા નરનારાયણ ઋષિ;
ધર્મ તણી પત્નીના તન, [6]આત્મનામ પાલે પાવન. ૨૧
નરનારાયણ-રૂપે કરી, દુશ્વર તપ કીધું શ્રીહરિ.
કપિલનામ પઞ્ચમ અવતાર, પ્રગટ્યા સિદ્ધ-શિરોમણ્ય સાર. ૨૨
આસુરિ-અભિધ બ્રાહ્મણ હતો, સાઙ્ખ્યમાર્ગ ત્યહાં કીધો છતો.
કાલ ઘણો કો નવ્ય જાણતું, તત્ત્વશાસ્ત્ર તે કીધૂં જૂનું. ૨૩
છઠ્ઠે અવતારે શ્રીહરિ, અત્રિપુત્ર થયા મન્ય ધરી;
અનસૂયાનો પૂર્યો કામ, દત્તાત્રેય ધરાવ્યૂં નામ. ૨૪
આતમવિદ્યા આપે સહી, અલર્કને આરમ્ભી કહી.
પ્રહ્લાદાદિક આગલ્ય ઘણી, આતમવિદ્યા આપે ભણી. ૨૫
સપ્તમ રૂપ ધર્યૂં જે ઈશ, યજ્ઞરૂપ પ્રગટ્યા જગદીશ.
[7]રુચિક પ્રજાપતિ કેરા તન, આકૂતિ-મધ્યે ઉત્પન્ન. ૨૬
યામ નામ જે કહાવે દેવ, પોતાના સુત સઘલા એવ;
તેહની સાથ્ય સ્વયં ગોપાલ, સ્વાયમ્ભૂ-મન્વન્તર-પાલ. ૨૭
સ્વાયમ્ભૂ મન્વન્તર સીધ, જે યજ્ઞેન્દ્રપણું ત્યહાં કીધ.
અષ્ટમ જેહ ધર્યો અવતાર, ઋષભદેવ નામે નિરધાર. ૨૮
રાજા નાભિ કહાવે તાત, મેરુદેવ્ય પોતાની માત.
મ્હા-બલિયા પોતે માનન્ત; પરમહંસ-પથ જાણે અન્ત. ૨૯
દેખાડ્યો તે મારગ પરમ. ધીર પુરુષને [8]દીધું વર્મ.
સર્વાશ્રમ-મત [9]માન્યો જેહ, ઋષભદેવ દેખાડ્યો તેહ. ૩૦
[10]સર્વ મુનિ મલીને આવિયા, નવમે રૂપે પાર્થિવ [11]થયા.
પોતે પૃથુરાજા-અવતાર, પૃથ્વીના પોતે દોહનાર. ૩૧

---

૬. આત્મા સમ. ૭. રુચિ. ૮. કીધૂં કર્મ. અ. ૯. જાણે તેહ...જેહ..
૧૦ [illegible] ૧૧ થા[illegible]

પૃથ્વીમાં હતી ઔષધિ, રત્ન અમૂલ્ય હતા નિધિ.
તે અર્થે મહી દોહી ભૂપ; તે માટે એ ઉત્તમ રૂપ. ૩૨
મચ્છદેહ તો દશમો લીધ, વિવસ્વત-મનુ-રક્ષા કીધ.
ચાક્ષુષ મન્વન્તર ખડભડ્યું. સાગરનું જળ અંબર અડ્યું. ૩૩
પૃથ્વીરૂપે નાવજ માંહ્ય, વિવસ્વત ઊગારયો ત્યાંહ્ય.
એકાદશમો જે અવતાર, કચ્છપરૂપી જુગદાધાર. ૩૪
દાનવ દેવ મળીને યદા, સાગર મન્થન કરતા તદા,
[૧૨]મન્થન કરતા ગિરિવર જેહ, વામા ઊપરય ધારચો તેહ. ૩૫
દ્વાદશમે ધન્વન્તરિ-દેહ, સાગરમાંથી પ્રગટ્યા તેહ
રૂપ તેરમૂં લીધું હરિ, મોહિનીરૂપે વાળ્યા અરિ. ૩૬
મોહ પમાડ્યો દાનવ-માન, સુરને પાયૂં અમૃત-પાન.
રૂપ ચતુર્દશમૂં અતિ સાર, લીધો નરસિંહ-અવતાર. ૩૭
નખને અગ્રે દાનવ દુષ્ટ, હિરણ્યકશ્યપુ [૧૩]નિવારયો કષ્ટ.
પન્નરમે છલિયા બલિરાય, કૃષ્ણે કીધી વામન-કાય; ૩૮
આવ્યા બલિરાજાને યાગ, ઊભા ત્રણ્ય [૧૪]ક્રમ મહી માગ્ય,
ત્રણ્યે ભુવન લેવાનૂં મન; વામનરૂપ ધરયુ ભગવન. ૩૯
અવતારે ઉત્તમ સોળમે, પરશુરામને રૂપે રમે.
વિપ્રદ્રોહી જે ભૂપાલ, તે ભૂપત્યનો આણ્યો કાલ; ૪૦
નક્ષત્રી પૃથ્વી કરી સાર; દ્વિજને આપી એકવીશ વાર.
સત્તરમે અવતારે જાત, સત્યવતી તા કીધાં માત; ૪૧
પુત્ર પરાશર કેરા થયા. દીન વિશે અતિ કીધી દયા.
અલ્પમતિ નર મનમાં ધરી, વેદ તણી બહુ શાખા કરી. ૪૨
અઢારમે અવતારે ભૂપ, પોતે પ્રગટ્યા રાઘવરૂપ,
કરવા અમર તણા બહુ કામ, રાજા રામ ધરાવ્યૂં નામ; ૪૩

---

૧૨. મન્દરાચલ ૧૩ ચાર્યો. ૧૪ કદમ

સાગરને ત્હા શિક્ષા દીધ; પેરપ પેરચના પ્રાક્રમ કીધ.
[15]એકોનવ્યંસને વીસે વલી, રામ-કૃષ્ણ પ્રગટ્યા મ્હાબલી; ૪૪
યાદવમા લીધો અવતાર; ભૂમિ તણો ઉતારશો ભાર.

વલતો કાલ ગયો નિરધાર, [16]જન બાલક બુદ્ધ-અવતાર, ૪૫
કૈકટ દેશ ગયામા થશે; દાનવને મન્ય મ્હો નાખશે.

કલિયુગને અન્તે અવતાર, નામે કલ્કી જગદાધાર: ૪૬
વિષ્ણુ[17]શર્મ બ્રાહ્મણથી હવા, ચોરરૂપ રાજા મારવા.

શ્રીહરિ સત્ત્વ તણા શૃંગાર. એહના છે અવતાર અપાર. ૪૭
યથા સરોવર સાગર યથં, તે મધ્યેથી જલ ઉચ્છરયૂં,
સહસ્ર મારગ ચાલે ધાર, એહવા અંશ-કલા-અવતાર. ૪૮
દાનવ દેવ ને મુનિજન, મ્હાબલિયા મનુ કેરા તન;
સઘલી કૃષ્ણકલા જાણવી, પ્રજાપતિ પણ્ય પરમાણવી. ૪૯
[18]અંશ કલા સઘલા જાણવા; કૃષ્ણ સ્વયં ભગવાનજ [19]હવા.
અસુરે આકુલ કીધા લોક, તેહ તણો ક્ષય કીધો શોક. ૫૦
યુગે યુગે અવતારિક ઈશ, તે એ કૃષ્ણ સ્વયં જગદીશ.
જન્મ ગુહ્ય નારાયણ તણૂં, સાભલતાં સુખ આપે ઘણૂં. ૫૧
નિર્મલ મન જે નિયમે કરી, સાયમ્પ્રાત: શ્રદ્ધા ધરી,
જન્મ ગુહ્યને જે કો ગાય, તે સંસાર થકી મૂકાય. ૫૨

કહેશો, ક્યમ જાયે સંસાર, જ્હાં સૂધી બે દેહ-વિચાર?
માયા-જનિત અવિદ્યા જેહ, તેણે ભાસે બીજો દેહ. ૫૩
તે માયા નારાયણ તણી, તેહની કથા સુણન્તા ઘણી,
જાય અવિદ્યા, વિદ્યા થાય, દેહભાવ ભવભ્રમ ત્હાં જાય. ૫૪
એહ સંબન્ધ કહે છે સાર: પાંચ શ્લોક વડે વિસ્તાર:
આત્મરૂપ ચિદ્-શક્તિ અતીવ, જે ભગવાન અરૂપી જીવ, ૫૫

---

૧૫. ઉનવિશામે. ૧૬ જિન-બાળક ૧૭ ચરાસ્ ૧૮. આ ચરણ બ માં નથી. ૧૯. આ ચરણ પછી બ માં:—એમાં સંશય નવ આણવા.

તેહનૂં છે અસ્થૂલ શરીર, એ 'મારગમા બોલ્યા ધીર.
માયા-ગુણ મહદાદિક જેહ, આત્મા-ઠામે આણે તેહ. ૫૬
જીવ તણૂં જે સ્થૂલ સ્વરૂપ, ગુણે જણાવ્યૂં આતમરૂપ;
[20]સ્વરૂપ તે આવરણ સત્ત્વ; જ્યમ છે ત્યમ નવ્ય ભાસે તત્ત્વ. ૫૭

તેહ તણૂં કહે છે દૃષ્ટાન્તઃ સાભળજ્યો, શ્રોતાજન શાન્ત!
યથા મેઘ વાયુમાં રહે, સર્વલોક આકાશે લહે, ૫૮
ઊડે રજ આકાશે રહે, પવન તણી ધૂંસર તા કહે,
એ વિધિ લોક અજાણ્યા જેહ, આતમ-ઠામે દેખે તેહ. ૫૯

સ્થૂલ થકી બીજો જે દેહ, [21]લિઙ્ગ-સ્વરૂપી કહાવે તેહ.
તેમા જે આતમતા રહે, એ મિથ્યા અજ્ઞાની કહે. ૬૦
લિઙ્ગદેહનૂં સૂક્ષમ રૂપ; નિરાકાર ગુણ-રૂપ અરૂપ:
તે માટે કો દેખે નહી. નથી સાભળ્યૂં કોણે સહી. ૬૧

તો તેહ છે શૂં પરમાણ? તે તો જીવ-ઉપાધિ જાણ્ય.
જીવ તણે રૂપે છે [22]લિઙ્ગ, જન્માન્તરમા જેહ અભઙ્ગ; ૬૨
તો કો કહો શો ભાગ સ્થૂલ? જીવોપાધિકા નહીં મૂલ.
જે માટ્ય ફરી પામે અઙ્ગ, તેહ તણૂં કારણ છે લિઙ્ગ. ૬૩

સ્થૂલ સૂક્ષ્મ બે જીવોપાધ્ય, જન્મ ધરેવા વળગી બાધ્ય.
એહ મૂકી નિર્મલ થાય, બ્રહ્માકાર તદા કહેવાય. ૬૪

અન્ય શ્લોકે એહવૂં વદે, વૈષ્ણવજન રાખેવૂં હૃદે:
સ્થૂલ સૂક્ષ્મ જ્યાહરે પરહરે, સ્વરૂપ સમ્યક્ જાણી ધરે. ૬૫
આપ અવિદ્યાયે બે દેહ, આતમમા આરોપ્યો તેહ.
એહ એ રૂપ અહમ્મતિ ત્યજે, બ્રહ્મભાવને ત્યાહરે ભજે. ૬૬
તોહો પણ એ માયા સહી, જ્યહા સૂંધી ઘટ-મધ્યે રહી.
જીવ જ્યહાંસુધી વિદ્યમાન, તો કયમ થાશે બ્રહ્મસમાન? ૬૭

---

[20] સ્વરૂપને આવરે સસત્ત્વ. [21] અલ્પ [22] સ્વર્ગ.

એહ સમન સંશય ભાજવા, સૂત પુરાણિક ક્હેના હવા
યદા ઈશ્વરી માયા જેહ, ભવનૂ કારણ દેખી એહ, ૬૮
તે માયા પામે ઉપગામ, જીવ બ્રહ્મના પામે ઠામ્ય
મતિ-મધ્યે માયાનો વામ, વિદ્યા—અવિદ્યારૂપ વિનાસ. ૬૯
[23]યદા અવિદ્યા-રૂપે રહે, આતમજ્ઞાન ધગીનૂ દહે
જે કાને તે વિદ્યા થાય, જીવપણુ તે ત્યારે જાય. ૭૦
નિર-ઈધન અગ્નિવત રમે, સર્વ શમાવી પોતે ગમે.
બ્રહ્મભાવને પામ્યો ત ા, એહ્નૂ મોને પણ્ડિત સુ'ા ૭૧
પરમાનન્દ વિશે પદ હોય બ્રહ્મસ્વરૂપે શોભે સોય
જન્મ કર્મ જેહ્‌વા જનને, તેહ્‌ના ક્હે છે ભગવાનને ૭૨
એહ અજન્મા જન્મજ ધરે આપઅકતા કર્મજ કરે
અન્તર્યામી એહ્‌વા થયા, મોટા કવિજન કહીને ગયા ૭૩
જેહ્‌ની લીના નિશ્વન સાર, તે ઈશ્વર સરજે સંસાર
પાને ને વલી ટાને સોય, અનગો રહે, આસકત ન હોય ૭૪
પટન્તરે પ્રાણીમા રહ્યો, પોતે પોતાને વશ કહ્યો
ગન્ધ ગ્રહે ખટ ઇન્દ્રિય તણો ખટ-ઇન્દ્રિય-વશકનો ધણો ૭૫
ઈશ્વર કેરી લીના જેહ, દુર્મતિ નર નવ્ય જાણે તેહ
તર્કશાસ્ત્રનો સમૂંહ કહે, તોહે પણ લીના ન ય લહે ૭૬
અન્ત કરણે રૂપ ન લહે વચને નામ ક્યાથી કહે ?
નટ નાટક વિસ્તારે યથા, એહ્‌ની કૃષ્ણ તણી છે કથા ૭૭
ચક્રપાણિ કર્તા અજ ઈશ, અપારવીરય જે જગદીશ,
તેહ્‌નો મારગ જાણે જેહ, ભાવે ભક્તિ આરાધે તેહ ૭૮
કપટરહિત જે ભક્તિ કરે, ભક્તિ તણે મારગ્ય સઞ્ચરે
શાન્ત સ્વભાવે ભજતા જેહ, હરિની લીના જાણે તેહ. ૭૯
હવે તમ્યો સાભળજ્યો, મુન્ય ! આ સંસાર વિશે છો ધન્ય
સકલ લોકના નાયક હરિ, વાસુદેવમા શ્રદ્ધા ધરી, ૮૦

---

૨૩ યદાતદા

તમ્યો મુનિ મોટા ભગવાન ! અન્તર્ગતિમા આહ્વૂં જ્ઞાન,
અચ્યુતમા આરોપ્યૂં મન, એકભાવના પામ્યા ધન્ય. ૬૧
એકભાવના જ્યાહ્રે થાય, જન્મ મરણ-ભ્રમરો ભુંસાય.
કહ્હેશો, શાસ્ત્ર અપૂર્વ થૂં હોય ? એહ્નૂં નામ કહૂં છૂં સોય. ૬૨
ભાગવત એહ્નૂં અભિધાન. [24]સર્વ વેદને એહ સમાન
ઉત્તમશ્લોક તણા ચરિત્ર, [25]વેદવ્યાસે કહ્યા વિચિત્ર. ૬૩
[26]વ્યાસે તેહ કહ્યૂ પુરાણ, ભાગવત નામે નિરવાણ.
માણુસને મોટૂં કલ્યાણ, કરવા કીધૂં એહ પુરાણ. ૬૪
મુક્તિ-પદારથ આપે ધન્ય, ભક્તિવિન તજ્ય નાવે અન્ય.
વ્યાસજીયે પોતાનો તન, શુકજી એમ ભણાવ્યા ધન્ય. ૬૫

જ્ઞાનીનો ગુરુજી શુકદેવ, એહ પુરાણ ભણાવ્યો એવ
સઘળા વેદ અને ઇતિહાસ, શુકદેવે કીધો અભ્યાસ ૬૬
સાર સાર તેહ્નૂં ઉદ્ધરી, શ્રીભાગવત સંહિતા કરી,
શુકદેવે વૈષ્ણવરૂપને, સમ્ભળાવ્યૂં પરીક્ષિત ભણી. ૬૭
ગઙ્ગાતીરે રાજા ગયો; સાંભળવાને સત્વર થયો.
[illegible] [27]તેણે ગઙ્ગાતીરે [illegible] ૬૮

તે હું શ્રવણ કરાવીશ સહી, કથા યથામતિ જેહવી લહી.
મેં સુણી ભણી જેહવી કથા, હું તમને સમ્ભળાવીશ તથા. ૯૩
સઙ્ક્ષેપે જે ભાખ્યું વ્યાસ, હું વિસ્તારી કહીશ અભ્યાસ.
ઇતિ ભાગવત-પ્રથમસ્કન્ધ, ત્રીજા અધ્યાયનો સમન્ધ.
રત્ન કહે, યત્ને કરી કરયો, પિસ્તાલીશ શ્લોકે વિસ્તરયો. ૯૪
૨૮૮

इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धे तृतीयोऽध्यायः ॥ ३॥

---

## ચતુર્થ અધ્યાય

नरकुमारवराहसुनारदा मुनिवरौ कपिलात्रिसुताध्वराः ॥
ऋषभसत्पृथुमत्स्यककच्छपा भिषगथासुरमोहिनिका तथा॥१॥
नरहरिर्धरवामनरामकौ[1] वर[2]पराशरजो रघुनायकः ॥
हरिहलायुधबुद्ध[3]सुकल्किनो निजमयन्तु हरेरवतारकाः ॥२॥

ચોથે કહે ભાગવત-પ્રબન્ધ, કરયા તણા કારણનો સમન્ધ.
સન્તોષ પામ્યા નહિ વ્યાસ પોતે, શાખા કરી વેદપુરાણ જોતે. ૩

### રાગ કેદારો

સૂતે એમ કહ્યું યદા, મુનિયે સ્તુતિ કીધી તદા.
દીરઘ યત્ર [4]મુનિવર યજે એ. ૪
સર્વ મુનિજનમધ્યે સુખી, શૌનકનામે મહા ઋખિ,
ઋગ્વેદી-વૃદ્ધ વિચારી ઊચરે એ. ૫
ઢાલ-ઉચ્ચરતાં મુનિ શૌનક [5]કહે, હે સૂત! સૂત્ર નિરધારય.
વક્તા-મધ્યે વીર તમ્મો કહો, પ્રશ્ન અમારે સાર. ૬
કથા કહો ભાગવતી અમને, ભગવત્પ્રિય મહાપુણ્ય,
જેહ કથા કહે છે **પરીક્ષિતને**, સ્નેહ ધરી શુક મુન્ય. ૭

---

૧. °रामकौ(?) ૨. °धरा°(?) ૩. °कल्किनो(?) અમ.
૪. જન કરે એ. ૫. ત્યારે કહો સૂત! નિર્ધાર.

[6]કોણ યુગમાં કથા થઈ, ને કવણ સ્થાનકે કીધ?
શે કારણે દ્વૈપાયનને, કહો, કોણે એ મતિ દીધ? ૮
વ્યાસસુત[7] શુકદેવ કહાવે, મહાયોગી સમદર્શ,
ભેદાભેદ નહી જે મુનિને; એકમતિ હિત-હર્ષ. ૯

માયા-શયન થકી જે જાગ્યો, ગૂઢગતિ મતિમાન;
માણસ જાણે મૂઢ સરીખો, મન્ય ભજતો ભગવાન. ૧૦
જે કાલે સન્ન્યાસ ગ્રહીને, શુકજી ચાલ્યા વન્ય,
તેહની પાછળ્ય બાપ પલાયા, ગ્રેવાને નિજ તન. ૧૧

વ્યાસ વૃદ્ધ-વપુ પાછળ્ય [8]પલતા, વસ્ત્ર-સમેત-શરીર.
તેહને નિરખી સુરનારીયે, [9]લાજી પેરયાં ચીર. ૧૨
વ્યાસ તણો સુત પ્રૌઢ [10]પલન્તો, નગ્નતનૂ શુકદેવ;
તે દેખી સુરનારીયે, લજ્જા ન કરી એવ. ૧૩

એહવાં કૌતક અવલોકીને, વચન વદે મુનિરાજ:—
"માહરા સુતને અવલોકીને, કાં ના કીધી લાજ?" ૧૪
સુરનારી કહે, "તાહરો બાલિક, ભેદાભેદ ન જાણે.
નર નારી સરખાં શુકજીને, દષ્ટિવિકાર ન આણે." ૧૫

એહવા શુકજી મ્હા-યોગી તે, નગર લોકે કયમ જાણ્યા?
ઉન્મત્ત મૂરખ મૂક સરીખા, પણ્ડિત કયમ પરમાણ્યા? ૧૬
કુરુજાંગલ જનપદને મૂકી, હસ્તિનાપુરય પધાર્યા.
ગજપુર-મધ્યે ગેહલા સરખા, જ્ઞાની કયમ નિરધાર્યા? ૧૭

પરીક્ષિત રાજા રાજ-ઋષિ ને, શુકથું ક્યાં સંવાદ?
શ્રીભાગવતની સાત્ત્વત સંહિતા, જેહ વિશે એ આદ. ૧૮
ગોદોહનવેલા લગી શુકજી, ગૃહસ્થ કને જે રેહતા,
તેહનાં મન્દિર તીરથ કરતા, દર્શને અઘ હરતા, ૧૯

---

૬. કવણ જુગ એ પરમ કથા થઇ, કવણ સ્થળ હરિ કીધ. ૭. °તણો સુત શુકજી કા'રે. ૮. જતાં ૯. લજાએ. ૧૦ પલાવેલ.

તે શુકજી પરીક્ષિતની પાસે, કયમ રહ્યા દિન સાત ?
તે કહો, વલી અન્ય કહો, નૃપ પરીક્ષિત કેરી વાત. ૨૦
અભિમન્યુ કેરા અર્ભક કહાવે, ભક્ત-શિરોમણ્ય, સૂત!
તેહના જેજે જન્મ કર્મ, તે, અમને કહો અદ્દભુત. ૨૧
ચક્રવર્તી નૃપ પરીક્ષિત પ્રગટ્યો, પાણ્ડવ-કુલ-કૃત-વૃદ્ધિ,
શા માટે ગઙ્ગાતટ બેઠો, મૂકી રાજ્ય-સમૃદ્ધિ. ૨૨
પરીક્ષિતના પદ-પીઠ વિશે રિપુ, નિત્ય રહેતા શિર નામી;
ભેટય ભલેરી ભૂપત્ય કરતા, પોતાના શુભ-કામી. ૨૩
[11]મ્હાદુસ્ત્યજ નૃપલક્ષ્મીને, કયમ મૂકે પરીક્ષિત વીર ?
યૌવનવયમાં જીવ ત્યજેવા, ક્યમ રાખ્યૂં મન ધીર ? ૨૪
વિષ્ણુભક્ત જે જીવે છે, તે કરવા પર-ઉપકાર;
પોતાને અર્થે નહિ જીવે, દીન તણા દાતાર. ૨૫
લોક તણૂં જે જીવનતનુ તે, કવણ કારણે પાડ્યૂ ?
ધરે નહીં પંરજીવન-ભઞ્જન; મિથ્યા નાશ પમાડ્યૂં. ૨૬
સુખ સમ્પદ અતિ મોટિમદાતા લોક તણો નૃપદેહ,
વિરક્ત થૈ શા માટે પાડ્યો? કહોની કારણ તેહ. ૨૭
જે કિઞ્ચિત તમને અમ્યો પૂછ્યૂ, કહેશો તે નિરધાર.
વેદ-વિના સઘલી વાણીમા, તમ્યો પામ્યા છો પાર. ૨૮
કવણ યુગે તે (એ તા) કીધૂં ? એહ્વા, પ્રશ્ન કહ્યા અદ્દભુત.
દ્વૈપાયનના જન્મ થકી તે, ઉત્તર કહે છે સૂતઃ ૨૯

સૂત ઉવાચ—

ત્રીજે યુગ પરિવર્તક આવ્યો, દ્વાપર [12]યુગ જે કાલ્ય;
વેદવ્યાસ પરાશરથી ત્યહાં, પ્રગટ થયા તે કાલ્ય ૩૦
વાસવી માત થકી મુનિ પ્રગટ્યા, કૃષ્ણ-કલા-અવતાર,
મ્હાયોગી શ્રુતિમારગ-ભોગી, સકલકલા-ભણ્ડાર. ૩૧

૧૧ સન્ધિ છોડશો ના ૧૨ ? રૂપે

એક સમે તે મુનિવરિ કીધું, સ્નાન સરસ્વતી માંહ્ય;
એકાકી એકાન્તે આસન, વાલી બેઠા ત્યાંહ્ય. ૩૨

નિશ્ચલ અન્તઃકરણ કરીને, ધરવા બેઠા ધ્યાન,
બદરિકાશ્રમ-મધ્યે બેઠા, એહવે [૧૩]ઉદિયો ભાન. ૩૩

કાલબલે કરી ભલતા દીઠા, યુગના જે જે ધર્મ,
યુગના ધર્મ પરસ્પરચ ભલતા, [૧૪]મલતા મિશ્રિતકર્મ. ૩૪

કાલ તણી ગતિ કોય ન જાણે, પણ્ડિત ક્યમ પરમાણે?
ભૂત ભવિષ્ય વિચારી જોતે, વેદવ્યાસ વિખાણે. ૩૫

ભૌતિકભાવ શરીર કહાવે; તેહ્‌ની શગતિ જેહ,
વેદવ્યાસે કાલબલે કરી, ઘટતી દીઠી તેહ. ૩૬

વ્યાસજીયે વલી લોક નિહાલ્યા, દુર્બલ શ્રદ્ધાહીન,
દુર્મતિ અતિ-ઓછાં-આયુષ, દીસન્તા અતિ દીન. ૩૭

દિવ્યચક્ષુયે જોતા મુનિવર, દુર્ભગ નરને દેખી,
સકલદૃષ્ટિ મુનિ વર્ણાશ્રમને, હિતની વાત વિશેખી. ૩૮

વેદવિહિત જે કર્મ કહાવે, નરને કરવા સાર,
ચ્યાર પ્રકાર તણા ત્હાં હોતા, કર્મ તણા કર્તાર; ૩૯

યજ્ઞ તણો વિસ્તાર થવાને, કીધો એક વિચાર;
એક વેદના વેદવ્યાસે, વેદજ કીધા ચ્યાર. ૪૦

પેહ્‌લો તો ઋગ્વેદજ કહાવે, યજુર્વેદ પશ્ચાત.
સામવેદ ત્રીજો ને ચોથો, વેદ અથર્વણ જાત. ૪૧

પૃથક વેદના ભેદ કરયા તે, મુનિવર ચતુર સુજાણય;
પઞ્ચમ વેદ [૧૫]પ્રમાણ વખાણ્યો, તે ઇતિહાસ પુરાણ. ૪૨

પૈલ મુનિ ઋગ્વેદી કહાવે, જૈમુન્ય સામક-વેદ.
વૈશમ્પાયન વાડવ કીધો, યજુર્વેદનો ભેદ. ૪૩

---

૧૩ ઉગ્યો. ૧૪ મિશ્રિત જે જે કર્મ. ૧૫. પુરણ અ

તથાપિ તે મુઝ જીવાત્મા તો, અલગો છે અદ્યાપિ.
પરમાત્માથું તદાકાર તાં, ન થ્યો આપોઆપ. ૫૭
શ્રવણ અને અધ્યયન કરન્તાં, વાધે તેજ અપાર.
બ્રહ્મચર્ય ત્હા તેહ્‌ને કૂહે છે, પણ્ડિત ગુણ-ભણ્ડાર. ૫૮
બ્રહ્મચર્યતા-મધ્યે માહ્‌રો, જીવાત્મા છે મોટો,
પરમાત્મા તાં નવ્ય પામ્યો, તે માટે ભાસે ખોટો. ૫૯
પ્રાયઃ જે મેં નથી નિરૂપ્યા, ભગવત-મારગ ધર્મ,
જાણું છું જે તે માટે મુઝ, મનનો ન ગયો ભરમ. ૬૦
પરમહંસને પ્રેમ ઘણો જ્યહાં, હરિના વલ્લભ એહ;
ભાગવતના ધર્મ અહો મેં, નથી નિરૂપ્યા તેહ." ૬૧
જેણે કાલે એ વિધિ વ્યાસે, લહ્યો આતમા શૂન્ય,
ખેદ પામતાં મુનિવર, એહ્‌વે, આવ્યા નારદ મુન્ય. ૬૨
સરસ્વતીને તીરે આશ્રમ, [19]કર્યો પૂરવે યત્ર;
કૃષ્ણદ્વૈપાયનની પાસે, આવ્યા નારદ તત્ર. ૬૩
નારદ આવ્યા અવલોક્યા મુનિ; ઊઠ્યા આકસ્માત;
સન્મુખ જૈ ઋષિ-સેવા કીધી; સન્તોષ્યા સાક્ષાત. ૬૪
વ્યાસે વારૂ-વિધિ કીધી, નારદજીની સેવ;
પરમાદરથું તે મુનિ પૂજ્યા, જેહ્‌ને પૂજે દેવ. ૬૫
ઇતિ **ભાગવત-પ્રથમ સ્કન્ધે**, અધ્યા ચારુ ચતુર્થ;
નારદનો આગમ જે મધ્યે, વ્યાસ-વિમોધન-અર્થ. ૬૬
જે અધ્યા-મધ્યે અતિ ઉત્તમ, [20]તેત્રીશ શ્લોક સુજાણ,
રત્ન કહે, યત્ને કરી કીધા, [21]ત્રેસઠ પદ પરમાણ. ૬૭
૩૫૫

**इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धे नारदागमनं नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥**

---

૧૯. કર્યો. આ ૨૦. ત્રેસઠ (?) ૨૧ ચોસઠ.

વેદ અથર્વણ કેરો વક્તા, સુમન્તુ મુનિ સાક્ષાત.
અતિ ઉત્તમ ઇતિહાસ પુરાણિક (કરચો) લોમહર્ષ સુઝ તાત. ૪૪
નિજ નિજ નિગમ તણા તે મુનિયે કીધા ભેદ અનેક,
શિષ્ય-શિષ્યને, તેહના શિષ્યે, શાખા કીધી વિવેક. ૪૫
વેદવ્યાસ નિવાસ દયાના, શ્રીભગવાન પ્રમાણ્ય
દુર્મતિ નરને મનમા [15]આવે, એહવા વેદ-વિખાણ્યા. ૪૬
નારય, શુદ્ર ને વર્ણ-ત્રયથી, ભ્રષ્ટ થયા જે કોય,
વેદ-ત્રયનું શ્રવણ કરેવા, યોગ્ય નહીં તે સોય. ૪૭
કર્મરૂપ કલ્યાણ થકી તે, મૂઢ થયા નિર્વાણ્ય;
તેહને એ આખ્યાન થકી તો થાવા અતિ કલ્યાણ, ૪૮
એ કારણ્ય કરુણા કરી મુનિયે, કૃત ભારત-આખ્યાન.
તથાપિ મન પ્રસન્ન થયું નહિ, વ્યાસજીનું જ નિદાન. ૪૯
યદ્યપિ લોક તણું હિત કરવા, એ વિધિ વ્યાસ [16]પ્રવર્ત્તિ,
તથાપિ સર્વોત્તમ ભાવે કરી, હૃદય વિશે ન [17]નિવર્ત્તિ. ૫૦
સરસ્વતી-સુન્દર-તટ-નિકટે, બેઠા વેદવ્યાસ;
હૃદય વિશે અતિ હર્ષ ન પામ્યા, કરતા શ્રુતિ-અભ્યાસ. ૫૧
એકાન્ત્ય સ્થલ્ય આમન્ય બેઠા, કરવા ચિત્ત-વિચાર.
ધર્મજ્ઞાની મુનિવરિ વદતે, એમ કરચો ઉચ્ચારઃ ૫૨
"મતિ નિષ્કર્મ સદા છે માહરી, વ્રતધારી [18]સંસિદ્ધ.
સદા કાલ મેં નિગમ, ગુરુ ને, પાવક-પૂજા કીધ. ૫૩
એહ તણું અનુશાસન પાલ્યું; સેવ્યા દેવ-સમાન.
ફલ-અભિલાષ ધરચો નહિ મનમાં, પૂજ્યા દેવ વિધાન્ય. ૫૪
ભારતને મિશ્ય દેખાડ્યો મેં, વેદારથ-પથ્ય પરમ;
સ્ત્રીશૂદ્રાદિક પથ્ય જાણ્યા નિરખે, નાનાવિધના ધર્મ. ૫૫
દેહ તણો અભિમાની આત્મા, જીવાત્મા તાં નામ;
વસ્તુગતિ જોતા તે યદ્યપિ, ઇશ્વર પૂરણ-કામ, ૫૬

૧૫. ન આવે. ૧૬.પ્રવર્ત્યા ૧૭. નિવર્ત્યા. ૧૮. હું

તથાપિ તે મુજ જીવાત્મા તો, અનગો છે અદ્યાપિ
પરમાત્માથી તદાકાર તો, ન થયો આપોઆપ ૫૭
શ્રવણ અને અધ્યયન કરન્તા, વાધે તેજ અપાર
બ્રહ્મચર્ય ત્હા તેહ્‌ને કહે છે, પણ્ડિત ગુણ–ભણ્ડાર ૫૮
બ્રહ્મચર્યતા–મધ્યે માહ્‌રો, જીવાત્મા છે મોટો,
પરમાત્મા તો નવ્ય પામ્યો, તે માટે ભાસે ખોટો ૫૯
પ્રાય જે મે નથી નિરૂપ્યા, ભગવત–મારગ ધર્મ,
જાણું છું જે તે માટે મુજ, મનનો ન ગયો ભરમ ૬૦
પરમહંસને પ્રેમ ઘણો જ્યહા, હરિના વલ્લભ એહ,
ભાગવતના ધર્મ અહો મે, નથી નિરૂપ્યા તેહ" ૬૧
જેણે કાલે એ વિધિ વ્યાસે, લહ્યો આતમા શૂન્ય,
ખેદ પામતા મુનિવર, એહ્‌વે, આવ્યા નારદ મુન્ય ૬૨
સરસ્વતીને તીરે આશ્રમ, [19]કહ્યો પૂરવે યત્ર,
કૃષ્ણદ્વૈપાયનની પાસે, આવ્યા નારદ તત્ર ૬૩
નારદ આવ્યા અવલોક્યા મુનિ ઊઠ્યા આકસ્માત,
સન્મુખ જૈ ઋષિ–સેવા કીધી, સન્તોષ્યા સાક્ષાત ૬૪
વ્યાસે વારૂ–વિધિ કીધી, નારદજીની સેવ,
પરમાદરથી તે મુનિ પૂજ્યા, જેહને પૂજે દેવ ૬૫
ઇતિ ભાગવત–પ્રથમ સ્કન્ધે, અધ્યા ચારુ ચતુર્થ,
નારદનો આગમ જે મધ્યે, વ્યાસ–વિમોધન–અર્થ ૬૬
જે અધ્યા–મધ્યે અતિ ઉત્તમ, [20]ત્રેત્રીશ શ્લોક સુજાણ,
રત્ન કહે, યત્ને કરી કીધા, [21]ત્રેસઠ પદ પરમાણ ૬૭
૩૫૫

इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धे नारदागमन नाम चतुर्थोऽध्याय ॥ ४ ॥

---

૧૯ કરો આ ૨૦ તેત્રીસ (?) ૨૧ ચોસઠ

## પઞ્ચમ અધ્યાય

सरस्वतीतीरसमीरहर्षी पराशरात्मजः प्रभुरात्मदर्शी।
विस्तीर्णवेदाम्बुधितत्त्वहर्ता द्वैपायनः पातु पुराणकर्ता ॥१॥

પાચમાં સકલ ધર્મ સોધતા, કૃષ્ણ-કીર્તન મહાન બોધતાં,
વ્યાસ-મન-પ્રસન્નતા થવા, નીતિ નારદ નિવેદતા હવા. ૨

सूत उवाच— રાગ રામગ્રી

નારદ આવ્યા વેણુપાણિજી; વદન હસાવી બોલ્યા વાણજી. ૩
આસન બેઠા સુખ સન્તોષથં, જેહનો યશ તાં ચૌદ ભુવનથં. ૪
વિપ્ર-ઋષિ જે વ્યાસ નિકટ રહે, દેવ-ઋષિ જે નારદ ઇમ કહે. ૫

ઢાલ-ઇમ કહે નારદ દેવ-ઋષિ, મ્હો-ભક્તજન-મધ્યે મુખી:
" હે પરાશરસુત મહાભાગ્ય ! સરવદા વરતો સુખી. ૬
કહો, શરીર-અભિમાની આતમા, [શરીરે સુખવન્ત છે ?
તમ મનોવર્ત્તી આતમા] મનસા વડે સન્તુષ્ટ છે ? ૭
તમ્યો જાણવા જે ઈછતા, સહૂ ધર્મ કેરી સારતા,
અદ્દભુત આદર આચર્યો, તે લહ્યું; કહો નિરધારતાં. ૮
તમ્યો મહાભારત કર્યું પૂર્ણ, પરમ દિવ્ય પુરાણ જે;
જ્યહાં સર્વ-ધર્મ પ્રકાશ ભાસે, મૂઢમતિ-તમ-ભાણ જે. ૯
જે સનાતન પરબ્રહ્મ છે, તે વિચાર્યું, પામ્યા તમ્યો;
તોહ્ય શોચ્યાં શીં કરો ? અ-કૃતારથ દેખૂં અમ્યો." ૧૦
ઇમ નારદે પૂછ્યું યદાં, શ્રીવ્યાસને વિનયે કરી,
પછે વેદવ્યાસ વાણી, ઉચ્ચરે મનમા ધરી: ૧૧

**વ્યાસ ઉવાચ—**

" તમ્યો, નારદ ! જે કહ્યૂ તે સર્વ છે માહરે વિશે,
તોહ્ય તનમનને વિશે, સુખ નથી થાતૂ નિમિષે ૧૨
તે અસુખનૂ કારણ કહો, જેહ્નેજ કો જાણે નહી,
જેહ બોધ અગાધ, નારદ ! તે અમ્યો પૂછૂ સહી ૧૩
આત્મભૂ બ્રહ્મા થકી (તમ્યો), પ્રાગટ્ય પામ્યા છો, ઋષિ !
તે માટ્ય સવિ જાણો તમ્યો, મ્હામુનિજન–મધ્યે મુખી ૧૪
જે સરજિ પાલે સંહરે, ગુણવડે ઇછાયે કરી,
કાર્ય–કારણ, નિયન્તા, પણ્ય અસઙ્ગી છે જે હરિ, ૧૫
તે કૃષ્ણ પુરુષ પુરાણ, મુનિ ! તમ્યો ઉપાસ્યા એક આતમા
તે માટ્ય ગુહ્ય સમસ્ત જાણો, પ્રમાણ્યો પરમાતમા ૧૬
તમ્યો ત્રિલોકીમા અટન કરતા, અર્કવત દેખો સદા,
વાયુવત અન્તર્ગતિ મનવર્તિ જાણો સર્વદા ૧૭
મે યોગથી પરબ્રહ્મ–મધ્યે, સ્નાન કીધૂ છે મહી,
વ્રતાચરણે વેદ–પંથમા, સ્નાન મે કીધૂ રહી ૧૮
તે માટ્ય એ મેહ્ય વિશે જે ન્યૂન–સાધનતા લહો, "
વ્યાસ કહે, " નારદમુનિ ! તો વિસ્તરી મુઝને કહો ૧૯
વ્યાસની વાણી સુણીને, વદે નારદજી સહી —

**નારદ ઉવાચ—**

" તમ્યો તો ભગવાનજીનો વિમલ યશ ગાયો નહી ૨૦
ભગવાન–યશ પાખે તમ્યો, જે ધર્મ–વર્ણવના કરી
એક ધર્મ જ્ઞાનથી, સન્તોષ નવ્ય પામે હરિ ૨૧
ભગવાન સન્તોષ્યા નહીં, એટલી તમમા ન્યૂનતા
શ્રીકૃષ્ણને સન્તોષશો, મુનિ ! તદા થાશો પૂર્ણતા. ૨૨
જ્યમ ધર્મ નાના ભાત્યના, મુનિશિરોમણિ ! તે વર્ણવ્યા,
ત્યમ મુક્તાકામિક વ્યાસજી ! ગોવ્યન્દના ગુણ નવ્ય કથ્યા ૨૩

---

૯ ક એના હૃ વિષે

જો ચતુર્ભુજ-ચારિત્ર વિન, નર-ચતુરતા વાધે ઘણી,
તોહ મિથ્યા માનવું. મુનિ કરે નિન્દા તે તણી. ૨૪
જે વચનમા પદ પરમ સુન્દર, અને કૃષ્ણ-કથા નહીં,
જગનપાવન પરમહરિ-યશ, જે વિશે વર્જ્યો સહી, ૨૫

તે વચન વાયસ તણું તીરથ, લહો નીછારા સમે,
જ્યહા હંસ હરિજન માનસરવર તણો વાસી નવ્ય રમે. ૨૬
ગોવ્યન્દ-ગુણ વિન વચન ચાતુરી લહો નીછારા જશી,
જ્યહા કાક સરખા રમે કામી, જે વિષય રમના રસી. ૨૭

પણ્ય સત્ત્વ-માનસ વિશે રમતા, હંસ સમ કહાવે યતિ,
તે બ્રહ્મવાશી કૃષ્ણવર્જિત કથામાં ન કરે રતિ. ૨૮
તે વચનનો ઉચ્ચાર ઉત્તમ, અખિલજન-પાતક હરે,
જ્યહાં યશો-અઙ્કિત નામ હરિનાં, સાધુજન શ્રવણે ધરે. ૨૯

જ્યહાં પ્રતિશ્લોક પ્રબન્ધમાં અપશબ્દતા દીસે ઘણી,
તોહ હરિગુણ-યુક્ત વાણી, સર્વ ગ્રન્થ-શિરોમણિ. ૩૦
તે સાધુ પૂરુષ સાંભલે હરિ-નામના વક્તા સતી.
કહે શ્રોતા તે નિઃસંશય, ગાય વલી મનની ગતિ. ૩૧
જો નિરઞ્જન નિષ્કર્મ નિર્મલ જ્ઞાન છે જ્ઞાની તણું;
તોહ અચ્યુત ભક્તિવર્જિત થકો નવ્ય શોભે ઘણું. ૩૨
તો સાધતો ફલ પામતો જે કર્મ દુઃખ-દાતા સહી,
તે કામ્ય અથવા અકામિક જે ઈશને અર્પે નહીં, ૩૩
તે કર્મ શોભે ક્યહાં થકી, જે ભક્તિ પાખે આચરો ?
તે માટય, વેદવ્યાસજી ! હરિચરિતનું વર્ણન કરો. ૩૪
હાવે હરિનાં ચરિત ચેષ્ટા વર્ણવો, મન સ્થિર કરી,
જે ચરિત સુણતાં સાધુજન અવતાર નવ્ય પામે ફરી. ૩૫

---

૨૮. ક હંસ સમ કો વદ નહીં. ઘ. કથા આન્દ કરે નહીં. ૩૨ .ક સતે ૮. 'ને મતે.

તમ્યો ભાગ્યવાન મુનિવર ! સત્યવાદી છો મદા.
યથારથ જાણો, શુચિવ્રત ! આચરો છો સર્વદા. ૩૬
તે માટચ તમને કહું, જે કો કૃષ્ણચેષ્ટા પરહરે,
અન્યમતિ ને અન્ય અર્થે અન્યનૂં વર્ણન કરે, ૩૭
તે વિવિધ વર્ણન કરન્તા મ્હા નામ રૂપ લહે બહુ;
તે થકી મતિ સદા ચઞ્ચલ, ઠામ્ય નવ્ય પામે કહૃ. ૩૮
જ્યમ પવન પ્રાહૂરે ડોલતી, નવ્ય રહે નૌકા નીરની,
તથા મતિ નિશ્ચલ નહીં તે અન્ય ભક્ત અધીરની. ૩૯
તમ્યો મહાભારથ કહ્યું; ત્યાં દોષ સાહ્મો છે બહુ;
ધર્મ-ઠામ્ય અધર્મ પ્રકટ્યો, સાંભલો; તમને કહું: ૪૦
સ્વભાવે સંસારમાં નર સકામિક વરતે સહુ;
તમ્યો કામિક કર્મ નિન્દિત, વિખાણ્યો તેહ્માં બહુ. ૪૧
તે તમારા વાક્યથી નર દૃઢ વિશ્વાસ પામી રહ્યા;
મુખ્યધર્મજ એહ છે, ઇમ કામ્ય કર્મ વિશે ગ્રહ્યા. ૪૨
(પછે) વિબુધ જન વારી ગયા; તે યથારથ માને નહીં,
પ્રવૃત્તિ-મારગ વિશે વાહ્યા, સત્ય મતિ સુખમાં રહી. ૪૩
તે માટચ એ અન્યાય, મુનિવર ! તમારો માનૂં અમ્યો,
જે મહાભારથ વિશે કામિક કર્મ ઉપદેશ્યાં તહ્મ્યો." ૪૪
જે "પ્રવૃત્તિ-નિન્દા કરી, નિવૃત્તિમાં હરિને લહે,
તો કૃષ્ણકીર્તન-કામ શું ?" આશઙ્કુનો ઉત્તર કહે: ૪૫
"કો નિપુણ નરની નિવર્તી જો મરવ-કારણ્ય-વાસના,
તદાનન્દસ્વરૂપ વિભુની થાય મનમા ભાસના." ૪૬
"તો પ્રવૃત્તિ-વર્તિત પુરૂષને ક્યમ થાય જ્ઞાન સ્વરૂપનૂં,
જે દેશ કાલ અપાર આતમ-અમિત ઈશ અનન્તનૂં ? ૪૭

---

૩૮. b. કહે ૩૯. b નૌકા રતિ d સકલ્યનવરિયતિ. ૪૩. a. વિદ્ધ-જ્જન. ૪૫. a. જો પ્રવૃત્તિવશ નિન્દા કરીને

તેહ માટે સગુણ કાર્યે સગુણ કહી સંશય દહો.
કામિ કાર્ય ત્યજાવીને, કૃષ્ણની ચેષ્ટા કહો." ૪૮
હવે કૂહે છેઃ "ત્યજાવીને, નિમિત્તક ને નિત્તતા,
હરિભક્તિ અતિ ઉપદેશવી," એહવૂં કહે છે સત્યતા. ૪૯
"નિજધર્મ મૂકી પદામ્બુજ પરમેશનૂં જે કો ભજે,
તે ભજન-પથમા નપૂરો જો અધૂરોથો તનુ ત્યજે, ૫૦
તોહ જ્યહા ત્યહા ભક્ત કુત્સિત યોનિમા જો અવતરે,
(તોહ) દુષ્ટગતિ પામે નહીં; ફરી ભક્તિ કેશવની કરે. ૫૧
ભક્તિના રશિયા પુરુષને, ભક્તિપથ વાહૂલો જડે;
પણ ભક્તિ પાખે ધર્મ રાખે, પડ્યો તે ફરી નવ્ય ચડે. ૫૨
કોય કૂહેશો, કર્મ પાલ્યે પિત્રિલોક પલે મહી."
કહે નારદ, "નિરર્થક (તે) પિત્રિલોક-સુખ સ્થિરતા નહીં. ૫૩
પછિ વસ્તુ ઉત્તમ પામવાનૂં યતન કરવૂં પણ્ડિતે,
અધો ઊરધ લોકમા સુર કરે તપ જેહ્નને હિતે. ૫૪
ઉપરિતન બ્રહ્મા લગી ને, અધો સ્થાવરતા અહા
ભ્રમણ કરતા જીવ સોધે; યત્ન તો કરવો ત્યહા. ૫૫
વિષય સુખ પ્રાલબ્ધ-વશથી નરકમા પણ્ય પામિયે;
યથા દુઃખ અણગમ્યૂં આવે, તથા સુખ પણ્ય પામિયે. ૫૬
કહ્યૂં, જે-"જન્માન્તરે જે ભક્તિરસ, ભ્રંશે નહીં,"—
તે અર્થ પુનરપિ સ્પષ્ટ કરીને, કહે નારદજી સહીઃ ૫૭
"કુયોન્ય પામ્યા થકા પણ્ય, જે કૃષ્ણ-સેવક છે સહી,
સકરમીવત કદાચિત સંસાર ફરી પામે નહી. ૫૮
આનન્દકન્દ-મુકુન્દ-પદ-આલિઙ્ગ-સુખ સમરે ફરી
ફરી ભજવા ન ઇછિ હરિભક્તિરસ-વશતા કરી. ૫૯

---

૪૮. a તે માટે ગુણાકાર નરનૂં. ૫૦. d. °થકો તેને ૫૨. a ભક્તિ નાર સહી આ પુરુષને b° વાળી. c ધર્મ પોષે. ૫૪. c. d. અધ ઊર્ધ્વ લોકે સુખ કરે ને તાપત્રયને જે હતે.

પ્રાધાન્ય હરિયશ વર્ણવો," એમ ઉચ્ચર્યું મુનિ નારદે.
હવે કહે, "ભગવાન કેહ્વો? કવણ લીલા?" તે વદેઃ ૬૦
"આ વિશ્વ એ ભગવાન છે ભગવાન એથી એકલો.
પરપઞ્ચ હરિથી પૃથક નહિ. પરપઞ્ચથી હરિ વેગળો. ૬૧
જે થકી આ જગત કેરાં નાશ-સમ્ભવ સમ્ભવે,
તે તમ્યો આપણપે લહો છો; કવણ તમને શીખવે? ૬૨
'આચાર્યયુત જાણે સહૂ,' એ વેદવાક્ય પ્રમાણવા,
અમ્યો ઈશ્વર-ઉપદેશે ઓલખાવ્યા જાણવા." ૬૩
"તમારે આચાર્ય શો? અવતાર ઈશ્વર છો હરિ,"
એહવી આશઙ્કા ધરીને, ઊચરે નારદ ફરીઃ ૬૪
"હે સકલદૃષ્ટિ! સાભલો; તમ્યો આપ આપણપૂં લહો,
પર પુરુષ પરમાતમાના અંશ તે એહ્નને કહો. ૬૫
એ અજન્મા પણ્ય જગતનૂં કલ્યાણ કરવા અવતરયા;
તે માટય એ હરિના પરાક્રમ વર્ણવો ભગત્યે ભરયા. ૬૬
પૂરુષને તપ તણૂં ને શાસ્ત્રનૂં ફલ એહ્વૂં લહ્યૂ.
મખદાન સુબુદ્ધયનૂં ફલ એટલૂં કવિયે કહ્યૂં. ૬૭
સૌ સુકૃતનૂં ફલ એહ ઉત્તમ-શ્લોક-ગુણવર્ણન કરે.
સત્સઙ્ગત્યે હરિ મલે;" નિજ દૃષ્ટાન્ત નારદ ઉચ્ચરેઃ ૬૮
"અહો મુનિવર! સાંભયો, દૃષ્ટાન્ત-પથ માહ્રો ઘણોઃ
હૂં પૂર્વકલ્પે પૂર્વજન્મે પુત્ર દ્વિજદાસી તણો. ૬૯
જેહની દાસી માત માહ્રી, તે દ્વિજે હિત વાધવા,
હૂં બાલવયમાં મોકલ્યો, માહ્નન્ત-સેવા સાધવા. ૭૦
ત્યહાં ચતુર્માસી મલી રેહ્વા મુનીશ્વર આવ્યા યદા,
તે યોગીની સેવા કરેવા, મુને મૂક્યો સર્વદા. ૭૧
હૂં ચપલતા મૂકી રહ્યો અતિ શાન્ત બાલક દીસતો;

૬૧. ૯. હરિથી પ્રકટ. ૭૧. ૯. તેઓની તેણે સેવા કરવા હુંજ

રમત્યમારગ્ય નવિ જતો; મુનિમધ્ય હેને દીસતો. ૭૨
હું સદા શુશ્રૂષા કરૂં ને સ્વલ્પ વાયક ઉચ્ચરૂં.
પછિ કૃપા કીધી મુનિવરેઃ મુજ અનુગ્રહનૂં મન ધરયૂ. ૭૩
ભિક્ષા તણા ભાજન વિશે ઉચ્છિષ્ટ જે વલગી રહે,
તે એક વેલા અશન માહ્‍રે, યોગિજન જ્યાહ્‍રે કહે. ૭૪
તે ભુક્તભોજન-શેષથી તાં અખિલ અઘ માહરૂં ગયૂં.
એમ કરતાં અનુક્રમથી પછે મન નિર્મલ થયૂં. ૭૫
તેહને ઉચ્છિષ્ટ-અશને તેહવી મતિ ઊપની.
હરિ-ભજન-મન્ય ભાવ પ્રગટ્યો; રુચિ થઈ હરિરૂપની. ૭૬
ત્યહા ગાન કરતા પ્રશ્ન-ઉત્તર, કથા કૃષ્ણ તણી સુણૂં.
મુનિ-અનુગ્રહથી મનોહર (હરિ) કથા સાંભલતો ઘણૂં. ૭૭
તે શુદ્ધ શ્રદ્ધાયે સુણી મેં કથા ત્રિભુવન-ભૂપની.
પછે તા પરમેશ-મધ્યે પ્રીત્ય મુઝને ઊપની. ૭૮
શ્રવણવલ્લભ હૂં હવો; પરમેશમા પામ્યો રચિ.
મ્હા મુનિ ! મતિ માહરી પછિ થઈ તે સ્થિર ને શુચિ. ૭૯
સર્વાનુમત એકે કરી હૂં યથારથ જાણૂં સહૂ;
સ્થૂલ સૂક્ષમ રૂપ એ જે અવિદ્યા-કલ્પ્યા લહૂં. ૮૦
હૂં બ્રહ્મમય; માહ્‍રે વિશેથી અવિદ્યા અલગી થઈ.
એહવી મતિયે કરીને એ વસ્તુને જાણી સહા. ૮૧
શુદ્ધ બુદ્ધ પદાર્થ જાણ્યે દેહિની ભ્રમતા ટલી.''
હવે કહે છે, ''રજ-તમ વિન ભક્તિ દૃઢ પ્રગટી વલી. ૮૨
ઇમ શરદઋતુ વરખાઋતુ મેં વિમલ હરિયશ સાંભલ્યૂં,
મ્હાપુરષ મુનિયે વખાણ્યૂં, તે પ્રમાણે મનથૂં મલ્યૂં. ૮૩
ઇમ નિરન્તર ચરચા સુણી, મુઝ ભક્તિ શ્રીહરિની હવી;
તમોરજ ટાલી કરીને સત્ત્વરૂપે સમ્ભવી. ૮૪

---

૭૯. a હૂં સદા, d. થઈ અશભક્તિતા શુચિ. ૮૦. a જેણીએ મતિએ કરી ૮૧. c. d. જેણી એ મતિએ કરી મુજ કર્કશતા દૂર થઈ ગઈ

હું એહવો અનુરક્ત ને વલી વિનયવન્ત અપાતકી,
શાન્ત બાલક દાસ્ય-બાલક, શુદ્ધ-મન શ્રદ્ધા થકી ૮૫
તે માટય મુનિવર ! મુનિ મુઝને જ્ઞાન ગુહ્ય કહ્યુ ઘણું,
દયા કીધી દીનહિત, જ્વ ધરયૂ મન જાવા તણું. ૮૬
તે જ્ઞાન અતિશય ગુહ્ય છે, સાક્ષાત ભગવન્તે કહ્યુ,"
હવે કહે તે, "જે થકી મેં ચરાચર સર્વે લહ્યૂં ૮૭
જે જ્ઞાનથી ભગવાન વેધા વાસુદેવ તણી સતી,
માયા તણો મહિમા લહ્યો, જે થકી તત્પદની ગતિ." ૮૮
હવે તત્પદ સાધવાને ગુહ્ય કર્મ કહે ઋષિ·
"જે ગુહ્ય ધર્મ-પ્રકાશ સુણતા સર્વજન થાશે સુખી. ૮૯
મુનિ ! સૂચવ્યૂં મેં તાપ ત્રણ્યે તણું ઔષધ એહ છે,
ભગવાન ઇશ્વિર બ્રહ્મ-મધ્યે કર્મ-અર્પણ જેહ છે. ૯૦
વળી કોય કહેશે, કર્મ તો સંસાર-કારણ કહાવશે,
તેજ પોતે કર્મ કયમ ત્રયતાપનો નાશજ થશે ? ૯૧
એહ સામગ્રી તણોઃ તે કર્મ કાપે કર્મને"
તેહનૂં દૃષ્ટાન્ત નારદ કહે ઉત્તમ-ધર્મને ૯૨
"યથા આમય ઊપજે જે ધૃતાદિક દ્રવ્યે કરી,
તે ધૃતાદિક બીજે પ્રકારે પ્રયોજ્યા ટાલે ફરી, ૯૩
ત્યમ કર્મ જે પુરુષે કરયા સંસારનૂં કારણ કહે,
તે કર્મ ઇશ્વિરમા સમર્પ્યાં, સદ્ય આપણપૂં દહે. ૯૪
એટલામા જાણજી, મુનિ ! અનુક્રમતા એહની·
પ્રથમ સેવા સન્તની, તે થકી કરુણા તેહની. ૯૫
સન્તકરુણા થકી સવે ધર્મશ્રદ્ધા સમ્પજે.
શ્રદ્ધા થકી ભગવતકથામા શ્રવણ-આદર ઊપજે. ૯૬

---

૮૫. ઉ સદાપાલક

શ્રવણુથી હરિપ્રીત્ય. પ્રીત્યે પૃથક એતનુ-ભાનતા.
તે થકી દૃઢ ભક્તય. ભક્તયે કૃષ્ણુ-તત્ત્વ-જ્ઞાનતા. ૯૭
(પછે) કૃષ્ણુજીની કૃપાથી સર્વજ્ઞતાદિક જેહ છે,
ભગવાન ગુણુ પોતા વિશે; ઇમ અનુક્રમતા એહ છે. ૯૮
કોય કૂહેશે, જ્ઞાનથી અજ્ઞાન કર્મ ગલે સહી;
જ્ઞાનભક્તયે ઊપજે તો બ્રહ્માર્પણુ-મતિયે કહીં ? ૯૯
શ્રીકૃષ્ણુને સન્તોષવાને, કર્મ જે કરિયે અહાં,
ભક્તિયોગે યુક્ત તત્ત્વ-જ્ઞાન આવે તેહમાં. ૧૦૦
ભગવાનની શિક્ષા થકી જે કર્મ નાના આચરે,
તે કૃષ્ણુને નિત્યે સ્મરે, ગુણુ-નામ-ગાન સદા કરે. ૧૦૧
તે માટ્ય કર્મ-વિનાશ જાણો, સમર્પણુ કર્મે કરી;
ભગવાન શિક્ષા પાર્થને ગીતા વિષે બોલ્યા હરિઃ ૧૦૨
'શ્રવણુ કીર્તન તણું કારણુ, કૃષ્ણુ-અર્પણુ કર્મ છે."
હવે કૂહે છે, "તેહ કર્મજ જ્ઞાન કારણુ પરમ છે. ૧૦૩
ॐ नमो भगवते तुभ्यं वासुदेवाय धीमहि ।
प्रद्युम्नायानिरुद्धाय नमः सङ्कर्षणाय च सही. ૧૦૪
ઇતિ મૂર્તિ-ભિધાનથી જે મન્ત્રમૂર્તિ અમૂર્તિને
યજ્ઞપૂરુષને યજે જે, સર્વ-જ્ઞાન-સ્ફૂર્તિને, ૧૦૫
તેહ નરને જડે સમ્યક્ તત્વદર્શનતા ખરી."
હવે કૂહે છે, "એમ કરતાં મુને સ્મૃતિ આપી હરિ. ૧૦૬
'પોતા તણો ઉપદેશ મેં પાલ્યો,' નિહાલી કેશવે,
જ્ઞાન ને ઐશ્વર્ય આપ્યું; ભક્તિ નિજ આપી. હવે, ૧૦૭
તમ્યો પય્ય અતિ શાસ્ત્રવિદ; તે માટ્ય હરિયશ વર્ણવો.
જ્યહાં જ્ઞાન જ્ઞાની તણું થાકે; એહવો યશ અભિનવો. ૧૦૮
કૃષ્ણુયશ-વિન દુઃખપીડિત લોક સુખ પામે નહીં.
તે માટ્ય હરિયશ, વર્ણવો." ઇમ નારદે શિક્ષા કહી. ૧૦૯

---

૯૯ તે. મતિ કાં નહિ ?

ઇતિ શ્રીમદ્ ભાગવત પુરાણ પ્રથમ સ્કન્ધમાં,
પઞ્ચમો અધ્યાય નારદિ, વ્યાસ–ગોષ્ઠિ–સમન્ધમાં, ૧૧૦
શ્લોક જે અધ્યા વિશે, ચ્યાલીશ ઇશ્વરતત્ત્વતા,
રત્ન કહે, યત્ને કરયા પદ સપ્ત શત ઉત્તરત્વતા. ૧૧૧
૪૬૫

इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धे व्यासनारद संव्वादे भावार्थदीपिकायां पञ्चमोऽध्याय. ॥५॥

---

## ષષ્ઠ અધ્યાય

द्वैपायनान्तःकरणप्रकाश-प्रभाकरः सिद्धसभाविभूषा।
दुःशास्त्रसिद्धान्तसमूहहारी श्रीनारदः पातु परोपकारी ॥१॥
હવે ષષ્ઠમે વ્યાસ–વિશ્વાસકારી, કહ્યું નારદે પૂર્વનું ભાગ્ય ભારી.
" હરિ–ભક્તિથી ભાગ્ય મારૂં થયું છે." ઇવું નારદે વ્યાસજીને કહ્યૂ છે. ૨

सूत उवाच—

સૂત કહે, ઇમ સાભલે, તે સમે વેદવ્યાસ,
દેવઋષિ–નારદ તણા, જે કર્મ જન્મ–વિલાસ. ૩
પછે નારદ પ્રત્ય પૂછે, સત્યવતીનો તન્ન.
નારદે જે આચર્યું, તે આચરવાનૂં મન્ન. ૪

व्यास उवाच—

" જવ ગયા ભિક્ષુક દૂર તે, વિજ્ઞાનના દાતાર,
તવ બાલવયમા તમ્યે, નારદ ! કરચો કોણ પ્રકાર? ૫
હે સ્વયમ્ભૂભવ ! પછી ઉત્તર, રહ્યૂ આયુષ જેહ,
તે કોણ રીત્યે નીગમ્યૂં ? ક્યમ તજ્યો અન્તે દેહ ? ૬

૧૧૧ b °ના d. સાતને શત તત્ત્વનાં ૨. b હારી

પૂર્વકલ્પ તણું તમારૂ જ્ઞાન એ, સુર ! સાર
કલ્પાન્તકાલે કાં ન ટાળ્યું ? કહો તે નિરધાર." ૭

નારદ ઉવાચ—

હવે નારદ ઉચ્ચરે, "સાભળો, વેદવ્યાસ !
વિજ્ઞાનના દાતાર ભિક્ષુક ગયા દૂરથ નિવાસ; ૮
તત્ર બાલવયમા વર્તતો કૃત કાલ નિર્ગમ આમ."
તે કહે ત્રણ્ય શ્લોકમા વ્યાસને નારદ સ્વામ્ય: ૯
" તે સમે માહરી માતને, હું એક પુત્ર પ્રમાણ.
તે શું કરે પરકિંકરી, યોષિતા મૂઢ અજાણ ? ૧૦
માહરે જનની વિના કો, નહીં અન્ય સહાય.
મુઝ માત માહરે વિશે, વાધ્યો પ્રેમ એમ-ઉપાય. ૧૧
તે પરાધીન થઈ દીન નિજ બલ-હીન હૂંતી માત;
જ્યમ ત્યમ કરીને ઇચ્છતી, મુઝ ઉદર-પૂરણ-વાત. ૧૨
પરમેશને વશ્ય લોક છે, તે ન જાણે જન કોય,
જ્યમ કાષ્ઠ કેરી પૂતલી, પારકે વશ હોય. ૧૩
હૂં અન્ત્ય પણ્ય જે વિપ્રના કુલમા વસ્યો; તે માટચ,
સ્નેહછેદન માતના મરણની જોતો વાટ. ૧૪
પઞ્ચવાર્ષિકનો તદા હૂં, હતો બાલક-દેહ,
દેશકાલ-વિભાગ જાણું, પ્રમાણું ગતિ એહ. ૧૫
ઇક સમે જનુની ધેન્ય દોહવા, નીસરી નિસ્ય જેહ,
માર્ગમા મ્હાસર્પ ચઞ્ચલ, ચરણ ચાંપ્યો તેહ. - ૧૬
તે દીન દૈવાધીન સર્પે, ડશી તા તત્કાલ,
મરણ પામી માત મુઝ, એ સર્પનો પ્રેરક કાલ. ૧૭
તે અનુગ્રહ ઇશનો માન્યો, ભક્તપતિ ગોપાલ,
પછે ઉત્તર દિશા પ્રત્યે, પલાયો હૂં બાલ. ૧૮

---

૧૧ તે બાંધ્યો.

ભક્તિવશ્ય ચિત્તે ધરચૂ હરિપદકમલનૂં ધ્યાન,
મશ્રુલોચન, શનૈ શનૈ મનમાં વસે ભગવાન. ૩૧
ામસાગર-પૂરથી મમ પુલક પ્રગટયા અર્ઙ્ગ.
ત્યન્ત આત્મનિવૃત્તિ પામ્યો; વિરામ્યો જનસર્ઙ્ગ. ૩૨
ાનન્દમય પ્રવાહમા, હૂં લીન પરમાનન્દ.
ાતા તણૂં ને પર તણૂં, તે વીમારચો સ્વચ્છન્દ. ૩૩
ગવાનજીનૂ રૂપ સુન્દર, શોકનાશન જેહ;
નેરખી અકસ્માત ઊઠચો, વિકલ વિહ્વલ દેહ. ૩૪
. ફરી જોવા ઇછિતો; મેં કરચો ઉદ્યમ સોય,
દયમા મન સ્થિર કરી, ને નિહાલ્યૂં સુખ સોય. ૩૫
ાણ તે દીઠો નહીં, મેં ફરી હરિઆકાર.
રતૃસ આતુર મરીખો, સોધતો અન્તરચ બાહૂરચ. ૩૬
મ ગહનવનમા યત્ન કરતો, ઈશરૂપ-અજાણ,
ગવાન વાચા-અગોચર, મુઝ પ્રત્ય બોલ્યા વાણ્ય. ૩૭
મ્ભીર સુન્દર વાણીયે કરી, શમાવ્યો શોક.
ાકાશવાણી દીન જાણી, કહી પતિ-ત્રિલોકચઃ ૩૮
અહો જન ! તૂં એહ જન્મે, નથી જોવા યોગ્ય,
ામાદિ મલ બાલ્યા વિના, નહિ કુયોગીને ભોગ્ય. ૩૯
હ મુઝને ન દેખે જે, યોગમા અસમર્થ.
ાકવાર દર્શન કરાવ્યૂં, તેહ્નો કહૂં, સુણ્ય અર્થ. ૪૦
ાકવાર સ્વરૂપ માહરૂ, જોવરાવ્યૂં જેહ,
અનઘ! મુઝ અનુરાગ તુઝને, ઊપજાવે તેહ. ૪૧
ાહ્રે વિશે અનુરાગ રાખે, શનૈઃ શનૈઃ જે સાધ,
ર તે જનનો ટલે, સહૂ કામ કેરો બાધ. ૪૨
ને યદ્યપિ સ્વલ્પ સજ્જન-સેવનાથી, વીર !
ાહ્રે વિશે દૃઢ બુદ્ધિ તુઝને ઊપની અતિ ધીર. ૪૩

૩૧ a. ભક્તિયશ

હવે તૂં એ દેહ મુકિશ, નરક નિન્દા રૂપ;
સુખે કરી પામીશ માહરૂ પરમ પાર્ષદ-રૂપ. ૪૪
માહરે વિશે વાધી મતિ, તે નહિ ચલે કોવાર.
મુઝ અનુગ્રહથી જ્ઞાન રહેશે, જો થશે સંહાર.' ૪૫

એટલૂં કહીને રહ્યૂં તે, મહત ભૂત અનૂપ,
આકાશરૂપી અરૂપી એ, સ્વયં ઈશ્વર ભૂપ. ૪૬
મોટા વિશે મોટા ઘણૂં, પણ્ય ન દીઠા તે ધામ.
મુનિ કૃપા કીધી મસ્તકે, મેં ફરી કરચો પરણામ. ૪૭

નિત્ય ભણૂં નામ અનન્તના, લજ્જા તજી નિરધાર.
કલ્યાણકારી કર્મ હરિના, સ્મરૂં ગુહ્ય વિચાર. ૪૮
અટન અવની માંહ્ય મુઝ, સન્તુષ્ટ મન સુખલીન.
સ્પૃહાવર્જિત, મદરહિત, ને થયો મચ્છરહીન. ૪૯

એમ સાંભલ્ય, વિપ્ર! માહ્‌રી કૃષ્ણમય થૈ મત્ય.
અસઙ્ગી અલગો રહ્યો, હૂં અમલ આતમ અત્ય. ૫૦
નિજ અવસર પછે ઉદય પામ્યો મરણકાલ વિશાલ.
કાલ આકસ્માત આવ્યો, યથા વિદ્યુત-માલ. ૫૧
મુને ભગવાને કહ્યૂં, 'તૂં, ધરિશ પાર્ષદ-દેહ.
શુદ્ધ ભાગવતી તનુ પામીશ નિઃસન્દેહ.' ૫૨

પ્રારબ્ધ કર્મ-સમાધિ-અવધિ, ઊપનો જે કાલ,
પાઞ્ચભૌતિક દેહ તત્ક્ષણ, પડ્યો તેણે કાલ્ય. ૫૩
કલ્પાન્તકાલે વિશ્વ સઘલૂં, સંહરી જગદીશ,
ઉદકવાન તણાં ઉદકમાં, સ્વયં સૂતા ઈશ. ૫૪
શયન કરવા ઈછનો તે સમે બ્રહ્મા દેવ;
નિઃશ્વાસ મેહ્‌લ્યે પ્રવેશ્યો, તેહ્‌ના મુખે હૂં એવ. ૫૫

---

૫૧ d. જથા વિધ વિલાસ. ૫૩. a °કર્મ-સમાસ. ૫૪. b

(પછે) સહસ્રયુગ અવસાન ઊપરચ, સર્જુંવા વિધિ-મન્ન.
મરીચ્યાદિક મુનિ તથા હું, ઇન્દ્રિય થકી ઉત્પન્ન. ૫૬
ત્રૈલોક્યમા, મધ્યે, બહારે, ફરૂં ચ્યાહૂરે પાશ.
અખણ્ડિત વ્રત સદા માહ્‌રૂં; બ્રહ્મચર્ય-પ્રકાશ્ય. ૫૭
વિષ્ણુના અનુગ્રહ થકી, છે ભક્તિનો મહિમાય.
ત્રણ્ય લોક તણે વિશે, માહ્‌રી ગતિ; (તે) ન હણાય. ૫૮
આ વિષ્ણુજીયે મુને વેણા સમર્પી છે સાર.
સ્વર બ્રહ્મભૂષિત સદા ઉદ્ધ્ધૃત, સદા બ્રહ્માકાર. ૫૯
સપ્ત સ્વર સેહ્‌જે પ્રકાશી, ષડ્જે ઋષભ નિષાદ,
ગાન્ધાર ધૈવત તથા પઞ્ચમ, અને મધ્યમ નાદ. ૬૦
તે મૂર્છના આલાપ કરીને, વજાડૂં હું નિત્ય.
હરિકથા ગાતો ફરૂં, સર્વદા સઘલે ગત્ય. ૬૧
હરિકથા હરિને ઘણૂં પ્રિય, જેહના તીરથ પાગ,
તે સદા વીરજ વિષ્ણુનાં, હું અલાપૂં અનુરાગ. ૬૨
તે માટય તેડ્યા તણી પેરયે, તત્ક્ષણે જગદીશ,
માહ્‌રા મનમાં દિવ્ય દર્શન, સદા આપે ઈશ. ૬૩
જેહ્‌ને વિષયના ભોગની, વાસના આવે ભાવ,
તેહ્‌ને હરિગુણગાન તે, ભવસિન્ધુ તરવા નાવ. ૬૪
લોભ મોહે હણ્યો, હાહા, વિષયવશ જે જન,
(તેહ્‌નૂં) સંયમાદિક યોગ મારગ થકી ન શમે મન. ૬૫
આનન્દકન્દ-મુકુન્દ-સેવા થકી જે સુખ હોય,
સંયમાદિક યોગ મારગ થકી તે સુખ ન્હોય. ૬૬
જો કૃષ્ણની સેવા થકી જન-મન્ન નિશ્ચલ થાય,
તો પછે શૂં કહેવૂં ત્યહાં, જે અહર્નિશ ગુણ ગાય? ૬૭
જે તમ્યો પૂછ્યૂં મુને, તે જનમ-કર્મજ મુઝ,
તમારા સન્તોષ-કારણ, કહ્યૂં સઘળૂં ગુહ્ય." ૬૮

૫૬. c. વિરંચ્યાદિક ૬૪. b. આતુર ભાવ.

સૂત કહે, શૌનક! સુણો, એ વ્યાસ–નારદ–વાદ,
વ્યાસજીને નારદે જે મળી કરયો સંવાદ. ૬૯

ભગવાન નારદ વ્યાસજીને, કહી એહવી વાણ્ય,
આગના માગી વળ્યા, વાજતે વેણુ–પાણ્ય. ૭૦

ત્રણ્ય લોક ગતિ કરે મુનિ; સર્વજનમન–સાખ;
આપણી ઇછાયે રમે; નવ્ય ધરે મન્ય અભિલાખ. ૭૧

અહો નારદ દેવઋષ્ય એ ધન્ય છે ભગવાન,
સારિંગધન્વા શ્યામજીનૂં, કરે કીરતિ–ગાન. ૭૨

મધુરસ્વરિ વેણા ભણે, હરિકથા સુન્દર–છન્દ;
સંસાર–આતુર લોકને, ઊપજાવતા આનન્દ. ૭૩

ઇતિ **પ્રથમસ્કન્ધમા** અધ્યાય છઠ્ઠો સાર,
વ્યાસ–નારદ તણો જેહા, સંવાદ છે નિરધાર. ૭૪

શ્લોક જે અધ્યા–વિશે છે એકવિન ચાલીસ;
રત્ન કહે, યત્ને કરયા, પદ પચ્ચાવન ને વીસ. ૭૫

૫૪૦

**इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धे व्यासनारद-संवादे षष्ठोऽध्यायः ॥ ६ ॥**

---

૭૦. c આગન્યા માગી વજાવેજ તે વીણાપાણ્ય.

## સપ્તમ અધ્યાય

**ब्रह्मात्मसारं त्रिजगत्प्रसारं वीणाधरं विघ्नहरं स्फुरन्तम्।**
**ब्रह्मात्मज ब्रह्ममय महेशं श्रीनारदं व्यासनतं नमामि ॥१॥**

શ્રીભાગવત-રસપાન-કથા-સમન્ધ, શ્રોતા પરીક્ષિત તણો તવ કહે સમન્ધ.
સંસુપ્ત-પાલ-નધકારક-વિપ્રદણ્ડ; એવી કથા કથિત સપ્તમમાં પ્રચણ્ડ. ૨

**शौनक उवाच—** [ રાગ રામગ્રી ]

શૌનક બોલ્યા, સાંભળ્ય, સૂતજી! તાહરી વાણી અતિ અદ્ભુતજી.
જ્યાહરે ચાલ્યા નારદ દેવજી, અમૃત વાણી વદતા એવજી, ૩
પરાશરસુત મુનિ ભગવાનજી, નારદજીનું સુણી શુભ ગાનજી,
વસતો કીધો કોણ ઉપાયજી? [તેહનો] અમને કહો મહિમાયજી. ૪

ઢાલ—મહિમાય અમને કહો, એવું સૂત સુણતાં વાર,
શૌનકાદિક મુનિ પ્રત્યે, વચન બોલ્યા સારઃ ૫

**सूत उवाच—**

નદી નામે સરસ્વતી, દ્વિજવર્ય-મણ્ડિત જેહ,
તેહને પશ્ચિમ તટે, આશ્રમ વ્યાસજીનો તેહ. ૬
નામ આશ્રમ તણું શમ્યા-પ્રાસ છે નિરધાર,
સદા બ્રહ્મવિચારરૂપી, કર્મવર્ધન સાર. ૭
તે અમલ આશ્રમ વિશે, બદરીખણ્ડ-મણ્ડિત પાસ,
જલ આચમી આસન વિશે, મન દામ્ય આણ્યું વ્યાસ. ૮
ભક્તિયોગે કરી સમ્યક્, કરયું નિશ્ચલ મન.
ત્યહાં પુરુષ પુરાણ નિહાલ્યો, માયા તદા-શ્રિત ભિન્ન. ૯
જેહ માયાએ કરીને, મોહ પામ્યો જીવ,
ત્રણ્યય ગુણરૂપી થયો છે, સ્વયં યદ્યપિ શિવ. ૧૦

---

૨ a શ્રીમાન ભાગવત પાન° b. તણો કહી દેહબંધ. c °કવધે કૃત
°પ° d કથી સપ્ત° ... ૪ h ...

ત્રિગુણ-હીણો જીવ પામે, ત્રિગુણ કેરે માન,
અહંકૃતી લહે એ માયા તણું અજ્ઞાન. ૧૧
સાક્ષાત શ્રીહરિભક્તિ-યોગે ટસે અન્ય અનર્થતા,
સાત્વતી સંહિતા કરી મુનિ, અજાણ્યા-જન-અર્થતા. ૧૨
જે ભાગવતી સંહિતા સુણતા, ભક્તિ હરિમા હોય.
હરિભક્તિ વનતી લોભમોહ વિકાર સઘળો ખોહ્ય. ૧૩
શ્રીભાગવતી સંહિતા કરી, ત્રણ્ય વાર સોધી એવ;
વ્યાસજીયે નિવૃત્તિપર સુત, ભણાવ્યો શુકદેવ ૧૪
સૂતની વાણી સુણીને, વદે શૌનક મુન્ય.
હે સૂત! શુક તે નિરાપેખી નિવૃત્તિતત્પર મુન્ય. ૧૫
તેહને શું કાર્ય હતું જે સુણ્ય દીર્ઘ પુરાણ?
પરમ-આતમ-રામ શુકજી, સદા નિસ્પૃહ જાણ્ય. ૧૬

સૂત ઉવાચ—

અરે શૌનક! મુનીશ્વરને, ગ્રન્થનૂ નહી કામ,
ગ્રન્થતત્વર્થ પાર પોહતા, થયા આતમ-રામ. ૧૭
તોહ પણ્ય એ ઉરુક્રમની ભક્તિ કરતા સોય;
કામનાવર્જિત કરે, એ કૃષ્ણનો ગુણ કોય. ૧૮
તે માટય હરિગુણગ્રહીતમતિ એ વ્યાસસુત ભગવાન,
વિષ્ણુજન-વલ્લભ ભણ્યો, એ ભાગવત-આખ્યાન ૧૯
ભાગવત આખ્યાનને મિષ, વિચાર્યુ શુકદેવ.
"વિષ્ણુજન મુઝને મલે, એ ભણું તેથી એવ." ૨૦
સૂત કહે, શુકદેવજીનો, કહ્યો એ સંકેત
હવે રાજા પરીક્ષિતની, કહે ઉત્પત્તિ દેવ ૨૧
પરીક્ષિતના જન્મને વલી કર્મ ને વળી મુક્ય,
પ્રયાન મહા પાણ્ડવ તણૂં, હું કહું મર્વે મુક્ત ૨૨

---

૧૫ c. તો નિરખ્યો

શ્રીકૃષ્ણજીની કથાનો આરમ્ભ કરવા કાજ્ય,
કથા ભાખિશ પાણ્ડવી, કહે સૂત મુનિ મ્હારાજ. ૨૩
પરીક્ષિતનો જન્મ કહેવા, કથા કહે છે જેહ,
ગર્ભમા ગોવિન્દજીએ કરી રક્ષા તેહ. ૨૪

જે સમે પાણ્ડવ તથા કૌરવ તણા રણને માહ્ય,
વીર પામ્યા વીગત્ય એ સ્વર્ગસ્થાનક ત્યાહ્ય, ૨૫
સંગ્રામ-અન્તે જે સમે ધૃતરાષ્ટ્ર-સુત પરચણ્ડ,
વૃકોદરની ગદા-ઘાત્યે, ભગ્ન-જંઘા-દણ્ડ, ૨૬
ત્યા દ્રોણપુત્રે વિચારયુ, ધૃતરાષ્ટ્ર-સુતનું હેત;
નિજ ભૂપનૂ ગમતૂ કરેવા, વિચારે સઙ્કેત. ૨૭
ત્યાહ્રે કુમર કૃષ્ણા તણા, સૂતા હતા જે(ણે) ઠામ્ય;
તે(ણે) ઠામ્ય જૈને શીસ છેદ્યા, સદ્ય અશ્વત્થામ. ૨૮

આચાર્યપુત્રે આપણું પણ કરયૂ અપ્રિય અન્ત્ય,
તે કર્મ અશ્વત્થામનૂ અઘાપ્ય નિન્દે સન્ત. ૨૯
તેહની માતા દ્રૌપદી લઘુ બાલ સુણીને મરણ,
ઘોરતર પરિતાપ પામી, "અહો સ્વામી ! શરણ્ય." ૩૦
(ત્યાહ્રે) રુદન કરતી દ્રૌપદીને, નયન વ્હે જલબિન્દુ.
(તેહ્નની) સાન્ત્વના કરવા કહે ત્‍હા, કિરીટી કુલ-ઇન્દુ. ૩૧
કહે પાર્થ, કૃષ્ણા ! સુણો, તાહ્રે, શોક-અશ્રુ જેહ,
શત્રુશિર છેદી કરી, તે સમે ટાલિશ તેહ. ૩૨
(જ્યાહ્રે) બ્રાહ્મણાધમ આતતાયી તણુ મસ્તક સાર
ગાણ્ડીવશર કર ધરી કાપિશ, માનજે નિરધાર. ૩૩
પછિ દાહ કરવો પુત્રને નાયકા ! નિશ્ચે માન્ય.
રિપુ-શીસનૂં આસન કરીને, પછે કીજે સ્નાન. ૩૪
અગ્નિદાતા, ગરલદાતા, શસ્ત્રપાણિજેહ,
ધન-ક્ષેત્ર-નારી તણો ઠા' (બ્ર) અ 'પી ' ૩૫

એવું મનોહર વચન કહીને, કરવૂ આશ્વાસન,
(જેહને) સારથિ ને મિત્ર નરહરિ, એવો, અર્જુન, ૩૬
તે પ્રિયા પ્રત્યે એમ વાયક, ઊચર્યા રણધીર,
પછે અશ્વત્થામ પૂઠે ધશી ધાયો ધીર ૩૭
કવચધર, ગાન્ડીવ-કર, કપિરાજ ધ્વજ, ગર્જન,
ગુરુપુત્ર પાછળ્ય પડ્યો પાર્થ, કોપ કરી અત્યન્ત ૩૮
તે આવતા અર્જુનને, દૂરથી દેખે વિપ્ર,
પોતા તણા સામર્થ્ય-માને, ધરણ્ય ધાયો ક્ષિપ્ર ૩૯
બાલહન્તા કરે ચિન્તા, પ્રાણ-પ્રાપ્તિ-કાજ
તે સમે દૃષ્ટાન્ત ઉત્તમ, ઊચરે મુનિરાજ ૪૦
હતો વિદ્યુન્માલી રાક્ષસ, સદા શિવનો દાસ
તેહનિ હેમ-વિમાન આપ્યૂ, શિવે પરમ-પ્રકાશ્ય ૪૧
તે કરે સૂર્ય તણી સપર્દ્ધા, કરે રજની-લોપ.
તે માટ્ય રવિયે પૃથ્વી પાડ્યા, મહિતવાહન કોપ્ય ૪૨
(ત્યાહૂં) ઈશ આણી રીસ ધાયા, તપન પાછળ્ય સદ્ય.
રવિ પડ્યો કાશી વિશે લોલાર્ક નામે અઘ ૪૩
તથા અશ્વત્થામ પાછળ પનાયા અર્જુન,
યથા સૂરય તણી પાછળ્ય, પડ્યા શિવ પાવન ૪૪
(જ્યાહૂં) નાસતા દ્વિજરાજ કેરા અશ્વ થાકા જ્યાર,
(ત્યારે) શરણ્ય પોતા તણૂ કાંઇએ, ન દીઠૂં નિરધાર. ૪૫
તદા આતમ રાખવાનો, લહ્યો એક ઉપાય
'આજ મુઝને ઉગારે, બ્રહ્માસ્ત્ર મહામહિમાય' ૪૬
(હવે) એટલા ઉપરાત અપને આચમી દ્વિજરાજ
સમાહિતમન સાધનો, બ્રહ્માસ્ત્રને નિજકાજ ૪૭
સંવરી તેહને ન જાણે, પણ્ય શું કરે દ્વિજ તેહ ?
પ્રાણસન્ધે ઊપનો, તે માટ્ય સાધ્યો એહ ૪૮

૪૮. ક. સહરી તેહ રીતે ન જાણે

પછે પ્રગટ્યું તેજ અદ્ભુત, સર્વતોદિશ-સન્ન.
પ્રાણહારી વિચારી ઈશને કહે અર્જુનઃ ૪૯

**અર્જુન ઉવાચ—**

" મહાબાહો કૃષ્ણજી ! સ્વયં ભક્ત-નિર્ભય-ઠામ !
તૂં એક છે સંસારપાવક-પડ્યા-નર-વિશ્રામ. ૫૦
તૂં આદિ પુરુષ પ્રકૃતિ-પર, સાક્ષાત ઈશ્વર શ્યામ,
માયારહિત ચિચ્છક્તિયે, કૈવલ્ય આતમ-ઠામ. ૫૧

જે તમ્યો માયા ત્યજી, તે તમ્યો આ પરતક્ષ,
માયાવિમોહિત લોકના અભિલાષ પૂરો લક્ષ. ૫૨
તથા આ અવતાર, હરિ ! ભૂભારહર ભગવાન !
અવકાશ કીધો ભક્તજનને, ધરેવાને ધ્યાન. ૫૩

તે માટ્ય કહો, ક્યહાં થકીશં આ તેજ આવે પ્રૌઢ?
દેવદેવ દયાલ ! તે હૂં ન જાણૂં મ્હામૂઢ. ૫૪
સકલદિશ વ્યાપી રહ્યૂ છે, પરમ દારુણ તેજ.
આ જુઓ આપણ પાશ આવે, ન જાણે તેહેજ." ૫૫

**શ્રીભગવાનુવાચ—**

ભગવાન કહે, " સુણ, ભૂપ ! એહવૂં લહે છે નિરધારઃ
એ દ્રોણસુતનૂં અસ્ત્ર કહાવે, બ્રહ્મ નામે સાર. ૫૬
એણે પ્રાણાશે પ્રગટ કીધૂં, અસ્ત્ર એ નિરધાર.
એહ્‌ને પ્રયોજી કૃપણ જાણે, (પણ્ય) ન જાણે સંહાર. ૫૭
અન્ય બીજૂં અસ્ત્ર નહિ એહ્‌ને શમાવા સાર.
એ તેજ અદ્ભુત અસ્ત્રનૂં; એ તેજ અર્કજ બાર. ૫૮
તૂં મૂક્ય નિજ બ્રહ્માસ્ત્રને. ત્યહાં ભલી જાશે તેજ.
તે તેજ સાહ્મૂં લ્યે હરીને; શમી જાશે એજ. ૫૯

---

૫૨. ૮. આકારે. ચ્ય.

એ તેજ એ વિધિ સંહરો, મન વિશે રાખી ધીર.
તૂ અસ્ત્રવિદ્યા વિશે કુશળી, સમન બળિયો વીર" ૬૦

**સૂત ઉવાચ—**

કહે સૂત, શૌનક! સાભળો, તે સમે સુન્દર વાણ્ય,
ભગવાન નારાયણે કહી, તે સાભળી નૃપ, જાણ્ય, ૬૧
પરવીરહર્તા ધીર અર્જુન, આચમી અપ ત્યાર,
પછે પારથ પરિક્રમણા કરી હરિની સાર, ૬૨
અવિનાશની આજ્ઞા થકી, આચર્યો અર્જુન અસ્ત્ર
બ્રહ્માસ્ત્રનો ભય શમાવા, બ્રહ્માસ્ત્ર સાધ્યૂ સદ્ય ૬૩
પછે તે બ્રહ્માસ્ત્ર એહ્ તણુ તેજ અપાર,
પરસ્પર શર સાથ્ય ટોલે મરી વાધ્યૂ ત્યાર ૬૪
સ્વર્ગ ધરણી ગગન શોધે, આવરી ત્યા જ્યોત્ય,
અર્ક-અગ્નિ-તુલ્ય વાધે થયો અતિ ઉદ્યોત ૬૫
અર્જુન-અશ્વત્થામના અસ્ત્રનૂ તેજ અજિત
(જાણ્યે) ત્રિલોકી તાપે બળે, એ વિષે ભાસે ભીત્ય ૬૬
દાઝવા લાગા લોક સહૂ, બહુ શોક પામ્યા ત્યાહ—
'કલ્પાન્ત-અગ્નિ ઉદે પામ્યો!' માનતા મન માહ્ય ૬૭
'પ્રજાનો ભય ત્રિલોકીને લોક કેરો નાશ,
હરિ તણો પણ્ય મત હવો,' ઇમ વિચારે એ પાશ ૬૮
પછે અર્જુન અસ્ત્ર રેહ, સહ્વરયા નિરધાર
લોક સહૂ આનન્દ પામ્યા, હવો જયજયકાર ૬૯
શીઘ્રગતિ આવી ગ્રહ્યો, અર્જુને દારુણ-કામ,
ગૌતમીનો પુત્ર અશ્વત્થામ જેહ્નૂ નામ ૭૦
રક્તલોચન રીસથી, અર્જુને બાધ્યો સોય,
પશુને રજ્જુયે બાધ્યો, યથા યાજ્ઞિક કોય. ૭૧

---

૬૫ d થક એવો જૂનો પ્રયોગ અર્મો ૬૬ b. અનિત્ય, ક્ર.

(પછે) બલે બાંધી અરિને, આવતા અર્જુન ત્યાંહ,
રચ્યાં અમ્બર તણાં મન્દિર, સબલ સુન્દર જ્યાંહ. ૭૨
ત્યારે કમલનયન કૃષ્ણજી, ભગવાન સારિંગપાણ્ય,
કોપ કરીને ઉચ્ચરયા, અર્જુન પ્રત્યે વાણ્યઃ ૭૩
" હે પાર્થ! એહને પાલવો નવ્ય ઘટે, અર્જુન ! એહ.
એ બ્રાહ્મણાધમ મારવો, તેહમા નહીં સન્ધેહ. ૭૪
એ નિશામાં સૂતા હતા, બાલકો પાંચે જેહ,
અપરાધ વ્યણુ એણે હણ્યા; તે માટય હણવો એહ. ૭૫
શત્રુ તણો પણ્ય બાલ સૂતો થકો હણવો વ્યર્થ.
તે ધર્મ નહિ," એહવૂં કહેવા, કહે અન્યત અર્થઃ– ૭૬
" મદમત્ત મદિરામત્ત ને, ઉન્મત્ત અરિ જે હોય,
સુપ્ત બાલક તથા નારી, ન હણવો રિપુ સોય. ૭૭
અનુપમ ને શરણ્ય આવ્યો, વિરથ ને ભયભીત,
એહવો અરિ નવ્ય મારવો, જે કોય જાણે નીત્ય. ૭૮
જે પારકે પ્રાણે કરી, નિજ પ્રાણ પોખે દુષ્ટ,
તેહનો વધ તેહને, કલ્યાણકારી સ્પષ્ટ. ૭૯
જો પાપ કીધા પછી તેહનો, ન પામે નર દણ્ડ,
તો પાતકે પીડ્યો થકો, તે પડે નરકે લણ્ડ. ૮૦
જો પુરુષ પાતક કરયા પૂઠે, દણ્ડ દિયે રાજાન,
તો શુદ્ધ થૈ સ્વર્ગે પલે; તે પુણ્યવાન સમાન. ૮૧
તમ્યો પાઞ્ચાલી પ્રત્યે, જે ઉચ્ચરયા છો વાણ્ય,
તે અમે સાંભલતો હતો હું. સુણો, ગાણ્ડીવપાણ્ય ! ૮૨
' હે માનની ! તાહરા સુતનો, મારનારો જેહ,
તેહનૂં શિર હરવૂં. હવે એહમાં નહીં સન્દેહ.' ૮૩
તો આતતાયી મારવો, પાપિષ્ઠ એહ અનાર્ય.
પોતા તણા સ્વામી તણૂં, એ(ણે) કરયૂં આજ અકાર્ય. ૮૪

પોતા તણા પરિવારને, એ માગનો ઠગનાર.
તે માટય એહને મારય, પારથ! આજ કુલ-અંગાર." ૮૫
એણે પ્રકારે પરીક્ષક પરમેશ્વરે તે પાર્થ
ધર્મ-મારગમા પ્રયોજ્યો, સાધવાને સ્વાર્થ. ૮૬
તોહ્ય પણ્ય ગુરુપુત્ર, જે નિજ પુત્રનો હણનાર,
(તેહ્ને) મારતા માને ન મન, તે માટય છે સુવિચાર. ૮૭
પછે પારથ વશ્રમન્દિર પાશ આવ્યા ત્યાર,
ગોવ્યન્દ મખા છે જેહને રથ્ય સારથિ આધાર. ૮૮
ત્યહા પુત્રની શોચ્યા કરે જે દ્રૌપદી વર વામ,
પ્રિયાને પારથ કહે, "આ, જુઓ અશ્વત્થામ." ૮૯
ઇમ અવગણ્યો પશુ તણી પેરચે, પાશ બાંધ્યો તેહ,
લાજતો નીચે મુખે, અપરાધ જાણી એહ. ૯૦
તેહ્ને નિહાળી દ્રૌપદીને, દયા અવી, જ્તણ્ય
ગુણવતી સતી ગુરુપુત્રને, તે નમી બોલ્યા વાણ્ય ૯૧
સતી તેહ્નૂં બન્ધન દેખી, ન સ્હેતાં અશ્વમેવઃ
"મુક્ય, મુક્ય, મહીપ! એ દ્વિજ, આપણો ગુરદેવ. ૯૨
જેહના અનુગ્રહ થકી શીખ્યા, ધનુર્વેદ-વિચાર,
અસ્રપ્રય-પ્રયોગ શીખ્યા, તથા ઉપસંહાર, ૯૩
એહને બન્ધન નવ્ય ઘટે. એ દ્રોણનું છે રૂપ.
પ્રજા-રૂપે રહ્યા પોતે, દ્રોણાચારય, ભૂપ! ૯૪
પુત્ર પૂરૂં અંગ કૂહાવે; અંગના અર્ધાંગ.
પુત્રમાતા, માટય પતિને, ગઈ ના તે સંગ. ૯૫
હે ધર્મમૂર્તિ મહાભાવજ્ઞ! તમ થકી નિરધાર,
ગુરુ તણૂં કુલ ન પામે દુઃખ, પૂજ્યા અધિકાર. ૯૬
એહની જનુની ગૌતમી, તે રખ્યે રોતી હોય!
તે સર્વથા છે સાધવી, તે પતિના રખિ રોય! ૯૭

૯૧ ૮તે ગુણવતી ગુરુસુતને નમીને. ૫છ. ૯૨ ૮ બન્ધનાનયન.

પથા મુઝને દુઃખ પડ્યૂં, તે રડું વારંવાર:
મુઆ બાલક નિહાલીને, મૂકું આંસૂ-ધાર. ૯૮
અપ્રતિષ્ઠિત અધમ ક્ષત્રી વિપ્રકુલને જેહ
કષ્ટ દિયિ કોપ્યાવશે, તે થશે દુઃખિન-દેહ. ૯૯
તો વિપ્રનૂં કુલ ભૂપકુલને દહે તો તત્કાલ.
પરિવાર સાથ્યે શોકસાગરપ, પડે તે ભૂપાલ.” ૧૦૦

તે દ્રૌપદીના-વચન વારૂ, ધર્મ—ન્યાય-સમેત,
દયાકારી દુઃખહારી, વિચારી નૃપ હેત. ૧૦૧
(વલી) સર્વ-જીવ-સમાન્ય વાણી, રાણીયે કહી જેહ,
ધર્મરાજે વખાણી. સાંભલો, પાડ્વ! તેહ ૧૦૨
નિકુલ ને સહદેવ, સાત્વિકિ, ધનઞ્જય, ભગવાન,
સવિ યોષિતાયે વખાણી, દ્રૌપદી-વાણી-માન. ૧૦૩

ત્હાં કોપ કરી કહે વૃકોદર, “એહનો વધ કલ્યાણ,
નિદ્રા સુતા શિશુના જે(ણે), વૃથા લીધા પ્રાણ. ૧૦૪
પોતા તણો ને પતિનો, નવ્ય અર્થ સીધો એક.
બાલઘાતી તેહ મારે, મારવો (એ) અવિવેક.” ૧૦૫
ભીમનૂં ને દ્રૌપદીનૂં, વચન સુણી નારાણ,
મિત્રનૂં મુખ નિહાલી, ઉચ્ચરયા અચ્યુત વાણ્યઃ ૧૦૬
“એ બ્રહ્મબન્ધુ ન હણીવો, જો આતતાયી હોય.
આતતાયી મારવો, એહ્વૂં કહે સહૂ કોય. ૧૦૭
તે ઉભયમત મેં પ્રમાણ્યૂં. (હૂં) શાસન તણો કરનાર.
તે માટ્ય માહ્રી આગન્યા, તે માનવી નિરધાર. ૧૦૮

‘આતતાયી આવતો, વેદાઙ્ગપારગ હોય,
મારતાને મારવો; ત્યાં બ્રહ્મહત્યા નવ્ય હોય. ૧૦૯
તે વચન એહૂ પલે, પારથ! કરો તેહ ઉપાય,
ભૂપાલ! તાહ્રી પ્રતિજ્ઞા જે થકી પૂરી થાય. ૧૧૦

તે સાધ્વીને સમ્ભળાવ્યું, ગત્ત્વતામા જેહ,
'તાહરા સુતનો મારનારો, એ હણું તા તેહ.' ૧૧૧
ભીમનું ને દ્રૌપદીનૂં, થાય ગમતું જેહ,
માહરે મન્ય ગમે, અર્જુન ! તમ્યો કરવૂ તેહ." ૧૧૨
ભીમ કૂહે, 'એ મારવો,' 'જીવાડવો,' કૂહે નારગ
પ્રતિજ્ઞા પારથ-કરી શ્રીકૃષ્ણને ગેમારથ ૧૧૩

**સૂત ઉવાચ—**

સૂત કૂહે, શૌનક ! સુણો; સર્વનૂં વાક્ય પ્રમાણ.
હરિ તણું હાર્દ લહૂ પારથ, ખડ્ગ ઝાલ્યૂં પાણ્ય. ૧૧૪
મણિ મસ્તક તણો કેશ-સમેત કાપી લીધ.
અભિપ્રાય ઈશ્વરનો લહી, સર્વનૂં ગમતૂ કીધ ૧૧૫
સત્ર છોડ્યો બ્રાહ્મહત્યા થકી દીસે દીન,
કાઢીજ મૂક્યો ત્યહા થકી, મણિ તણે તેજે હીન. ૧૧૬
વપન કરવૂં, દ્રવ્ય હરવૂ, દેશ-નિષ્કાસન,
વિપ્રને એ દણ્ડ દેવો, નહી દૈહિક અન્ય ૧૧૭
પુત્રને શોકે કરી અતિ ઘણા આતુર ભૂપ,
પાચ પાણ્ડવ તથા કૃષ્ણા, પડ્યા આગત્ય-રૂપ ૧૧૮
પોતા તણા જે પડ્યા રણમા, મરણ પામ્યા ત્યાગ,
તેહનૂ સાધન સર્વકો, કરતા હવા સન્કાર. ૧૧૯
ઇતિ પ્રથમ-સ્કન્ધમા અધ્યા થયા શુભ માત,
જેહ અધ્યા વિશે અશ્વત્થામનો ઉત્પાત. ૧૨૦
શ્લોક અઠ્ઠાવન જે અધ્યાયમા સુવિવેક,
રત્ન કૂહે, થને કર્યા, પદ વીશ ને ગત એક. ૧૨૧

૬૬૧

**इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धेऽश्वत्थाम-
निर्वापणं नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥**

---

૧૧૧ d નિ સન્દેહ ૧૧૬ a સમ્બન્ધ ૧૧૮ cd °પાઞ્ચાલી, પડ્યાં દુઃખરૂપ.

## અષ્ટમ અધ્યાય

**द्रोणपुत्रकृतर्थकृतक्षमः सर्वपक्षपरिरक्षणाधमः ।**
**विप्रमस्तकमणीशहारकः पातु मां त्रिभुवनैकतारक ॥१॥**

કુપિત દ્રોણ-સુતાસ્ત્રથી અષ્ટમે, કમ્પૂ પરીક્ષિત-રક્ષણ આશ્રમે.
હરિ તણી સ્તુતિ કીધજ કુન્તીયે નૃપતિ શોક-કથાનક વર્ણિયે. ૨

**સૂત ઉવાચ—**

રાગ કેદારો

સૂત કહે, સુણ્ય, દ્વિજપતિ! પાણ્ડવ દુઃખ પામ્યા અતિ.
સ્વજ્ય ઘણા મરણ થયા પોતા તણા એ. ૩
તે ઉદકને ઈચ્છતા, કૃષ્ણસહિત નાહવા જતા,
આપવા અઞ્જલિ જલ ગઙ્ગા તણા એ. ૪

**ઢાલ**—અઞ્જલિ ભઇ આપણાનિ દેવા, પાણ્ડવ નાહવા જાય.
આગલ્ય કીધી અબલા સર્વે, પાછલ્ય પુરુષ પલાય ૫
ઉદકદાન દેતા નૃપ કમ્પ્યા, વિલપ્યા વારંવાર.
હરિપદરજ-પાવન ગઙ્ગાજલ, નાહ્યા તે નિરધાર. ૬
ત્યહા એહા જે રાય યુધિષ્ઠિર, ભીમાદિક લઘુભ્રાત,
ધૃતરાષ્ટ્ર ગાન્ધારી સુતનો, શોક કરે ઉત્પાત ૭
કુન્તાજી ને કૃષ્ણ કરન્તા, કૂઅરનો અતિ શોક.
સર્વેશ્રી સુરસરિતા-તીરે, દુઃખ ધરન્તા કોક. ૮
સ્વજન-મરણથી શોકજ કરતા, સગિતાને ત્રટ્ય રોય.
તેહને આશ્વાસન કરતા, હરિ મુનિવર મધલા સોય: ૯
"સર્વ ભૂતમા કાલ તણી ગતિ. એહનો નહિ પ્રતિકાર.—
સર્વ કોય કાલે સમ કીધા," કહે નિદર્શન-સાર. ૧૦

---

૧ c मणेः स हारकः ૨ d °શોકદ-કથાનક.

"અરે સુન્દરી ! શોક ન આણો. દુઃખ તણું ઘર એહ.
સર્વ ભુતને એહ અવસ્થાઃ અન્તે તજવો દેહ. ૧૧
ચક્રવર્તી નૃપ તાં શત ચાલ્યા; ઇન્દ્ર અનેક હજાર.
કાલ તણે બલ્યે કોય ન છુટ્યા, દિવ-પતિ પતન-પ્રહાર. ૧૨
ત્રિકૂટ પર્વત કોટ કહાવે. સાગર સરીખી પરિખા.
રાક્ષસ સરખા જોધા જેહને, મિત્ર કુબેરજ સરખા. ૧૩
શુક્રાચાર્યે શાસ્ત્ર ભણાવ્યું; નિત્યે નિર્મલ મત્ય;
તે પણ્ય રાવણ કાલ તણે વશ્ય, પામ્યો પરમ વિપત્ય. ૧૪
મગરમચ્છ-સઙ્કુલ સાગરને, શોષે એહવા વીર,
શશી સૂર્યને ગ્રમવા સમરથ; એહવા ધરણીધીર, ૧૫
તે પણ્ય કાલે કૃતાન્ત મુખમા, નાખી કીધા કૂચ.
કાલ તણી ગતિ એહવી જાણી, શોહ કરો છો શોચ ?" ૧૬
હવે હરિયે અજાતશત્રુ રાય યુધિષ્ઠિર-કાજ્ય
ધૂરત ધરણી-પતિ પાસેથી, પાછું આપ્યું રાજ્ય. ૧૭
કૃષ્ણા કેરા કેશ નિહાલી, આયુષ ઓછાં જેહનાં,
શ્રીપતિયે પાણ્ડુપુત્ર પાસે, શીસ છેદાવ્યાં તેહનાં. ૧૮
અશ્વમેધ ઉત્તમ પાણ્ડવને, પછે યજાવ્યા ત્રણ્ણ્ય.
કુન્તાસુતનું યશ વિસ્તાર્યું, શક્રસમું શુભવર્ણ. ૧૯
પાણ્ડુપુત્રની ગ્રહી આગન્યા, ઉદ્ધવ-સાત્વિકિ-સાથ્ય,
જગત-પૂજ્ય વ્યાસાદિક વિપ્રે, પૂજ્યા પદ્માનાથ, ૨૦
જાવા મતિ કીધી યદુનાથે, દ્વારામતી પ્રતિ જ્યાહરે,
રથ ઊપરથ આવીને બેઠા, કૌતક દીઠું ત્યાહરે. ૨૧
એહવે અવિલોકે મલી સાહમી, ઉત્તરા પરીક્ષિત-માત,
ભયવિહ્વલ ચલ શ્વાસ ભરાતી, ધાતી અતિ ઉત્પાત: ૨૨
"પાલ્ય પાલ્ય, પરમેશ્વર હે હે ! દેવદેવ જગનાથ !
તૂંથી બીજો કોય ન દેખું, શરણાગતનો સાથ.

૧૨ તે દીવા પવન ૧૭ તે ૨૧ તે ... ચ

જે માટે આ લોક વિશે છે, માહોમાહે મરણ,
તે માટે તમ્યો અચર અમર છો, શરણાગતના શરણ્ય. ૨૪
અહો ઈશ ! આ સન્મુખ આવે, તપ્ત લોહમય બાણ.
ગર્ભપાત એ રખે કરન્તો, હરવા માહરા પ્રાણ !" ૨૫
સૂત કહે, સાભલજો, શૌનક ! ભક્તપતિ ભગવાન,
ઉત્તરા રાણી કેરી વાણી, તત્ક્ષણ આણી કાન્ય. ૨૬
" અપાણ્ડવી પૃથ્વી કરવાને, દ્રોણાચાર્યનો તન્ન;
બ્રહ્માસ્ત્ર બાણ અગ્નિમય મેહલ્યું," તે જાણ્યું ભગવાન. ૨૭
સૂત કહે, તેણે કાલ્યે, સાભલજ્યો, શૌનક ! સચ્ચ.
પાચે પાણ્ડવ સન્મુખ આવ્યા, ઝલહલતા શર પચ્ચ. ૨૮
પોતાને સન્મુખ શર દેખી, પાચે પાણ્ડવ બીહતા,
અસ્ત્રશસ્ત્ર ને આયુધ સાહ્યા, ભૂપતિ અતિ ભયભીતા. ૨૯
જેહને અન્ય સહાય નથી કો, એહવા પાણ્ડવ વીર,
તેહનૂં તેહવૂં દુઃખ દેખીને, સુન્દર શ્યામ-શરીર, ૩૦
પોતાનૂં જે આયુધ કહાવે, સાર સુદર્શન નામ,
તેણેં પોતાના સેવકની, રક્ષા કીધી શ્યામ. ૩૧
સર્વભૂતના અન્તર્યામી, યોગેશ્વર જગદીશ,
પેટ-ઉત્તરા-અન્તરચ પેશી, ગર્ભ આવરચો ઈશ. ૩૨
અભિમન્યુનારી ઉપરચ વિહારી, વિસ્તારી નિજ માયા;
પાણ્ડવનો પરિવાર-વધારણ, સૂક્ષ્મરૂપ સમાયા. ૩૩
યદપિ અસ્ત્ર સફલ બ્રહ્માનૂં, નિષ્ફલ કહીં ન થાતૂં,
તોહ વિષ્ણુનૂં તેજ વિલોકી, ફોક થઈ ફરી જાતૂં. ૩૪
હરિને એ આશ્ચર્ય ન માનો, સર્વાશ્ચર્ય અપાર,
માયાયે સરજે ને પાલે, સંહારે સંસાર. ૩૫
બ્રહ્માસ્ત્ર-અગન્ય ચઈ છૂટચાં, તન તેજ વાધ્યૂં કૃષ્ણા.
[illegible] કૃષ્ણ ની કરે કુન્તી : તિ [illegible] ૩૬

" નમૂં તુને હૂં આદ્યપુરુષને, પ્રકૃતિ પરમેશ્વર દક્ષ!
સર્વભૂતમાં બાહરે મધ્યે, પૂરણ, તોહ્ય અલક્ષ્ય. ૩૭
માયારૂપ જવનિકા મોટી, આચ્છાદે તૂં, શ્યામ!
તે માટે તુઝ રૂપ ન દેખૂં; કેવલ કરૂં પ્રણામ. ૩૮
ઇન્દ્રિય–જ્ઞાન થકો તૂં આઘો; અવ્યય કોવિદ કેહ્તા.
દેહ તણા અભિમાની મૂરખ, અજ્ઞાની નવ્ય લેહ્તા. ૩૯
નાટય વિશે જ્યમ નટુઓ આવે, પરદે રહીને પેખે;
માંહ્ય રહ્યો મ્હાનાદ કરે, પણ્ય તેહ્ને કોય ન દેખે. ૪૦
પરમહંસ જે મોટા મુનિવર, પવિત્ર–અન્તઃકરણ,
તે સરખા તુઝને નવ્ય દેખે; સેવે તાહ્રા ચરણ. ૪૧
તો ભક્તિયોગ આચરવાને, અમ્યો સમરથ ક્યહ્યાં, સ્વામી ?
નારી નેટ અમ્યો અવિચારી, સંસારી સુખકામી. ૪૨
વાસુદેવ ને કૃષ્ણ ! નમોનમઃ, પ્રણમૂં દેવકીતન્ન !
નન્દગોપના કૂઅર ! નમોનમઃ, નમો–નમઃ, ગોવ્યન્દ ! ૪૩
પઙ્કજનાભ ! નમોનમઃ, તુઝને પ્રણમૂં, પઙ્કજમાલ !
પઙ્કજલોચનને પ્રણમૂં, પઙ્કજપાદ–વિશાલ ! ૪૪
માતાથી મુઝ મધ્યે તાહ્રી, પ્રીતિ ઘણેરી ભાસે;"
એહ્વૂં કેહ્વા કુન્તાજી ગુણ ગોવ્યન્દના પ્રકાશે. ૪૫
" કંસે રૂંધી યથા દેવકી, દેવ ! તમ્યો મૂકાવી.
તેથી અતિ ઉપકાર કરચો (મુઝને), દેખાડ્યૂં જેહ ગણાવી. ૪૬
ઘણે દિને દેવકી મૂકાવી; તેહો પણ્ય એકવાર.
માહ્રા તો બાલક ઊગારચા; તેહ્નો કહૂં પ્રકાર. ૪૭
હૂં તો ઘણૂં વિપત્યથી રાખી, તેં હો વારંવાર.
દેવકીસુત નવ્ય ઊગારચા; મુને કરયો ઉપકાર. ૪૮

૪૭. c–d એ બમાં ૪૮માનો ઉત્તરાર્ધ, જ્યારે ૪૮ cd એ ૪૭માનો ઉત્તરાર્ધ. ૪૮ c તેના પુત્ર નથી મૂકાવ્યા.

વિષમોદિકથી વીર વૃકોદર, લાખાગૃહથી રાખ્યા,
હેડમ્બાદિક રાક્ષસથી ને, દ્યૂત સભાથી સાખ્યા. ૪૯

રણરણ-મધ્યે મ્હારથ-ગણના, અસ્ત્ર થકી ઊગારી,
અશ્વત્થામા-અસ્ત્ર થકી હૂં ઊગારી, ગિરિધારી ! ૫૦

તે તે વિપત્ત્ય વિશે મેં શશ્વત્, સમ્પત્ત્યનૂં સુખ લીધૂં,
જગદ્ગુરુ ગોવ્યન્દે તે જ્હાં પરગટ દર્શન દીધૂં. ૫૧

દેવ ' તમારા દર્શનથી, નવ્ય ભવનૂં દર્શન થાય.
એ સમ્પત્ત્ય સુખની હણનારી; કહૂં તેહ્નો મહિમાય. ૫૨

સત્કુલ-જન્મ અને અધિકારી, સુત ને સમ્પદ જેહ,
તેથી પુરુષને મદ મ્હા વાધે; સાધે નહિ શુભ દેહ. ૫૩

તમ્યો અકિઞ્ચન-ધન ને તમને; નિવૃત્તિ-ગુણ ! નમસ્કાર.
શાન્ત, આત્મારામ ! નમોનમઃ, કેવલપદ-દાતાર ! ૫૫

કાલરૂપ તે તુઝને દેખૂં; દેવકીપુત્ર ન લેખૂં.
વિશ્વ તણા વશ-કર્તા ! તાહરા આદિ-અન્ત નવ્ય પેખૂં. ૫૬

સર્વ ભૂતમાં સરખા વરતો, સમરથ સ્વામી ! નિત્ય.
માહોમાહે કલેશ કરે નૃપ; તેહ્માં તમ્યો નિમિત્ત. ૫૭

માણુસના કારય અનુસરતા, માણુસ જેહ્વૂં તન,
તે, ભગવાન ! તમારૂં કર્તવ્ય, કોય ન જાણે જન. ૫૮

નરને રૂપ રહ્યા છો માટ્યે, વિષમપણું જન જોય,
તેહ તમારે વસ્તુગત નહીં વાહ્લૂં વેરી કોય. ૫૯

આપ અજન્મા જન્મ ધરો છો; કરો અકર્તા કર્મ.
આત્મારામ ! તમારે એ તો અતિ આશ્ચર્ય ન પરમ. ૬૦

પશુમા શૂકર, વામન ઋષિમા, માનવ-રૂપે રામ,
જલજન્તુમા મચ્છ થયા, ત્હાં કરતા નરનાં કામ. ૬૧

---

૫૩ તૈ. તેહ.

એક સમે અપરાધ કરયો; દધિભાજન કટકા કીધૂં.
માત યશોદા તમ કરબન્ધન, નિજ કર દામણુ લીધૂં. ૬૨

અઞ્જન આંસૂ એક થઈ, વહી ચાલી ધારા કાલી;
ભય પામીને ઊભા, સ્વામી ! એમ રહ્યા નિહાલી. ૬૩

એહ અવસ્થા, ઈશ ! તમારી, મુઝને મોહ ઊપજાવે.
તાડ્યાનો ભય તાહરે શો ? તૂંથી ભયને ભય આવે. ૬૪

કોય કહે, 'તૂં અણુજન્મ્યા, પણ્ય જન્મ્યા છો એ કાજ્ય—
રાય યુધિષ્ઠિર કેરી કીરત્ય, વિસ્તારેવા રાજ્ય.' ૬૫

કોય કહે, 'યદુકીરત્ય કરવા, જન્મ્યા છે ભગવાન.
મલયાચલની કીરત્ય કરવા, ચન્દન જ્યમ ઉત્પન્ન.' ૬૬

કોય કહે, 'વસુદેવે જાચ્યા, પુત્રપણે પરમેશ,
દેવકીજીમા દેહ ધરચો, તમ્યો શ્યામલ સુન્દરવેશ !' ૬૭

કોય કહે, 'આ વિશ્વ તણી અવતરિયા કરવા સાર.
દેવ તણા દાનવ શત્રુનો, વધ કરવા અવતાર ?' ૬૮

કોય કહે, 'મ્હાભારે ભૂમિ, મ્હા દુ:ખ પામી, મ્હાવા !
ભારે ચમ્પાતી શીદાતી, સાગરમાં જ્યમ નાવ; ૬૯

તે દેખીને બ્રહ્માજીયે, કરી પ્રાર્થના તાહરી.
ભૂમિભાર હરેવા હરિયે લીધૂં રૂપ, મુરારિ ?' ૭૦

કોય કહે, 'નર આપ અવિદ્યા-કામ-કર્મ પીડાય;
તેહ્‌ને સ્મરણુ-શ્રવણુ કરેવા, કૃષ્ણે કીની કાય. ૭૧

સુણે, ભણે ને ગણે પુનઃ પુનઃ, સમરે ને આનન્દે;
તેહો તાક્ષણુ, ભવભઞ્જન ! તુઝ પદપઙ્કજને વન્દે.' ૭૨

હવે તમ્યો અમને, હરિ ! હવડાં શ્યા માટે ત્યજી મૂકો ?
અમ્યો તમારા અનુજીવી ને સુહૃદ; સગાં; કાં ચૂકો ? ૭૩

---

૬૯. ઠે. નાવ સ્ત્રી.

પોતાનાં જન કેરાં કારુણ્ય કરવા ઇછો મન્ય.
શ્રીમત્પદપંકજ વિન અમને, નથી આશરો અન્ય. ૭૪
અમ્યો અપરાધ ઘણા બહુ કીધા; રાજાને દુઃખ દીધાં.
તેહ અમારો વાંક નથી; સહૂ કહ્યાં તમારાં કીધાં. ૭૫
'યાદવ સરખા બન્ધુ તાહરે, પાણ્ડવ સરખા તન.
દીન વચન તો શાહ્ને કહે છે?' ઇમ કહેશો, ભગવાન! ૭૬
યાદવ-પાણ્ડવ નામે રૂપે. તેહ થકી શો અર્થ?
દેવ! તમારાં દર્શન પાખે, સર્વે જાણો વ્યર્થ. ૭૭
સ્વામી! જો સન્મુખ ન હો તો યાદવ-પાણ્ડવ ખોટા,
નામે રૂપે ભૂપ કહાવે, માંડ થયા છે મોટા. ૭૮
ઇન્દ્રિય સકલ તણા વશકારી, જીવ કહાવે જેહ,
તેહ વિના જયમ મિથ્યા જાણો, નામ રૂપ ને દેહ, ૭૯
હવડાં ત્યમ આ અવની શોભે, તાહરે ચરણે સ્પર્શ,
તમ્યો ગયા પૂંઠે ત્યમ પૃથ્વી નહિ શોભે હત-હર્ષ. ૮૦
દેશ અમારા સમૃદ્ધિસંપુન, અન્ન-ઓષધિ-વૃષ્ટિ,
વન પર્વત ને સાગર સરિતા, વાધે તાહરી દૃષ્ટિ. ૮૧
પધારતાં તો પાણ્ડવ દુઃખી, રહો તો યાદવ થાય.
બેહૂ પાશ મને દુઃખ, માધવ! માગું એક ઉપાય. ૮૨
વિશ્વેશ્વર વિશ્વાત્મન! માહરૂં, વિશ્વમૂર્તિ! દુઃખ વેદો.
પાણ્ડવપુત્ર વિશેથી માહરો, સ્નેહપાશ દઢ છેદો. ૮૩
અન્ય થકી ઉતારી એહવી, માધવજી! મતિ માહરી,
તુઝમાં પ્રીતિ સદૈવ પામજ્યો, સઘલાં વિઘ્ન નિવારી. ૮૪
પ્રીતિસહિત મતિ તુઝમાં થાજ્યો, વારી વિઘ્ન, અસંખ્યા;
(જયમ) પૂર સહિત સાગરમાં જાતાં, વિઘ્ન ગણે નહિ ગંગા. ૮૫
કૃષ્ણ! સખા અર્જુનના હેહે! વૃષ્ણિચર પરબ્રહ્મ!
ભૂમિના-ભયકારી ભૂપત્ય-કુલ-સંહારી-કર્મ!" ૮૬

---

૮૭. ધે ખિરઙ્ઘરી. ૮૬. ઠે દઢે

[ અક્ષયવીર્ય ગોવિન્દ ! ગો-વ્રજ-દેવ તણા દુઃખહારી !
યોગેશ્વર ! હે જગત-ગુરુ !, પ્રણમૂં, ભગવાન મુરારિ ! ] ૮૭

સૂત ઉવાચ—

કુન્તાયે ઇમ કોમલ વાણ્યે, કહ્યો સકલ મહિમાય.
મોહ કરે, માયાયે હલવે, હસતા વૈકુણ્ઠરાય. ૮૮
કુન્તાયે માગ્યૂં જે, 'મુઝ મતિ, એક તુઝમાં અનુરાગી,'
કુન્તાને તે 'વારૂ' કહીને, પછે આગના માગી. ૮૯
વલતા હસ્તિનાપુરમાં પેશી, ઓથ્યં થયા વિદાય;
પધારતાં પ્રેમે કરી રાખ્યા, કૃષ્ણ યુધિષ્ઠિર રાય. ૯૦
(અધુના) ભીષ્મ તણો મૃતિ-ઉચ્છવ કેહવા, અન્યકથા-ઉદ્ઘાટ.
એહ કથા એટલેથી મોતી. સાંભલ્ય, શૌનક ! વાત. ૯૧
રાય યુધિષ્ઠિર શોક કરે બહુ; માને નહિ પ્રતિબોધ.
વ્યાસ-આદિ મોટા મુનિ બોધે; તોહે ન ટલે રોધ. ૯૨
ઇશ્વરની ઇછા કો ન લહે, થાનાર્ઇ જે પ્રશ્ન.
માંહ્ય મલ્યા પોતે પ્રતિબોધે, અદ્ભુતકર્મી કૃષ્ણ. ૯૩
હરિને મન્ય જે, 'ભીષ્મ-યુધિષ્ઠિર, સાથ્યે પ્રતિબોધાશે;
કુરક્ષેત્રમાં એકે કાલે, એહ કારજ્ય થાશે.' ૯૪
બાહરે કહે. પણ્ય અન્તર્યામી, અન્તર રાખે શોક.
કૃષ્ણ તણી ગતિ કોય ન જાણે; શિક્ષા દેતા ફોક. ૯૫
રાય યુધિષ્ઠિર ચીતવતા મન્ય, સુહૃદ-સગાનો નાશ.
અવિવેકી અન્તઃકરણે કરીને, પડ્યો મોહને પાશ. ૯૬
'અહો જુયો અજ્ઞાન અમારે, હદે વિશે ઉત્પન.
દુષ્ટ સ્વભાવ અમારો જોજ્યો. કઠિણ અમારાં મન. ૯૭
શ્વાન શીયાલ તણું-ભક્ષણ એ. સદા પારકો દેહ.
તેહને અર્થે બહુ અક્ષોહ્ણી, હણ્યાં સૈન્ય તાં જેહ.' ૯૮

---

૯૧ b અન્યકથોપોદ્ઘાત.

હવે અક્ષોહણી-પ્રમાણ કહે જે, વેદવ્યાસે ભાખ્યું.
કોય પુરાણ તણું કહે છે, જે જોઈ મનમા રાખ્યું; ૯૯
રથની સઙ્ખ્યા સાભલજ્યોઃ એકવીશ હજાર વિચાર,
અવર આઠશે ઊપરચ શીત્યર; રથની સઙ્ખ્યા સાર. ૧૦૦
અક્ષોહણીમા ગજની સઙ્ખ્યા, રથ પરમાણે હોય.
હવે કહે છે નરની સઙ્ખ્યા, સાભલ્યજો સહૂ કોય. ૧૦૧
એકલાખ નવ સહસ્ર તથા શત ત્રણ્ય અને પઞ્ચાસ;
નરની સઙ્ખ્યા એ પરમાણી, અક્ષોહણી-ઈતિહાસ. ૧૦૨
પાસઠ્ય સહસ્ર છશેં દશ હયવર, અક્ષોહણીમા હોય,
રાય યુધિષ્ઠિર કહે છે, 'એહવી, બહુ મારી મેં સોય. ૧૦૩
બાલક, દ્વિજ, સમન્ધી, ને બહુ મિત્ર, પોતાના ભ્રાત,
ભ્રાત્ર-ગુરુનો દ્રોહ કરયો મેં; કીધૂં અતિ ઉત્પાત. ૧૦૪
તે માટે હૂં નરક થકી યુગ કોટિ નહિ મૂકાઊં;
અયુત અયુત વહી જાને વર્શે, કયમે પવિત્ર ન થાઊં. ૧૦૫
'સઙ્ગ્રામે જે રાજા હણવા, ક્ષત્રીને નહિ પાપ,'
એહ શાસ્ત્રનૂં શાસન છે, તે નવ્ય માનૂં હૂં આપ. ૧૦૬
જેહના નાથ હણ્યા તે નારી કેરો દ્રોહ-પ્રકાશ્ય;
તે પાતક હૂં ગૃહસ્થકર્મેં, કરી સકૂં નહી નાસ. ૧૦૭
જીવ તણી હત્યા ઘણી થૈ, તે યજ્ઞ થકી નવ્ય જાય.
યજ્ઞ વિશે તો જાણી શ્રીઠી, વધવો પશુનો કાય. ૧૦૮
કર્દમથી જે કલુષ થયૂં તે કર્દમ ક્યમ કરી ક્ષાલે?
સુરાપાન-કૃત પાતકને કયમ સુરાપાન ફરી ટાલે? ૧૦૯
તે માટે મુનિ પાતિક પ્રગટ્યૂં, સેનાવધનૂં જેહ,
અશ્વમેધ-આદ્યે બહુ યજ્ઞે કરી ન જાયે તેહ. ૧૧૦

---

૧૦૬. D. રાજુ હણવા, રાજાને

ઇતિ ભાગવત પ્રથમ-સ્કન્ધે, અષ્ટમ અધ્યાસાર,
જે અધ્યામા રાય યુધિષ્ઠિર કેરો શોક-વિચાર. ૧૧૧
બાવન શ્લોકે બાંધ્યો અધ્યા, કુન્તી-સ્તુતિની વાત.
રત્ન કહે, યત્ને કરી કીધા, પદ ગત ઊપરસ્ય સાત. ૧૧૨
૭૭૩

इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धे युधिष्ठिर-
परितापो नामाष्टमोऽध्यायः ॥ ८ ॥

---

## નવમ અધ્યાય

उत्तरोदरगतार्भपालको मुक्तपौत्रपृथया कृतस्तुतिः ॥
यो युधिष्ठिरमनोम्बुजासनस्तं नमामि परमेश्वरं परम् ॥१॥

પ્રથમ ભીષ્મ તણા મુખથી ગમ્યા; ધરમરાય યુધિષ્ઠિર સાભળ્યા
હરિ તણી સ્તુતિ, મુક્તિ પછે કહી, નવમ માહ્ય કથા સુયથા મહી. ૨

સૂત ઉવાચ— [ રાગ સામેરી ]

સૂત કહે, ભય પામ્યો ભૂપતિ, કુન્તાસુત મહારાજજી,
પ્રજાદ્રોહ-પાતકથી બીહ્તો, ચીનવતો નિજ કાજજી. ૩
સર્વ ધરમ જાણેવા કાજે, ભૂપતિ કુન્તાજાતજી,
કુરુક્ષેત્ર પ્રતિ ચાલ્યો જ્યહાં છે ભીષ્મ પિતામહ-પાતજી. ૪
પછે સકલ સહોદર હયવર સઘ યયા અસવારજી,
પાછ્ય પલતા હય ઝલહલના, સોનાના શણગારજી. ૫
સાંભલ્ય, શૌનક! કોયક ચાલ્યા, રથ બેશી નરનાથજી.
[ દ્વૈપાયન-ધૌમ્યાદિક ચાલ્યા રાય-યુધિષ્ઠિર સાથજી.] ૬
અર્જુનશું રથ ઊપરય બેઠા પોતે પણ્ય પરિબ્રહ્મજી.
જક્ષ વિશે કુબેર વિરાજે, ત્યમ ત્યહા રાજા ધર્મજી. ૭

ભીષ્મ નિહાલ્યા ભૂમિ-પડ્યાં, જાણ્યે સ્વર્ગ થકા ચ્યુત દેવજી.
સપરિવાર પાણ્ડવ શ્રીહરિ જે, પ્રણમ્યા ભીષ્મ એવજી. ૮
બ્રહ્મ-ઋષિ ને દેવ-ઋષિ વલી રાજ-ઋષિ સહૂ કોયજી,
ભારતપતિ ભૂપત્યને જોવા, આવ્યા હૂતા સોયજી. ૯
પર્વત, નારદ, ધૌમ્ય મુનિ ને દ્વૈપાયન ભગવાનજી,
બૃહદશ્વા, ભરદ્વાજ શિષ્યશું, પરશુરામ મુનિજનજી, ૧૦
વસિષ્ઠ ને વલી ઇન્દ્રપ્રમદ મુનિ, ત્રિત નામે મુનિ ભાવ્યાજી,
ગૃત્સમદ ને વલી અસિત મુનિ, કુરુક્ષેત્રમા આવ્યાજી. ૧૧
કક્ષિવાન, ગૌતમ ને અત્રિ, કૌશિક તપના રાશિજી,
મુનિ સુદર્શન, ઇન્દ્રિયકર્પણુ, આવ્યા ભીષ્મનિ પાશજી. ૧૨
અન્ય વલી શુકદેવ સરીખા, નિર્મલ મુનિ મ્હાહેતજી,
કશ્યપ મુન્ય, બૃહસ્પતિ-આદ્યે, આવ્યા શિષ્ય-સમેતજી. ૧૩
મહાભાગ મુનિ મલ્યા નિહાલી, ભીષમ ધર્મ સુજાણજી,
પૂજા કરતા મુનિવર કેરી, દેશકાલ-પરમાણજી. ૧૪
જગદીશ્વર હરિ આગલ્ય બેઠા; આપે ઉત્તમ દેહજી.
હૃદે વિશે હૂતા હરિ, ભીષ્મે, પ્રેમે પૂજ્યા તેહજી. ૧૫

માયાયે માનુષ થયા, પણ્ય પોતે પૂરણુ-બ્રહ્મજી.
ભીષ્મપિતામહિ પરમેશ્વરનો, મહિમા જાણ્યો પરમજી. ૧૬
પાણ્ડુ તણા સુત પાસે બેઠા, પ્રેમ-વિનય મન્ય જાણીજી.
હરખાશ્રુત જલ નાખે નયણે; નિરખી બોલ્યા વાણીજીઃ ૧૭

**भीष्म उवाच—**

" અહો મહા એ કષ્ટ કહાવે, મોટો એ અન્યાયજી,
અહો પાણ્ડવો સમરથ થૈને, ત્યજવા ઇછો કાયજી. ૧૮
વિપ્ર તણો ને ધર્મ તણો વલી આશ્રય ત્યાર તમારેજી.
અચ્યુતનો અતિ આશ્રય મોટો; અખિલ દરિત હરિ વારેજ ૧૯

અતિરથ એહવો પાણ્ડુ પિતા તે જ્યાહરે પામ્યો રિષ્ટજી,
ત્યાહેં તમ્યો બાલકજન સાથે (વધૂ) કુન્તા પામ્યાં કષ્ટજી. ૨૦
તદા તમારે કષ્ટે કુન્તા, પામ્યાં અતિશે ક્લેશજી;
નાના બાલક પાલેવાને વનિતા વિધુર-વેશજી. ૨૧

તમને જેજે કષ્ટ પડ્યા, તે કાલ તણા બહુ કામજી.
અહો કાલનૂં કૌતક મોટૂં; કોણ લહે નર-નામજી? ૨૨
કાલ તણા વશવર્તી જાણો, લોક સર્વ મતિ-મન્દજી,
વાયુ તણા વશવર્તી છે જ્યમ મેઘ તણા બહુ વૃન્દજી. ૨૩

ધર્મકૂંઅર સરખા જ્યહા રાજા, ધર્મધોરિન્ધર આપજી;
જ્યહાં ગદાધર વીર વૃકોદર, ગાન્ડીવ સરખૂં ચાપજી, ૨૪
જ્યહા ધનુર્ધર અર્જુન સરખા, માધવ સરખા મિત્રજી;
તોહે વિપત્ય પડી, એ વાયક, અમને ભાસે ચિત્રજી. ૨૫

અરે રાયજી! આ હરિ કેરૂ હારદ ન લહે કોયજી.
હરિનૂં હારદ જાણવા મહા મોટા કવિજન મોહજી. ૨૬
તે માટે એ દૈવ તણે વસ્ય જાણીને જગ્નાયજી,
ઇશ્વિરનો અનુવર્ત્તી નાથ, અનાથ પ્રજાનો પાલજી. ૨૭

આ ભગવાન પુમાનજ આદિ નાગયણ સાક્ષાતજી,
વૃષ્ણિમાં વિચરે છે છાના, માયા મોહન-જાતજી. ૨૮
એહનો મહિમા ગુહ્ય ઘણો છે; જાણે શિવ ભગવાનજી;
દેવ-ઋષિ નારદ જાણે કે કપિલ ઋષિ, રાજાનજી! ૨૯

જેહને તૂં અજ્ઞાને માને, માતુલ કેરો તનજી,
સુહૃદ સગો ઉપકારી આપતિ, એ પોતે ભગવાનજી. ૩૦
પોતાને પરધાન કરયો ને દૂતપણે પથ્ય દાખ્યોજી,
પ્રીત્ય થકી સારથિ પણ કીધો, તે ઇશ્વિર શ્રુતિ-ભાખ્યોજી. ૩૧
તમ્યો કરાવ્યાં નીચ કર્મ, તે એહને નહિ મન્ય ભેદજી.
રાગ-દ્વેષ-હંકારે વર્જિત, સમદર્શી એ વેદજી. ૩૨

તોહે પણ એકાન્ત ભક્તમાં કરણા જોઈજો, ભૂપજી !
(શ્રી)કૃષ્ણે મૂને પ્રાણ ત્યજન્તા, દેખાડ્યૂં નિજ રૂપજી, ૩૩
ભગત્યે જેહમા મન પરવેશી, અર્ચન કીર્તન-નામજી;
એહવે આચારે દેહ ત્યજે, તે યોગી પામે ધામજી. ૩૪
દેવ દેવ ભગવાન હરિ ! તે કિંકરના કર ગ્રહજોજી.
જ્યાર લગી હૂં દેહ ત્યજૂં છૂં, ત્યાહ્ર લગી ઇહાં રેહજોજી. ૩૫
રાતાં લોચન ને મુખ હસતૂં; ઉહસતૂં મુખ-પદ્મજી;
ધ્યાન તણો પથ તેહ ચતુર્ભુજ હોજ્યો શોભા-સદ્મજી." ૩૬
સાંભલ, શૌનક ! એમ સુણીને, રાય યુધિષ્ઠિર ધર્મજી,
શરપઞ્જર સૂતા ભીષમને, પૂછ્યા નાના ધર્મજી. ૩૭
પુરુષ તણા સદ્દભાવે વરત્યા વર્ણાશ્રમ ને યોગજી,
વૈરાગ્ય, રાગોપાધ લક્ષણ, ભિન્ન ધર્મ નર-ભોગજી. ૩૮
દાનધર્મ ને રાજધર્મ વલી મોક્ષધર્મના ભેદજી,
આના ધર્મ તથા ભગવદ્ધર્મ, તે કહ્યા જ્યમ વેદજી. ૩૯
ધર્મ, અર્થ ને કામ મોક્ષ-સુત, ઉપાય તેહના પરમજી,
નાના આખ્યાને-ઇતિહાસે, ભીષ્મે ભાખ્યા ધર્મજી. ૪૦
ધર્મનિરૂપણ કરતાં તેહ્‌ને, આવ્યો તેહજ કાલજી,
યોગીજન-મન-વાઞ્છિત-મૃત્યુ, ઉત્તર-અયન વિશાલજી. ૪૧
સહસ ભડ સમીપ તણા, તેહ્‌ને ઊગારે રણ જેહજી,
એહવા ભીષમ તેણે કાલે, રહ્યા અબોલ્યા તેહજી. ૪૨
સર્ઙ્ગરહિત મન આદિ પુરુષમાં, આરોપ્યૂં તાં તેહજી.
ચારુ ચતુષ્કર પીતામ્બર હરિ આગલ્ય ઊભા જેહજી. ૪૩
લોચન મેલી મનમાં લીધૂં નારાયણનૂં રૂપજી;
આગલ્ય ઊભા ઈશ્વર મનમાં સમરયા ભીષમ ભૂપજી. ૪૪
વિમલ-ધારણાયે હતપાતક ભીષ્મે જોયૂં જાગીજી,
કૃપાદૃષ્ટિ શ્રીકૃષ્ણજી કેરી, આયુધ-પીડા ભાગીજી. ૪૫

૩૯. તે. કહો કહે જ્યમ વેદ.

સઘલાં ઇન્દ્રિયવૃત્તિ ફેરી, ભ્રમણા ભાંગી એહજી.
દેહ ત્યજન્તા પ્રસન્ન કરે છે પરમેશ્વરને તેહજીઃ　　૪૬

ભીષ્મ ઉવાચ—

" એણી રીત્યે માહરી મતિ મેં ભગવત–મધ્યે અર્પીજી.
[ લોભવર્જિતમતિ માહરી સાત્ત્વતપતિને સમર્પીજી. ]　　૪૭
જે હરિથી બીજો નહિ મોટો, પરમાનન્દ પ્રકાશજી;
ક્રીડા કરવા પ્રકૃતિ તણો સ્વીકાર કરચો અવિનાશજી.　　૪૮
કો કહેશે, ' એ દેહધારી તે, જીવ તણી પેરચ જૂઠોજી.
જે પ્રકૃતિથી સ્પૃષ્ટ થઈ તેહનો પતિ આપે ઊઠચોજી.　　૪૯
ત્રિભુવનસુન્દર, તમાલશ્યામલ, સૂર્યછબી–ભણ્ડારજી,
સુન્દર અમ્બર–અલકસમૂહે આચ્છાદિત–મુખ મારજી.　　૫૦
એહવૂં સાર શરીર ધરીને પારથ–સારથિ–રીત્યજી;
એહવા આ પરમેશ્વર–મધ્યે પ્રગટો માહરી પ્રીત્યજી.　　૫૧
યુદ્ધ–મધ્યે હય–વર–ખુર–ઊડી–ધૂરય–ધૂંસરા–અલકજી.
ચઞ્ચલ અલકે અરીપરી કરી શ્રમજલ–કર્ણની ચલકજી.　　૫૨
ભક્તહેતનૂં દ્યોતક દર્શન, વદન વિરાજે હસતાંજી;
મારે તીક્ષ્ણ બાણે ભેદી, ત્વચા કઠિણ કસમસતાંજી.　　૫૩
માહરાં બાણ અતિ અફલાતે, કવચ દીપતૂં અત્યજી.
એહવા હરિ–મધ્યે મન માહરૂં રૂહેજ્યો નિશ્ચલ નિત્યજી.　　૫૪
કહ્યૂં અર્જુને, ' બેહૂ સેના–મધ્ય માહરો રથ હાકોજી;'
જેણે એમ સુણી તે ક્ષણમા, રણ–મધ્યે રથ રાખ્યોજી.　　૫૫
રણ–મધ્યે રહી દુર્યોધનના, યોધા ફહાવે જેહજી,
કાલદૃષ્ટિ નિરખી તે કીધા, આયુષહીણા તેહજી.　　૫૬
પરના આયુષ આકરશીને, અર્જુનનાં જયકારીજી;
એહવા પારથ–સારથિ મધ્યે, પ્રીતિ પ્રકાશો મારીજી.　　૫૭

---

૪૭. b. રોપી. ૪૯. c. સૂર્ય ૫૪. a. બાણ–અણી

અર્જુનને જે કાલે પ્રગટ્યું, અહમ્મમતા-અજ્ઞાનજી,
સેનાને મુખ્ય સ્વજન નિહાળી, પ્રગટ્યૂં પાતકજ્ઞાનજી. ૫૮

વિમુખ થઈને વિજયી ઊભો, રણ-મધ્યે અર્જુનજી;
(ત્યાહ્‌રે) જ્ઞાન કહી અજ્ઞાન નિવાર્યું; નિર્મલ કીધૂં મનજી. ૫૯
એહ્‌વા હરિના પદ-પંકજમાં, પ્રગટો માહ્‌રી પ્રીતિજી.
વળી મુઝને એ અનુગ્રહ કીધો. સાભળજ્યો તે સત્યજી: ૬૦

પોને પોણ કીધું જે રણમા, 'આયુધ પાખે આવૂંજી.'
મેં પણ કીધૂં, 'હરિ પાસે હૂં, આયુધ આજ ધરાવૂંજી.' ૬૧
પોતાનૂં પણ મિથ્યા કીધૂં; માહ્‌રી પ્રત્યન્યા પાલીજી.
માહ્‌રે અર્થે રથ ઊપરથી, ઊતરિયા વનમાલીજી. ૬૨

મુઝ સાહ્‌મૂં હરિ ધાયા ઝાલી રથનૂં ચક્ર વિશાલજી;
હસીને હણવા જાણે સૈંહે મારી છે એ ફાલજી. ૬૩
(ત્યારે) બલમાં ચન્ચલ શરણે ચાંપી, ભૂમિ ભારે કાંપીજી,
મારગમાં માધવનૂં પડિયૂં, પીતામ્બર પદ-ઝાંપીજી. ૬૪

મારે તીક્ષણ શરને પ્રાહ્‌રે, શિથિલ કવચ ધસધસતોજી;
રુધિર વહન્તે આવન્તો (ત્યાહ્‌રે) જોઇ, આતતાયી હૂં હસતોજી, ૬૫
ઇન્દ્રકુમારે વાર્યો વિહ્‌લ, તોહે શિથિલ ન થાતોજી.
માહ્‌રા વધને અર્થે આવ્યો, રાતે લોચન ધાતોજી. ૬૬

'રખે ભક્તપણ મિથ્યા થાતો,' એમ લહ્યૂં ગોપાલજી.
તેહ મુકુન્દ હજ્યો ગતિ માહ્‌રી, ભક્તવચન-પરિપાલજી. ૬૭
પારથ-રથનૂં રક્ષણ કરવૂં, જેનકેન, એ કામજી.
રાશ્ય, પરાણો પાણ્ય વિરાજે: એ શોભા અભિરામજી. ૬૮

એહ્‌વા ભગવનમાં માહ્‌રી મતિ મરતી વેલા આણૂંજી,
હરિ નિરખી રણ્ય પ્રાણ ત્યજ્યા, તદ્રૂપ થયા, હૂં જાણૂંજી. ૬૯
ક્ષત્રિય-ધર્મે મરતાં જેહ્‌ને રૂપ થયા, શું કહેવૂં જી ?
અતિકામી ગોપી ગતિ પામી," ભીષ્મ કહે છે એહ્‌વૂંજી: ૭૦

"લલિતગતિ ગતિ-ગમવિલાસી માનુની-માન-મકામીજી,
મદમાતી એહના ગુણ ગાતી, ગોપી તત્પદ પામીજી ૭૧
રાય યુધિષ્ઠિર રાજસૂયમા, જોના સરખે રૂપેજી,
મુનિવર-નૃપવર-મહિત સભામા પૂજ્યા પાણ્ડવભૂપેજી ૭૨
સુન્દર રૂપ અનૂપ ઇહા હરિ મ્હામહિમા-વિસ્તારજી
(માહરે) એહવા ઈશ્વર આગળ્ય ઊભા ભાગ્ય તણો નહિ પારજી ૭૩
તે આ અજ પરમેશ્વરને હૂ પરગટ પામ્યો આજજી
અભિન ઉપાધિ-ભેદ-મોહ-મદ માહરા કીધા ત્યાજ્યજી ૭૪
પોતે નિર્મ્યાં દેહ-ધારીના હૃદય-હૃદયમા પેઠોજી,
સ્થાનકભેદે ભિન્નજ ભાસે, તે ઈશ્વર આ બેઠોજી ૭૫
એક રવિ જ્યમ આગળ્ય પાછળ્ય, નરને નયને ભિન્નજી,
એક હરિ સહૂને બહુ છે ત્યહા રેહ્જયો માહ્રૂ મન્નજી" ૭૬

સૂત ઉવાચ—

સૂત કહે છે, સાભળ્ય, શૌનક! ભીષ્મની ગતિ ભાખીજી,
મન-વાણી-દષ્ટિની વૃત્ત્યે, ફ્રાણ વિશે ઈમ રાખીજી ૭૭
પરમેશ્વરમા એક આપણો, મેહ્લ્યો આતમરામજી,
અન્તર હરિમા શ્વાસ નિરાભ્યો, ભીષ્મ પામ્યા ધામજી ૭૮
ભીષ્મ જ્યાહ્રે પરબ્રહ્મમા ભળ્યા નિહાળ્યા અક્ષિજી,
સર્વે કોય અબોલ્યા ઊભા, સાઝ પડે જ્યમ પક્ષીજી ૭૯
તે કાને ત્યહા નરવર સુરવર કેરા દુન્દુભિ વાગાજી,
'ધન્ય, ધન્ય,' ક્હે ગગન થકી સુર કુસુમ વરસવા લાગાજી ૮૦
મરણ થયા ભીષ્મના કીધા, કર્મ સકલ સસ્મારજી,
મુહૂર્ત એક દુખી થૈ ઊભા, પોતે પાણ્ડુકુમારજી ૮૧
આનન્દ્યા મુનિ ગુહ્ય-ગણે કરી સન્તોષ્યા ભગવાનજી.
પછે ફરી હરિ હૃદયા રાખી, ગયા આપણે સ્થાનજી. ૮૨

હવે ધેરય જૈને ગાન્ધારી ને ધૃતરાષ્ટ્ર રાયજી,
કૃષ્ણસહિત આશ્વાસન કીધૂં. તાપ શમાવ્યો ત્યાંયજી. ૮૩
ધૃતરાષ્ટ્રે પ્રેરયા ને પોતે પ્રેરયા શ્રી ગોપાલેજી,
પાછું ફરીને રાય યુધિષ્ઠિર ધર્મ-રાજ્યને પાલેજી. ૮૪
ઇતિ ભાગવત-પ્રથમ સ્કન્ધે, નવમો અધ્યા-અન્ધજી,
રાય યુધિષ્ઠિર રાજ્ય કરે છે, જેહમા એહ સમન્ધજી. ૮૫
જે અધ્યામા શ્લોક કહે છે, એક-ઊન પચ્ચાસજી,
રત્ન કહે, યત્ને કરી કીધો, આહ્યાથી પદ-અભ્યાસજી. ૮૬
૮૫૯

इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धे युधिष्ठिर-
राज्यप्राप्तिर्नाम नवमोऽध्यायः॥ ९॥

---

### દશમ અધ્યાય

युधिष्ठिरान्तःकरणैकनेता भीष्मावसानावसरप्रणेता ।
भक्तावनः सज्जनकार्यकर्ता कर्ता भुवः पातु भवैकगर्तात् ॥
ભક્તકાર્ય કરી દ્વારિકા જતા; સુન્દરી-સ્તવન ચિત્ત ભાવતાં;
હસ્તિનાપુર થકી પધારતા; એટલી દશમ-અધ્ય વારતા. ૨

### ચોપૈ-[ રાગ મારૂ ]

શૌનક પૂછે, સાંભલ્ય, સૂત! કહોને કૃષ્ણકથા અદ્ભુત.
મોટો ધર્મધુરન્ધર રાય, એહવો જેહ યુધિષ્ઠિર રાય, ૩
મારયા ધન-સ્પર્ધી-સેવાદિ, હતા આતતાયી ઉન્માદ,
બીજા-બન્ધુ સહિત; રાજન ભૂક્યાં ભોગ તથા ભોજન, ૪
પાછું કયમ કીધૂં નિજ રાજ્ય? વલતાં કવણ કીધાં કાજ?
પૂછ્યૂં શૌનકમુનિયે જેહ, સૂત કહે છે ઉત્તર તેહઃ ૫

सूत उवाच—

કૌરવદલ-પાવક પજુંલ્યા વંશ-વિરોધ અગ્નિયે બલ્યા.
જ્યમ કાઇ વનમા વંશ-હુતાશ, કરતો સકલ વિપિનનો નાશ, ૬
કૌરવ-વંશ દહ્યો, હરિ કોપ્યો. વલતો પરીક્ષિત અઙ્કુર રોપ્યો
રાજ્યે રાય યુધિષ્ઠિર થાપી, હરિને પ્રીતિ પરમ મન્ય વ્યાપી ૭
રાય યુધિષ્ઠિરે મન સ્થિર રાખ્યૂ, સુણી હરિ-ભીષ્મ કેરૂ ભાખ્યૂ
વર વિજ્ઞાન યુધિષ્ઠિર પામ્યો, બાન્ધવવધનો વિભ્રમ વામ્યો ૮
હરિનો આશ્રય પામી હરખ્યો, પાલે રાજ્ય પુરન્દર સરખો.
સેવે લઘુ-બાન્ધવ રિપુ રૂંધી, પાલે પૃથ્વી સાગર સૂધી ૯
માગ્યા વરસે વારિદ પૂજે પૃથ્વી કામદુઘાસમ દૂઝે
સુરભિ દુગ્ધ-અતિશય-નીચે, પયની ધારે વ્રજને સીચે ૧૦
સરિતા સાગરને જૈ મલતી, તરુઅર વીરુધ ઔષધિ ફરતી.
નૃપને સેવે તરુવર વેલી, ઋતુઋતુ કુસમ ફલે રસ રેલી ૧૧
આધિ વ્યાધિ ને દુઃખ ત્યાગે, રાય યુધિષ્ઠિર કેરે રાજ્યે.
અજાતશત્રુ રાજા જ્યાહરે, ત્રણે તાપ-રહિત નર ત્યારે ૧૨
અરે હવે હરિ ગમન કરન્તા, ટાલી રાય યુધિષ્ઠિર-ચિન્તા,
હસ્તિનાપુરય વસ્યા બહુ માસ, હરવા શોક સુહૃદના પાશ ૧૩
સમનો સ્નેહ સુભદ્રા ભગિની, શીતલ કીધો સહૂનો અગ્નિ.
માગી શીખ સહૂની પાશ 'પ્રભુજી' પધારો,' ઇમ કહે દાસ. ૧૪
ભેટયા ભૂપત્ય ને ભગવાન, પ્રણમ્યા રાય યુધિષ્ઠિર માન.
કો ભેટયા, કો નમતા હેઠા રથને ઊપરય આવી બેઠા. ૧૫
દ્રુપદી સાર સુભદ્રા કુન્તા, ઉત્તરા ગાન્ધારી બહુચિન્તા,
ધૃતરાષ્ટ્ર ને યુયુત્સવ એવ, ગૌત્તમ ને નકુલ સહદેવ, ૧૬
ભીમ ને ધૌમ્ય તથા બહુ નારી, હરિનો વિરહ સહે નહિ ભારી.
વિદુર નિરપે વિષ્ણુ-વિયોગ મનમા મોહ, ન ભાવે ભોગ. ૧૭

---

૯. b ધુરન્ધર ૧૦. c અનાદા નીચે ૧૨. a ભૂખને ત્યાજે

હરિજન સઙ્ગમથી સુખ થાય. વિષયાસઙ્ગ-દુઃખ મૂકાય;
સુણતા જેહનો યશ-મહિમાય, પણ્ડિત પુરષે તે ન તજાય. ૧૮
યશ-ગુણ એકવશ સાંભળતા, હરિજન સઙ્ગ ન ત્યજે વળતા,
એહવા હરિમાં સોંપી મત્ય. પાણ્ડવ વિરહે સહે કયમ સત્ય? ૧૯
દર્શન સ્પર્શન વચન વિલાસ, ભોજન આસન શયન સુહાસ,
જેશું નિશદિન નાના ભોગ, તેહનો સ્હે કયમ ભૂપ વિયોગ? ૨૦
મૂકી દીધા નેત્ર-નિમેષે; મહ઼દ્રા પરમેશ્વરને પેખે,
ચિત્ત ચતુર્ભુજ પાછળ્ય ચાલ્યા, પ્રેમનિ પાશ્ય પડ્યા હરિ-વાહલા. ૨૧
લોચન નારાયણશું જોડે; ઇતઉત કારણ્ય કરવા દોડે:
ગોવિન્દ઼ ઘેરથકી ચાલ્યા જ્યાહરે, બાન્ધવ અબળા ઊઠયા ત્યાહરે. ૨૨
નેહે નયન ભરી ભરી આવે; નારી લોચન માંહ્ય શમાવે.
લોચન-ગલણ અમઙ્ગલ જાણે: અબળા અન્તર હરિને આણે. ૨૩
શઙ્ખ મૃદઙ્ગ નફેરી વાજે; વેણુ, ઢોલ નિ ગોમુખ ગાજે.
ઝાંઝ નગારા ઘણ્ટા ધમકે; યાદવ જાતા દુન્દુભિ દમકે. ૨૪
મન્દિર-શિખર ચઢી કુરુ-નારી, જોવા મોહનરૂપ મુરારિ.
હરિને કુઙ્કુમ વધાવી હરખે, હેત-સમેત સઙ્કોચી નિરખે. ૨૫
હરિને છત્ર ધર્યૂં અર્જુન, જેહને શ્રીહરિ તન-મન-ધન.
ડાંડી રત્નજડી બહુમૂલ્ય; ફરતી મુક્તાફલની ઝૂલ્ય. ૨૬
ઉજ્જ્વલ છત્ર હરિશિર સોહિએ. સુરિનર મુનિવરના મન મોહિએ.
ઉદ્ધવ સાત્વિકિ ચામ્મર માહલે, હરિને ચમર કરન્તા ચાલે. ૨૭
કોમલ કુસુમે કૃષ્ણ વધાવે. મધુપતિ માર્ગ-મધ્યે ભાવે.
જ્યહાં ત્યહાં બ્રાહ્મણ આશિષ ભણતા; તેહ સહ શ્રવણે તા સુણતા. ૨૮
સગુણપણે સહ આશિષ સાચી, નિર્ગુણ રૂપ નિહાલ્યે કાચી.
ઉત્તમ-શ્લોકમથી મતિ સારી, કૌરવપુરની સુન્દર નારી; ૨૯

---

૨૨. લે. ઉત્સુક

તેહ્નને થાય પરસ્પર વાદ, ઉપનિષદથી વિશદ સુનાદ.
નિરખી વિસ્મય પામી મન્ય, મખીશું કોય સખી કહે અન્ય- ૩૦
' આદિ હતો પુરુષ પુરાણ, તે આ પ્રત્યક્ષ સારિંગપાણ્ય.
ગોવ્યન્દ ગુણથી પેહ્લો હતો, આતમ પરપઞ્ચ પાખ્ય અછૂતો. ૩૧
પ્રલયસમે હરિ એકજ હતા, સઘળા જીવ પ્રભુમા સૂતા.
શક્તિ જીવ તણી તા જેહ, ત્યાહ્‌રે સૂતી હતી તેહ. ૩૨
તે આ અક્ષર-રૂપજ ધરતો, પુનરપિ પ્રકૃતિને અનુસરતો.
પ્રકૃતિ કાલ-શક્તિયે પ્રેરી, સૃષ્ટિ કરેવા હરિયે હેરી. ૩૩
જે નિજ અંશે સરવે જીવ, તેહ્નને ધરતી મોહ અતીવ.
કીધો સૃષ્ટિ તણો સંયોગ, જીવને કરવા નાના ભોગ. ૩૪
પૂર્વે નામ-રૂપ નહિ જેહ્નને, કીધા નામરૂપ હરિ તેહ્નને.
જીવને કરમ કરેવા ભેદ, જેણે કીધા ત્યાહ્‌રે વેદ, ૩૫
તે આ ઈશ્વર આપ અનૂપ, પણ્ડિત પેખે જેહ્નનૂ રૂપ,
કરતા રોધન-પ્રાણ-અપાન, ભક્તિ-શોધિત બુદ્ધિ મહાન. ૩૬
જેહ્‌વૂ આ હરિ મનને શોધે, તેહ્‌વૂં યોગે પણ્ય નવ્ય રોધે.
વેદ વિશે જે ગુહ્ય વિચાર, ગુહ્ય તણા મુનિ જાણનહાર; ૩૭
ત્યેણે સત્ય કથા કહી એહ્નની. નિગમે ગુહ્ય કથા છે તેહ્નની.
લીના કરતા હરતા ભરતા, જે હરિ ઈશ્વર એક અકરતા, ૩૮
એહ્‌વા ઈશ્વર બ્રહ્માકાર, તેણે શીદ ધરચા અવતાર ?
જ્યાહ્‌રે ભૂપ થયા અજ્ઞાની, પોખે પ્રાણ અધર્મે માની, ૩૯
ત્યારે મર્યાદા કરી કરતા; શુદ્ધસ્વરૂપી રૂપજ ધરતા;
અદ્દ્‌ભુત ઈશ્વરતા હરિ ધરતા; સત્ય પ્રતિજ્ઞા પણ્ય અનુસરતા. ૪૦
નિજ ઉપદેશે યથારથ પરમ, ભક્ત-કૃપા તે અદ્દ્‌ભુત કર્મ.
યુગયુગ અવતારે ભગવાન, એટલા પ્રગટ કરે ગુણવાન. ૪૧
સખી! અતિ ઉત્તમ યદુકુલ જાણો ; મથુરા પરમ પવિત્ર પ્રમાણો;
જ્યહા આ પુરુષોત્તમ હરિ જન્મ્યા, પદ્માના પ્રિય પોતે અજન્મ્યા.૪૨

---

૩૦ b વિષમ.

જ્હો નિજ પદ-પંકજગત્ય દીધી, પૃથ્વી કેરી પૂજા કીધી.
અહો એ આશ્ચર્ય-વાત અગાધી, દ્વારિકા સ્વર્ગ થકી પણ્ય વાધી; ૪૩
સ્વર્ગ તણું યશ છત્યું સાર, એથી નીચું દિવ નિરધાર.
પૃથ્વી-પુણ્ય પરમ પરકાશ્યૂં, જેહ્‌માં દ્વારામતી પુર વાસ્યૂં. ૪૪
પુરના લોક નિહાલે વ્યક્ત, નિજપતિ-હાસ-અનુગ્રહ યુક્ત.
એહ્‌થ્યં કરગ્રહણ કીધૂં જેણી, મ્હાતપ પુણ્ય કીધૂં સ્ત્રી તેણી. ૪૫
વ્રત ને સ્નાનથ્યં પાવક પોખ્યા, એમ કરી (આ) ઇશ્વર સન્તોખ્યા.
એહ્‌ના પુણ્ય તણો નહિ પાર, પીતાં હરિ-અધરામૃત સાર. ૪૬
વ્રજની યુવતી જેહ્‌મા મોહી, હરિમા તન-મન-ધન આરોહી,
તેથ્યં રમતી વારંવ્વારય; ધન્ય, ધન્ય, નારાયણની નારય. ૪૭
જે વલી છતી લીધી નારય, સાર સ્વયંવ્વરમા નિરધાર,
રણમા બલિયા છત્યા યોધ, જે શિશુપાલ પ્રભૃતિ સવિરોધ. ૪૮
રુક્મિણી યુવતી ઘરસત્ર; પ્રદ્યુમ્ન સામ્બ સમ જેહ્‌ને પુત્ર;
વલી જે નરકાસુરને મારી, લ્યાવ્યા સોલ સહસ્ર શત નારી, ૪૯
તે સ્ત્રી સહ અવનાર સુહાવે, જેહ્‌ને પાસે ઇશ્વર આવે.
જેહ્‌ને વશ છે આ સંસાર, તે પ્રભુ પરવશ્ય કીધા નારય, ૫૦
જેહ્‌ના મન્દિરથી નિરધાર, પુષ્કરલોચન ન જતો બાહ્‌રય.
અમના અન્તગ્રણતી પણ વસતો, આનન્દમૂર્તિ આપે હસતો. ૫૧
હરિજન કેરૂં સુકૃત જેહ, કારણ કોય ન જાણે તેહ.'
એ વિધ ઉચ્ચરતી પુરનારી, તે સવિ સુણતા કર્ણ્ય મુરારિ. ૫૨
હાસ નિરીક્ષણ હરિયે નિરખી. યાદવ જાતા યુવતી હરખી.
અજાતશત્રુ યુધિષ્ઠિર રાય, પરથી આશઙ્કયો મન માંહ્ય, ૫૩
હરિના રક્ષણ અર્થે આણી, પ્રેરી સેના ત્યાં ચતુરઙ્ગી.
પાંણ્ડવ પ્રેહાતુર બોલાવ્યા; દૂર લગી તે પાછલ્ય આવ્યા. ૫૪

---

૪૩. a. જ્યાં નિજ પગની પંગત. ૫૨ b હરિનારીનૂં. ૫૪ d ખ માં થી.

હરિયે હેત-સમેત નૃપ વાલ્યા; નિજ પુર-મારગ્ય બાન્ધવ ચાલ્યા.
કુરુ-જાઁગલને વલી પાઞ્ચાલ, શૂરસેન-યામુન દેશ વિશાલ, ૫૫
બ્રહ્માવર્ત તથા કુરુક્ષેત્ર, મચ્છ ને સારસ્વત લખી નેત્ર (?)
મૂકી મરુસ્થલી જલહીણુ, મૂક્યો ધન્વદેશ જલખીણુ. ૫૬
સૌવીર દેશ અને આભીર, મૂકી ચાલ્યા યાદવ-વીર.
આવ્યા આનર્તકમા જ્યાહ્રે, કાઇક વાહન થાક્યા ત્યાહ્રે. ૫૭
આનર્તક પોતાનો દેશ, દ્વારાવતીને પાસે એષ.
તે તે દેશ તણા નૃપ નેટ, પૂજ્યા પરમેશ્વરને ભેટચ. ૫૮
પશ્ચિમ દેશ અપરાહ્ણ પ્રવેશ, એહ્વે પામ્યો અસ્ત દિનેશ.
**ઇતિ ભાગવત-પ્રથમ સ્કન્ધ, જેહ્મા કૃષ્ણ-પ્રયાણ-સમન્ધ,**
**રત્ન કહે, કરી યત્ને કીધ, જેહ્ના છત્રીશ શ્લોક પ્રસિદ્ધ.** ૫૯
૬૧૭

**इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धे [ कृष्णद्वारिकाप्रयाणं नाम ] दशमोऽध्यायः ॥१०॥**

---

## એકાદશ અધ્યાય

**सपदि हास्तिनपत्तनतो हरिर्यदुभिरेव जगाम कुशस्थलीम् ।**
**राजपुरीप्रमदास्तुतसादरः स भवताद् भवतापनिवारकः ॥१॥**

આનર્તભૂપ પ્રણમ્યા પરેશ, સર્વે મ્યલી બન્ધુ પુરી-પ્રવેશ.
શોભા કહી યાદવ-ઇન્દ્ર કેરી, એકાદશે એહ કથા ઘણેરી. ૨

**सूत उवाच** **[ રાગ આશાવરી ]**

સૂત કહે, સુણ્ય શૌનક મુનિવર ! યદુવર નગર પધારે રે.
પુરવાસી ઉત્સવ ઉલ્લમતા, [હમતા] સદન સમારે રે. ૩

---

૫૫ a હેતસહિત વાલ્યા. b બાંધવ ચાલ્યા. c. આમાં નથી
૫૬. c મારુઆદય. ૧ c. स्तुति d. स भवतापनिवारकतारक ૨ d. અધેરી.

ઊંચા દણ્ડ પ્રચણ્ડ ધ્વજાગણ, તોરણ બાહ્રચ વિરાજે રે.
ઝલહલતા પાવક વિન બલતા રત્ન-[દીપ] બહુ છાજે રે. ૪
આનર્તકમા આવ્યા હરિ પોતાને જૂને દેશ રે.
શઙ્ખ વગાડ્યે હરિયે તેના સઘ શમાવ્યા ક્લેશ રે. ૫

ઉજ્જ્વલ શઙ્ખ અધરને સઙ્ગે રાતે રઙ્ગે લોભે રે;
કોમલ કમલ સરીખા કરના સમ્પુટ-મધ્યે શોભે રે. ૬
હરિકરસમ્પુટ શઙ્ખ વિરાજે, શોભા પરમ પ્રશંસ રે;
કમલ તણે વન ઊભો જાણ્યે નાદ કરે કલહંસ રે. ૭

શઙ્ખ તણો તે શબ્દ સુણી જે ભયને ભય ઊપજાવે રે.
દર્શનલોભી લોક સહૂ શ્રીહરિને સાહ્મું આવે રે. ૮
(તે) નરહરિને નર આદર સાથ્યે ભેટય ભલેરી અર્પે રે,
સૂરયને જ્યમ દીપક કેરી, આરાર્તિક કરી તર્પે રે. ૯
આતમારામ નિ પૂરણકામજ નિજ લાભે આનન્દે રે,
તોહે પણ્ય જે ભેટ ભગતની ગ્રેહ્તા માદવચન્દ રે. ૧૦
વદનકમલ પ્રેમે પરકાસ્યાં, હરખે ગદગદ વાણી રે,
પિતા પ્રત્યે જિમ નિજ બાલક, પ્રજા વદે ઇમ વાણી રે: ૧૧
'નાથ! તમારા પદપઙ્કજને અમ્યો નમૂં આનન્દે રે.
બ્રહ્મા શનકાદિક ને સુરપતિ, નિત્યે જેહ્‌ને વન્દે રે. ૧૨
પરમ શરણ પૂરુષ જે કોઇ ઈછે અતિ કલ્યાણ રે;
બ્રહ્માદિકનો ભયકારી જ્યાંહાં, કાલ તણૂં નહિ પ્રાણ રે. ૧૩
(હે) વિશ્વતણા ભાવન! તૂં અમને વૈભવ આપ્ય અપાર રે.
તમ્યો અમારાં માતપિતા છો, સુહૃદ પતિ નિરધાર રે. ૧૪
તમ્યો અમારા સદ્‌ગુરુ, સ્વામી! પરમ દેવતા સત્ય રે.
ઈશ! તમારો આશ્રય પામી, અમ્યો થયાં કૃતકૃત્ય રે. ૧૫
અહો અમ્યો તાં તમ્યો વડે જે સનાથ થ્યાં છૂં, સ્વામી રે!
ત્રણ્યે લોકને દર્શન દુર્લભ, દેવ! તમારૂં પામી રે. ૧૬

હેતહસિત પૈ સર્વ વિલોકન, વદન વિરાજિત રૂપ રે,
અઙ્ગ અઙ્ગથી શોભા સુન્દર, નિરખૂં રૂપ અનૂપ રે. ૧૭
(હે) અમ્બુજલોચન! અમને મૂકી, તમ્યો પધારચા સાર રે.
હસ્તિનાપુર કે મથુરા ચાલ્યા; તે દુઃખનો નહિ પાર રે. ૧૮
એક ક્ષણ વીત્યો તે અમને, કોટિ વરસ સમ મોટો રે.
[સૂરય વિન-જ્યમ લોચનનો વ્યાપાર-સકલ તે ખોટો રે.] ૧૯
નાથ! અમ્યો કેયમ જીવૂં જ્યાહરે અમ્યો ત્યજ્યા, બહુ દિન રે?
ટાલન-તાપ તમારૂ સારૂ, નિરખ્યા પાખ વદન રે. ૨૦
સુન્દર-હાસ્ય નિ શોભામન્દિર વદન મનોહર તાહરૂં રે.
તે આ મુખ નિરખ્યા પાખે કેમ ધીરજ રહે અમારે રે. ૨૨
મધુ-ભોજાન્ધ-દશાર્હ-કુકુર ને વૃષ્ણિ યાદવ તેહ રે;
નાગે જ્યમ ભોગવતા રાખી, ત્યમ પુર રાખ્યૂં જેહ રે. ૨૩
સકલ ઋતુમા સકલ કુસુમ ફલ, તરુઅર આશ્રમ ફલતાં રે.
લતા તણા મણ્ડપ-મધ્ય શોભે સરવર શીતલ-જલતા રે. ૨૪
ઉપવન ને ઉદ્યાન ઘણા; આરામ રમ્યાના ઠામ રે.
કમલ તણા અઙ્કુર મન લોભે; શોભે પરમ અભિરામ રે. ૨૫
પુરની પોલ્યે, મન્દિર-ઓચ્ચે તોરણ લોક નિહાલે રે.
ધ્વજા પતાકા મારગ્ય જાતાં, અન્તર-આતપ ટાલે રે. ૨૬
મોટા મારગ ચૌટા કેરા સમ્માર્જનીયે વારી રે,
શેરી હાટ હટેરી કેરી શોભા આગળ સારી રે. ૨૭
સઘલે છાંટચા ઉદક સુગન્ધી; આવે ઉત્તમ વાસ રે,
ફલ ને ફૂલ નવાઙ્કુર કોમલ ચવકે જ્યાહરે પાશ રે. ૨૮
અતિ વલ્લભ આવતા સુણીને, મહામના વસુદેવ રે,
ઉગ્રસેન ને અક્રૂર, બલી અદ્ભુત-પ્રાક્રમ એવ રે, ૨૯
ચારુદેષ્ણ, પ્રદ્યુમ્ન, જામ્બવતી-સુત સામ્બ જે કહાવે રે,
શયનાસન-ભોજન ત્યજી હરખે, હરિને સન્મુખ આવે રે. ૩૦

---

૨૭. b સમ્માર્જિત જે બારી

હસ્તી એક સબલ શણગારી, આગલ્ય કીધો સાર રે.
બ્રાહ્મણ વેદ ભણે બહુ મઙ્ગલ આશીર્વાદ અપાર રે. ૩૧
શઙ્ખશબ્દ નાનાવિધિ વાજાં, મન્ત્ર-પાઠ પણ્ય થાય રે.
એ વિધિ યાદવ કેરા યોદ્ધા, હરિને સાહ્મા જાય રે. ૩૨
રથ ઊપરથ બેશીને જાતા, સ્નેહે સત્વર થાતા રે;
નટ, નર્તક, ગાન્ધર્વ ને બન્દી, માગધ, સૂત પલાતા રે. ૩૩
ગુણિકા કોય જતી રથ્ય બેશી, હિત હરિ-દર્શન-લોભા રે;
કુણ્ડલ ચપલ કપોલ વિરાજે, વદન અનોપમ શોભા રે. ૩૪
ઉત્તમ શ્લોક તણા અતિ ઉત્તમ, કરતાં ચરિત્ર-ગાન રે.
યથાયોગ્ય બાન્ધવ બીજાને, માધવ દેતા માન રે. ૩૫
કોય કને શિર નામે શ્રીહરિ, આલિઙ્ગન, કર સ્પર્શી રે;
કોહ્નને ત્યા પરણામ કરે ને હશી નિહાલે હર્ષી રે. ૩૬
શ્વપચ-આદ્ય સૌ કોહ્નને એ વિધ્ય, આશ્વાસન હરિ કરતા રે.
યથાયોગ્ય માગ્યા વર આપી, લોક તણા દુઃખ હરતા રે. ૩૭
વલતા પોતે ગુરુ-વનિતા-સુત, વિપ્ર વૃદ્ધની સાથ્ય રે,
આશીર્વાદ ભણે બન્દીજન, પુરમાં પેસે નાથ રે. ૩૮
રાજપથે શ્રીકૃષ્ણ પધારયા; કનકનગરની અબલા રે
ઘરને શિખર ચઢી હરિ નિરખે મહત-મનોરથ-સબલા રે. ૩૯
નિત્ય નિરીક્ષણ કરતાં યદ્યપિ, પુરવાસી હરિ-અઙ્ગ રે,
તોહે તૃપ્તિ ન પામે લોચન, સુન્દર શોભા સઙ્ગ રે. ૪૦
જે હરિ કેરૂં હૃદય કહાવે, કમલા કેરૂં સદન રે,
લોચનની સુન્દરતા અમૃત-પાન-પાત્ર જેહ્નવૂં વદન રે. ૪૧
જેહ્નના ચ્યાહ્નરે કરને મધ્યે, દશ દિક્પાલ નિવાસી રે;
જેહ્નના પદપઙ્કજ-રેજ-મધ્યે, કરતા ભક્ત વિલાસ રે. ૪૨
ઉજ્જ્વલ છત્ર વિરાજે હરિ-શિર, સૂરય-મણ્ડલ સરખૂં રે.
શ્વેત ચમર બે ભમરે ફરતાં, શશિમણ્ડલ ત્યાં પરખૂં રે. ૪૩

ઊપરથ કુસુમ વડે પથરાતા, જાણે ઉજ્જ્વળ તારા રે.
પીતામ્બર પેરચા પરમેશ્વર વિદ્યુત સરખા સારાં રે. ૪૪
ઇન્દ્રધનુષ સરખી વનમાલા, પોતે તન–ઘનશ્યામ રે;
એહવી ઉપમા સંયુત શોભે, મેઘશ્યામ અભિરામ રે. ૪૫
મન્દિર પેઠા મૌ માતાને, મિલ્યા કૃતનમસ્કાર રે.
અષ્ટાદશ માતા માધવને, વસુદેવની નારય રે; ૪૬
(તે) માતાયે આલિઙ્ગી ઊછઙ્ગ આરોપ્યો તન રે.
પુત્ર તણે પ્રેમે કરી ઝરતા, પય ઊભરાતા સ્તન રે. ૪૭
હરખે આકુલ અન્તઃકરણે આનન્દ આંખ્યો મીંચે રે,
હરખાશ્રુત–જલ ભરતી જનુની, શામલિયાને સીંચે રે. ૪૮
વલતા સુન્દરજી મન્દિરમા, આવ્યા શ્રીઅવિનાશ રે;
સકલ–કામ–સમ્પૂરણ મન્દિર, કોમલ કમલાવાસ રે. ૪૯
સોલ સહસ્ર અષ્ટોત્તર શત અન્તઃપુર–આગાર રે.
એક ચોક ને અલગા મન્દિર, આવ્યા જગદાધાર રે. ૫૦
પતિ પરદેશ વશી ઘિરચ આવ્યા, અવલોકીને અબલા રે,
પ્રગટ થયા તે પદ્મિનીયોને, મને મહોત્સવ સબલા રે. ૫૧
દૂર થકી દેખીને ઊઠી સહસા આસન મૂકી રે,
અન્તઃકરણ થકી પણ ઊઠી, વિરહ તણું વ્રત ચૂકી રે. ૫૨
લાજ–ભરચા લોચનને નામી, પામી પરમાનન્દ રે;
લીધું વ્રત મૂક્યૂં માનુનીયે, જોતા યાદવચન્દ રે. ૫૩
"ક્રીડાકારણ દેહ–સમારણ, પરઘરે મઙ્ગલ ગાવા રે,
હસવું ને વલી પરઘર વસવૂં, નાનાવિધિના ભાવા રે.' ૫૪
જેહના સ્વામી ઘેરચ નહીં, તે એટલું ન કરે નારી રે.
હરિવિરહે હતી તે સઘલી, 'સુન્દરી એ વ્રતધારી રે. ૫૫
દીઠા પેહલી દયિતા કરતી મર્ન–પરિરમ્ભણ અલગી રે.
પુત્ર તણે રૂપે કરી વલતી, પતિને કણ્ઠે વલગી રે.. ૫૬

દર્શન, ઇન્દ્રિય-આલિંગન ને અન્તે ભેટ-શરીર રે,
લાજે નમતા લોચનમાંથી, વહેતાં આનન્દનીર રે. ૫૭
યદ્યપિ યદુપતિ પાસે આવ્યા, અને વલી એકાન્ત રે,
તથાપિ તરુણીજનને ભાસે હરિપદ નવનવ ભાત રે. ૫૮
ઘડી ઘડીયે ગોવ્યન્દ-પદથી કોણ વિરામી ચૂકે રે,
સગલ ચપલ પણ્ય જે પદને નવિ કદાપિ કમલા મૂકે રે? ૫૯
એ રીત્યે ભૂભાર યતા, ભૂપતિનો કીધો નાશ રે,
અક્ષોહણી-ધણી જે જે વાધ્યા, નરપતિ તેજ-પ્રકાશ રે. ૬૦
માહોમાહે વેર વધારી, મારી વિષ્ણુ વિરમ્યા રે.
આયુધ વિન અલગા રહી મારયા, આપે આનન્દ પામ્યા રે. ૬૧
(જ્યમ) પવન પ્રકાશ કરે છે અગ્નિ, વંશ થકી વન માહે રે,
બાલી વન પરજાલી વિરમે, તે ગતિ હરિની ત્યાહે રે. ૬૨
તે હરિ આ નરલોક વિશે અવતાર ધરયો કરી માયા રે,
સુન્દર સુન્દરી-વૃન્દ વિશે રમતા જ્યમ પ્રાકૃત કાયા રે. ૬૩
જે યુવતીના ભાવ જણાવણ, સુન્દર હાસ્ય વિલાસ રે,
લાજસહિત અવલોકન એથી, પ્રગટ્યો મદન પ્રકાશ રે, ૬૪
તે મદને ને તે માનુનીયે મોહ્યા શ્રીમ્હાદેવ રે;
લાજ્યા શમ્ભુ પિનાક ત્યજીને, વિચરયા વનમા એવ રે; ૬૫
તે તરુણી ગોવ્યન્દની ઘરણી, હાસ્યવિલાસે માતી રે,
માધવને મન્ય મોહ ધરેવા, કોય ન સમરથ થાતી રે. ૬૬
એહવા આપ અસઙ્ગી હરિને, લોક કહે છે સઙ્ગી રે.
પોતાને પરમાણે હરિને નર જાણે જડ-અઙ્ગી રે. ૬૭
ઈશ્વરની ઈશ્વરતા જોજ્યો, મોટો મહિમા વાધ્યો રે:
પ્રકૃતિ માહ્ય રહ્યો પણ પ્રકૃતિ તણે ગુણે નવ્ય બાધ્યો રે. ૬૮
જ્યમ આત્મગુણ-મધ્યે રહી બુદ્ધિ, આતમગુણ નવ્ય આવે રે,
માયા-મધ્યે રહીને અનગો, કેશવની ગતિ કહાવે રે. ૬૯

---

૬૭. b. લહે છે

પોતાની પત્ની નવ્ય જાણે, હરિને પૂરણકામ રે.
મૂઢમતિ અમથા ચીતવતી, 'આપણને વશ્ય શ્યામ રે.' ૭૦
પણ્ય પરમાણુ ન જાણે પતિનૂં; ઈશ્વર-ભાવ ન આણે રે.
અહમ્મતિ આતમને ન લહે, ત્યમ તે નારય પ્રમાણે રે. ૭૧
ઇતિ ભાગવત-પ્રથમસ્કન્ધે; એકાદશ અધ્યાય રે,
હસ્તિનાપુરથી કૃષ્ણ પધારચા, કનકપુરી એ માહ્ય રે, ૭૨
જે અધ્યામા શ્લોક થયા છે ચાલીશ ને એક ઊણા રે,
રત્ન કહે યત્ને કરી કીધા, ત્રોહ્તેર પદ સુવિત્રર્ણા રે. ૭૩
૯૯૦

**इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धे श्रीकृष्णचरित-वर्णनं नामैकादशोऽध्यायः ॥ ११ ॥**

---

## દ્વાદશ અધ્યાય

**आनर्तकक्लेशहरः सुधन्यः पुरीं विशन् वादितपाञ्चजन्यः।**
**द्वारावतीवासिजनाभ्युपेतो हेतुः श्रियः पातु पती रमायाः॥१॥**

કહ્યું પૂર્વ જે જે કથાને પ્રસઙ્ગે, ત્યહા દ્રોણના પુત્રને માન-ભઙ્ગે;
ફરી બાગ માહે પરીક્ષિત્ પ્રકાશે. કથા તે કહી પાણ્ડવી પુણ્ય વ્યાસે. ૨
સૂતે કહ્યૂ સપ્તમ-મધ્ય મર્મ રાજા તણા જન્મ સમન્ધ કર્મ.
સંસ્થા કહૂં પાણ્ડવનીતિહાસ. એણે મિષે કૃષ્ણકથા-પ્રકાશ. ૩
પ્રસઙ્ગથી પાણ્ડવની પ્રતિષ્ઠા, સૂતે કહી સપ્તમથી વિશિષ્ટા.
હવે ઉપોદ્ઘાત તણો નુવાદઃ પૂછે કથા શૌનક પ્રશ્ન આદ્ય. ૪

**शौनक उवाच—** [ રાગ રામગ્રી ]
અશ્વત્થામા મેહ્યૂં અસ્ત્રજી, જલહલે જ્યોત્યે બ્રહ્માઅસ્ત્રજી.
હણિયો ઉત્તરા-ગર્ભજ રીસેજી, ફરી જીવાડ્યો તે કયમ ઈશજી ? ૫

૩. d પરીક્ષતના જન્મનો એષ કર્મ. અ. પરીક્ષિતો જન્મ કહીસ પર્મ. બ. ૪. c ત્યજ્યો અ-બ. ૫. ધનાશ્રી. બ

પરીક્ષિત-જન્મ ને કર્માચરણજી, જે વિધિ વનતો પામ્યો મરણજી;
મરણ પછે એનો શો નિસ્તારજી ? મહામનિ[1] મુઝને કહો વિસ્તારજી. ૬

ઢાલ—વિસ્તાર તે મુઝને કહો, સુણવા મનોરથ જેહ;
ફરી અનુગ્રહ કેરવા ઘટે તો, કહો અમને તેહ. ૭
અમ્યો શ્રદ્ધાવાન છું. તું કહે હરિ-આચરણ.
ગોપ્ય-હરિનું જ્ઞાન સુણવા, ઘણું અન્તઃકરણ. ૮

(હવે) કહે નિઃસ્પૃહ નરાધિપને, પુત્ર પ્રગટ્યા જેહ ?
શ્રીકૃષ્ણજીનો અનુગ્રહ. ભક્તિનો મહિમા તેહ. ૯

सूत उवाच—

(હવે) ધર્મરાજા પ્રજા પાલે, પિતાવત સુખ શરણ્ય;
કાંઇ ન ઇછે કામના, શ્યામના સેવે ચરણ. ૧૦

સમ્પદા-સુખ લગ્ન નહિ ને, યજ્ઞનું નહિ મન.
વિપ્રપૂજા ગર્વવર્જિત ભજે નૃપ ભગવાન. ૧૧

પટરાણી, અનુજ મહાભુજઃ મહિમા તણો નહિ ગર્વ.
રાજ્ય જમ્બૂદ્વીપનું તૃણ-તુલ્ય ગણતો સર્વ. ૧૨
ઉપાર્જના અધિકી થઈ, ને વિસ્તર્યું યશ સ્વર્ગ.
રાજાને અભિમાન નહિ. મત્ય ઇછતો અપવર્ગ. ૧૩

તે દેવ-દુર્લભ-વિષય સઘળા વિશે પ્રીત્ય ન થાય.
આનન્દકન્દ-મુકુન્દ-મધ્યે, ચિત્ત સોપ્યું રાય. ૧૪
જ્યમ ક્ષુધાતુરને અન્નવિન, એકે ન ભાવે ભોગ,
ત્યમ વિષયમાનસવર્જ્યું, ભૂપતિ ભજે ભક્તિ-યોગ ૧૫

(હવે) સુણો શૌનક પરીક્ષિતના, જન્મનો વિસ્તાર.
ઉત્તરાના ગર્ભમાં શિશુ હુતો, પરીક્ષિત રાય. ૧૬
સબલ બળતે બાલ ત્યહાં, બ્રહ્માસ્ત્ર તેજ-પ્રકાશ.
તે સમે કોઇક પુરુષને, દેખવા લાગ્યો પાશ. ૧૭

અઙ્ગુષ્ઠમાત્ર સુગાત્ર, શોભા-ગાત્ર સુન્દર વેશ.
તડિત અમ્બર કનકમણ્ડિત, મુકુટ મસ્તક દેશ ૧૮

આજાનુદીરઘ ચતુર્ભુજ, શોભાયમાન મહાન
સદ્ય શોભિત કનકકુણ્ડલ, રક્તલોચન-વાન ૧૯
ગદા ધરી ફરતો ફરે, પોતા તણે ર્‌હો પાશ.
અવલોકતા આનન્દ પામ્યો, પરીક્ષિત પરકાશ. ૨૦

પરીક્ષિત-પાછસ્ય ફરે, જલહલે વિદ્યુત-કાર,
ગદા કરને ફેરવે, ફેરવે વારમ્વાર. ૨૧
અસ્ત્ર કેરી અગ્નિ ટાલી, ગદાયે ગોપાલ,
યથા સૂરજ્ય શીતને, મિથ્યા કરે તત્કાલ ૨૨
'ઇમ અસ્ત્રદ્યુતિને દૂરિ કરતો, અને ફરતો પાશ,
આ કોણ એ હિતેચ્છી ?' ઇમ ક્‌હે પરીક્ષિત હરિદાસ. ૨૩

ઇમ તાપ ટાલી અમેયાતમ, ધર્મધર ભગવાન,
દશ માસ સૂધી દેખતા, પછિ થયા અન્તર્ધાન ૨૪
ભક્તની રક્ષા કરીને, મહા સમરથ શ્યામ,
ઉદરમાના ઉદરમા, આથમ્યા અન્તર્યામ્ય ૨૫
(હવે) સકલગુણસમ્પન્ન સમયે, ભાગ્યનો ભણ્ડાર,
સકલ ગ્રહ સન્મુખ, પરીક્ષિત જાપનો સુકુમાર. ૨૬

પાણ્ડુ નૃપનો અંશ ઉદિયો, વંશનો ધરનાર
તેજ જોતે પાણ્ડુ પોતે, પ્રગટતા આકાર. ૨૭
પ્રસન્ન-મન રાજન્ન, તનનું કરે જાતક-કર્મ,
કૃપાચારજ્ય ધૌમ્ય-આદિક ગર્ગ ને રા ધર્મ. ૨૮
કરાવી સુત-જાત કારજ્ય, સ્વસ્તિવાચન સાર,
દાન દિયિ રાજન્ન દ્વિજને, યુધિષ્ઠિર દાતાર. ૨૯

---

- ૨૩. c આ કોણ, એવૂ વિચારે, ત્યારે ૨૬. c d °સમે, ઉપન્યો જન સુકુમાર ૨૮. તો. કરે તે રાજધર્મ

કનક, ધરણી ધેનુ આપે, ગામના દિયે દાન.
ગજરાજ ઘોડા નહીં થોડા, આપતો ગજાન. ૩૦
પુત્ર-ઉત્પત્તિ-પુન્યકાલે, અતુલ્ય આપે દાન.
ધર્મ કર્મ વિચાર જાણે, યુધિષ્ઠિર રાજાન. ૩૧
નાલ છેદ્યા થકા પેહલા, પ્રથમ સૂતક નોહ્ય.
તે માટ્ય દ્વિજને ત્યાહ્‍ર પેહલૂ, દાન આપે સોય. ૩૨
પુત્રજાતે-વ્યતિપાતે કહ્યૂ અક્ષય દાન.
પિતૃ-દેવતા ઘિરચ પધારયા તે જાણતો રાજાન ૩૩
સકલ બ્રાહ્મણ તે સમે સન્તોષ પામ્યા જાણ્ય
પગે નમતા નરાધિપતિ પ્રત્યે બોલ્યા વાણ્ય ૩૪
"(હે) યુધિષ્ઠિર ! આ પુત્ર કૌરવ-પ્રજા-તન્તુ માહ્ય,
ઊપનો નિધિ રૂપનો, ભાવતો ભૂપતિ આહ્ય. ૩૫
તનુજ કૌરવ કુલ તણો, અતિ શુદ્ધ જે આ બાલ,
દુર્નિવાર દૈવે પ્રગટ કીધો હતું વિઘ્ન કરાલ. ૩૬
તાહ્‍રા અનુગ્રહિ વિષ્ણુયે એ રાખ્યુ તન જે માટ્ય,
વિષ્ણુરાત કહિય થશિ, એ નામ તા તે માટ્ય. ૩૭
ભક્ત વિશિ શિરોમણ્ય થશે, ભૂપત્ય-મધ્યે એહ
લોકમા કીરત્ય ઘણી, પામશે નિ સન્દેહ. ૩૮
ભગવાનજીનો ભક્ત થાશે," સુણી એહવૂં ભૂપ,
યુધિષ્ઠિર તે વિપ્રને પૂછતો સુતનૂં રૂપઃ ૩૯

राजोवाच—

"અમારા કુલમા હવા જે સત્યવન્ત ભૂપાલ,
તેહને અનુસરશે, કહો, દ્વિજ! અમારો આ બાલ?" ૪૦
જવ પરીક્ષિતની પરીક્ષા પૂછી યુધિષ્ઠિર રાય,
તવ વિપ્ર ગધવા વિચારીને, કહે છે મહિમાય· ૪૧

---

૩૧ b અવમ્

ऋषय ऊचुः—

"પાર્થ'! સુણ્ય સુતની કથા. અમ્યો યથારથ કહૂં વાણ્ય.
પ્રજાપાલક મનુસુત ઇક્ષ્વાકુ–સરખો જાણ્ય. ૪૨
વિપ્રવલ્લભતા અને સત્યપ્રતિજ્ઞાનું કામ,
બેહૂ વાતે અનુસરે (યથા) દશરથ તણો સુત રામ. ૪૩
શરણ–રક્ષણ તણો ગુણ, દાતાર–ગુણ વ્હે એહ;
ઉશીનર નૃપ, શિબિ સરખા પુત્રમા છે તેહ. ૪૪
શીંચાણાને નિજ માંસ આપી, શરણાગત સુકપોત,
રહ્ંની રક્ષા કરી તે, શિબિ કુલ–ઉદ્યોત. * ૪૫
જગનકરતા, જ્ઞાતિનો યશ–પ્રકાશક છે એહ.
ભરત સરખો જાણજો, પુત્રને નિઃસન્દેહ. ૪૬
કાર્તિકસ્વામી, પાર્થ સરખો, જાણ્ય ધનુર્ધર વીર.
હુતાશનસમ પ્રતાપી ને, સિન્ધુસમ ગમ્ભીર. ૪૭
વિકરાલ તે કેસરી સરખો, થશે બાલક એહ,
સન્ત જનને સેવવા ને હિમાચલ સમ જેહ. ૪૮
ક્ષમા ભૂમિ–સમાન રાખે, વિશેષે, રાજાન!
પ્રજાનો અપરાધ સેહશે, માત–તાત–સમાન. ૪૯
સમભાવમા બ્રહ્મા–સમો. વરદાનમા મ્હાદેવ.
શ્રીપતિ સરખો થશે સર્વનો આશ્રય એવ. ૫૦
સકલ ગુણ શમાવશે, શ્રીકૃષ્ણને અનુસાર.
સુધાર્મિક જેહ્વો જયાતિ; રન્તિદેવતુલ્ય ઉદાર. ૫૧
બલિરાજ સરખો બાલકો, એ થશે ધીરજ્યવાન.
શ્રીકૃષ્ણ–સેવાયે ગ્રહી, પ્રહ્લાદ સરખો મ્હાન. ૫૨
અશ્વમેધ અનેક કરશે, એ તનય અવશ્યમેવ.
પૂજ્યપૂજા પાલશે, વૃદ્ધની કરશે સેવ. ૫૩
રાજ–ઋષિ જનમેજયાદિક–પ્રગટકર્તા જેહ,
ઉન્માર્ગ જાતા અસજ્જનને, દણ્ડ દેશે એહ. ૫૪

ધરાતલમાં ધર્મકારણ, નિવારણ-પાખણ્ડ.
કષ્ટકારી કલિયુગને, એહ દેશે દણ્ડ. ૫૫

દ્વિજપુત્ર-પ્રેરિત તક્ષકારિથી, સુણી આતમ-મરણ,
ચરણ હરિના સેવશે; પામશે શ્રીપતિ-શરણ. ૫૬

પોતા તણા આતમપણાનું ઈછતો સતરૂપ,
વ્યાસસુત **શુકદેવનો**, સંવાદ સુણશે ભૂપ. ૫૭

અસઁરી ગઙ્ગા-તટે જૈ, મૂકશે નિજ દેહ;
થશે ચિન્મય; અભય-પદને, પામશે તાં એહ." ૫૮

ઇમ ભૂપને સુતરૂપ કહીને, ગયા બ્રાહ્મણ ઘેરય,
કુશલ જાતકકર્મમા અહી-પરમ પૂજા પેરય. ૫૯

પડ્યું તેહનું સકલ ક્ષિતિમાં '**પરીક્ષિત**' ઇતિ નામ
કરી ગર્ભમાથી પરીક્ષા, ઓલખી રાખ્યા શ્યામ. ૬૦

જન્મ પામ્યા પછી પરખે, પુરુષ-મધ્યે સોયઃ
'મેં ઉદરમા દીઠો હતો તે હોય કે આ નોહ્ય!' ૬૧

દિવસ દિવસે વાધતો અતિ શીઘ્ર અભિમન્યુ-નન્દ,
જ્યમ શુક્લપક્ષે કલા-પન્નર-યુક્ત વાધે ચન્દ્ર. ૬૨

યુધિષ્ઠિર-આદિ જનક તેહની કરન્તા પ્રતિપાલ;
કલા ચોસઠય તણા ભેદો જણાવ્યા ભૂપાલ. ૬૩

(હવે) બન્ધુવધકૃત પાપ જાવા, અશ્વમેધ-યજન,
કર-દણ્ડ વિન ધન-ઉપાર્જન કરી, આચરયા રાજન. ૬૪

(હવે) નૃપ તણું મન ઓલખી, અચ્યુતે પ્રેરયા તાહ,
અનુજ લ્યાવ્યા અતુલ ધન, જૈ દિશા ઉત્તર માહ. ૬૫

મરતયજ્ઞે દાન આપ્યું, નવિ ઊંચલાયું જેહ,
વાડવે નાખ્યું હતું, ધનકનક આણ્યું તેહ. ૬૬

---

૫૬. ૭. તક્ષકાદિથી.

તે ધન્ય કરી સામાન સઘલો, કરચો ધર્મકુમાર
ત્રણ્ય હયમેધો કરી, હરિ યન્યા જગદાધાર. ૬૭
ભગવાન તેડયા ભૂપત્યે દ્વિજ–દર્શને અવિનાશ
સુહૃદ–હિત ત્હાં વશ્યા વિઠ્ન, કેટલાઇક માસ. ૬૮
યુધિષ્ઠિર ને દ્રૌપદી, લઘુબન્ધુ બીજા જેહ,
સર્વકો શ્રીકૃષ્ણને, આગન્યા આપે તેહ ૬૯
પછે દ્વારામતી–મધ્યે, પધારે પરમેશ,
સાથ્ય તેડયા ધનઞ્જય, યદુ–યુક્ત પુર–પરવેશ ૭૦
ઇતિ **પ્રથમસ્કન્ધ** માહા, બારમો અધ્યાય,
પરીક્ષિતનો જન્મવર્ણન, જેહ અધ્યા માહ્ય. ૭૧
એહ અધ્યા વિશે ઉત્તમ શ્લોક છે છત્રીશ;
રત્ન કહે, યત્ને કરચા, સડસઠય પદ જગદીશ ૭૨

૧૦૬૨

**इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धे परीक्षिज्जन्म-वर्णन नाम द्वादशोऽध्यायः ॥१२॥**

---

## ત્રયોદશ અધ્યાય

**योऽसौ चारुचतुर्भुजोऽम्बुज-गदा-शङ्खासि-चक्रान्वितो**
**मेघश्यामतनुर्भुजार्पितधनु पीताम्बर सुन्दर ।**
**गर्भे मातुरपात्परीक्षितमलं सूक्ष्माकृतिः श्रीहरि**
**सोऽद्य पाण्डवयाजिमेधयिबुध पीताम्बरः पातु माम् ॥१॥**

તેરમે વિદુર–વાક્યથી વધ્યા, શ્રાસમેત ધૃતરાષ્ટ્ર નીકલ્યા.
ઉક્તપુત્ર–અભિષેકને મિષે, ધર્મપુત્ર–મહિમા જણાવશે. ૨

---

૬૮. b દ્વિજ તેયા ૭૨ તે અરસષ્ઠ પદ આ ટીશ

સૂત ઉવાચ— [ રાગ ગોડી ]

સૂત કહે છે શૌનક પ્રતિ, ધૃતરાષ્ટ્ર-ગાન્ધારી-ગતિ.
વિદુરે તીરથ-યાત્રા કરી, હસ્તિનાપુરમા આવ્યા ફરી. ૩
કહ્યૂ મહા મૈત્રેયે જ્ઞાન. આત્મગતિ જાણ્યા ભગવાન.
જે જાણ્યાની ઇછા હતી, તે જાણી આનન્દ્યા અતિ. ૪

વિદુરે પ્રશ્ન કર્યા ત્યહા જેહ, મૈત્રેયે ભાખ્યૂં સહૂ તેહ.
પરમેશ્વરમાં પામ્યા ભકત્ય. પ્રશ્ન તણી ભાગી આસક્ત્ય. ૫
વિદુર વિશુદ્ધ થઈ આવતા, પાચે પાણ્ડવ સાહ્મા જતા;
ધૃતરાષ્ટર, મઞ્જય, યુયુત્સુ, કૃપાચાર્ય, માતા મન-સ્વચ્છ, ૬

કૃપી, સુભદ્રા, શ્રીહરિ હૃદિ, ઉત્તરા, ગાન્ધારી, દ્રૌપદી,
બીજી પાણ્ડવવધૂ જે બહુ, ન્યાત્ય તણી નારી જે સહૂ, ૭
સાથ્યે નિજ સુતને લ્યાવતી; વૈષ્ણવ ભણી સાહ્મી આવતી.
સાહ્મા આવ્યા સર્વે કોય; અન્તર આનન્દ્યા અતિ સોય. ૮

જીવ મલ્યે જ્યમ જાગે દેહ, એ વિધિ આનન્દ્યા સહૂ તેહ.
પ્રેમસહિત આંસૂ ઢાલતા, વિર્જિત વિરહવ્યથા વાલતા, ૯
આસન બેસારચા હિત ધરી: રાજા પૂજે વિધિયે કરી.

વિદુરે કીધાં ભોજન ભાવ; સુખ-આસનમાં બેઠા આવ્ય. ૧૦
પ્રણમી રાય યુધિષ્ઠિર યથા, સહૂ સાભલતાં પૂછે કથાઃ

યુધિષ્ઠિર ઉવાચ—

" સુણજ્યો, વિદુર ! કહૂં વારતા. ક્યાહ્રે અમને સમ્ભારતા ? ૧૧
પક્ષે છાયા કીધી તમ્યો. એમ કરી ઊગારયા અમ્યો.
પક્ષી જ્યમ પાંખો આવરે; નિજ બાલકની રક્ષા કરે, ૧૨
વિપત્ત્ય પડી વિષ-પાવક તણી, ત્યહાં પણ્ય રક્ષા કીધી ઘણી.
માતા સાથ્ય અમ્યો મહા દુઃખી; તમ્યો કરયા તે કાલે સુખી. ૧૩

૩. ઇં. તે હવે કહૂં વિસ્તારી.

તમ્યો ભૂમિમા ભમતા જેહ, કોણ વૃત્તિયે રાખ્યો દેહ?
શાં શાં તીરથને સેવતા? કોણ કોણ [ દીઠા ] દેવના? ૧૪
જે જે ક્ષેત્ર ક્ષિતિમા ગયા, તે તે શમજ પાવન થયા.
ભગવદીય તમ સરખા જેહ, પોતે તીરથરૂપી તેહ, ૧૫
સદા ગદાધરને મન્ય ધરે, તીરથને મ્હાતીરથ કરે.
સુહદ સગાં બાન્ધવ અમ તણા, પ્રાણ થકી જે વલ્લભ ઘણા, ૧૬
કૃષ્ણ એક જેહ્‌ને દેવના, તે જાદવ હરિને સેવતા;
તે યાદવ કહીં દીઠા તમ્યો? કારણ સાભલ્યા પૂછૂં અમ્યો. ૧૭
કનકનગરમાં સુખિયા વસે; ફરતા ફરતા જાણ્યા હશે."
રાજા ધર્મેં પૂછ્યૂં જેહ, વિદુરે સર્વ કહ્યૂં તા તેહ; ૧૮
ભ્રમણ કરન્તા જેહ્‌વૂં થયૂં, ધર્મરાજને માડી કહ્યૂં;
'યાદવકુલનો ક્ષયજ થયો,' છાનો રાખી તે નવ્ય કહ્યો. ૧૯
નરને દુઃસહ દુઃખની કથા, ભલા પુરષ નવ્ય કહે સર્વથા.
દયાવન્ત દુઃખ દેખી નવ્ય સહે, તે માટે દુઃખ-વાત નવિ કહે. ૨૦
વિદુર ધર્મરાજા સ્વયમેવ, શદ્રપણૂં પામ્યા તત્ખેવ.
કાલ કેટલોઇક ત્યહા વસ્યા. સ્વજને પૂજ્યા સુરવર જ્યશ્યા. ૨૧
જ્યેષ્ઠ ભ્રાતનૂં હિત આચરે; સહૂકોહ્‌ને આનન્દજ કરે.
ત્યાહ્‌ર લગી હસ્તિનાપુરમાં, શદ્રરૂપજ હૂતા ત્યહા. ૨૨
ત્યારસુધી પાપીનાં પાપ, શોધી દણ્ડતા અર્યમા આપ.
ધર્મરાજ પોતે ઉત્કર્ષ, શાપે શદ્ર થયા શત વર્ષ. ૨૩
(હવે) શાપ તણું કારણ તે સુણો; તેહ્‌નો છે વિસ્તારજ ઘણોઃ
કોયક રાજા કેરા વીર, તસ્કર-કેડે ધાના ધીર. ૨૪
માણ્ડવ્ય ઋષિ તપ કરતા હતા, ચોર પ્રલા તે પાસે જતા.
ચોર સહિત મુનિ બાંધ્યો પાશ; તસ્કર આણ્યા નૃપને પાશ. ૨૫
નૃપે આજ્ઞા આપી ઘોર' શલી દીધા સઘલા ચોર.
તેહ્‌મા ભૂપે જાણ્યો ઋખિ; શલીથી ઊતારયો દુઃખી.

વચતો ઋષિ આવ્યો યમ કને, એહ્વૂ બોલ્યો દુઃખિત મનેઃ
'શા માટે હૂં શૂલી દીધ ? અમ્યો કરચો અપરાધજ કીધ ?' ૨૭
તે મુનિ પ્રત્યે બોલ્યા ધર્મ, 'તે કીધૂ મ્હાપાતક કર્મ.
બાલવયે તમ્યો કરતા ક્રીડ, કુશને અગ્રે પ્રોયો તીડ' ૨૮
એમ સુણીને કોપ્યો મુનિ, યમ પ્રત્યે બોલ્યો મ્હાધ્વનિઃ
'બાલવયે હૂં બાલ અજાણ્યુ. તેં મ્હાદણ્ડ કરચો નિરવાણ્ય. ૨૯
તે માટે હૂ દેઉં શાપ; શૂદ્રરૂપ તૂ થાજે આપ.'
તે યમનો વિદુર અવતાર, શૂદ્રરૂપ હરિભક્તિ અપાર. ૩૦
(હવે) રાય યુધિષ્ઠિરનો ઉત્કર્ષ, સાભલ્ય, શૌનક ! આણી હર્ષ.
રાય યુધિષ્ઠિર પાલે રાજ્ય, સઘલો શોક કરીને ત્યાજ્ય. ૩૧
પૌત્ર પરીક્ષિત દીઠો સાર, પોતાના કુલનો ધરનાર.
દશ દિક્‌પાલ સરીખા બન્ધુ. હરખ્યો નિરખી શોભ્યો સિન્ધુ ૩૨
એણી રીત્યે ગૃહ–આસક્ત, ગૃહવ્યાપાર કરે હરિભક્ત
રાજમદે માતા ભૂપાલ, [એહ્વે આવી પ્હોચ્યો કાળઃ] ૩૩
દુરતર પરમ કાલની ગતિ, તેણે પણ નવ્ય જાણી જતી.
વિદુરે કાલ લહ્યો આવતો, ધૃતરાષ્ટર પ્રત્યે ભાખતો ૩૪
"સાંભલ્ય, ધૃતરાષ્ટર ભૂપાલ ! નાશી જા કે આવ્યો કાલ.
કાલ તણો તો જે પ્રતિકાર, તે હૂં નવ્ય જાણું નિરધાર. ૩૫
કોથી કાલ શમે નહિ એહ; કોય સમે નવ્ય ભાગે તેહ.
તે એ કાલ સ્વયં ભગવાન; સકલ લોકમા એહ સમાન, ૩૬
આપણુ સહૂને કરવા નાશ, એ દીસે, આવે છે પાશ.
જે કાલે સર્વે જન ગ્રસ્યા, પ્રાણ તજી પરલોકે વસ્યા, ૩૭
સૌ કોહ્‌ને વાહ્‌લા અતિ પ્રાણ, તેહ્‌ને કાળ ત્યજાવે, જાણ્ય.
ધનપુત્રાદિકની શી વાત ? કાળ મહાબલિયો વિખ્યાત. ૩૮
ત્યાહ્‌રે જીવ્યાનૂં શૂં કામ ? પુત્ર–ભ્રાત–સુત મારચા હામ્ય.
વય ચાલ્યો, ને વૃદ્ધજ થયો; દેહ જરા–રાક્ષસીયે ગ્રહ્યો. ૩૯

તોય જડ્યો છે મોહ-પાશ. શીદ કરે જીવ્યાની આશ?
અહો જીવને જીવ્યા તણી, આશા નીમે છે અતિ ઘણી. ૪૦
એ દૃષ્ટાન્ત અહીં જાણવું; ઇમ તુજને વાહલું જીવવું.
જેણે ભીમે મારયા તન, તે આગી ખવરાવે અન્ન. ૪૧
શ્વાન યથા પાલ્યો પોષિયો, તે વિધિ નાખે છે કોળિયો.
જે ઊપરચ તેં નાખી આગ્ય, વનતું દુઃખ દીધું દુર્ભાગ્ય. ૪૨
સર્વ દેખતા દુઃખી નારચ, શસ્ત્ર ધરીને કીધો માર;
અવની ને ધન લીધું સહુ. જેહને એ દુઃખ દીધા બહુ, ૪૩
તે આપે મણિમાણક્ય ગર્થ; તોહે તે શે આવે અર્થ?
એમ દીનતા પામ્યો ઘણી, તોહે આશા જીવ્યા તણી. ૪૪
અને વલી આયુ તાહરો દેહ, દિવસ-દિવસે ક્ષય થાય એહ.
જીરણ વસ્ત્ર યથા ક્ષય થાય, તેહવો તાહરો દેહ જણાય. ૪૫
[તેહને જાણવો મ્હાધીર, અણજાણ્યો જે ત્યજશે શરીર;
બન્ધન મૂકી આપ અસક્ત, સ્વાર્થ અપેખે; સાધે ભક્ત્ય, ૪૬
અણજાણ્યો જે ઊઠી જાય, એણી રીતે મૂકે કાય.]
પોતાથી વા પરથી જેહ, આત્મજ્ઞાન ઉપામે તેહ, ૪૭
હૃદે વિશે શ્રીહરિનો વાસ, મન્દિર મૂકી લ્યે સન્યાસ,
તે નર અતિ ઉત્તમ જાણવો; પણ્ડિત લોકે પરમાણવો. ૪૮
ઊઠી જા ઉત્તર દિશિ પ્રતિ, ત્યમ કો બન્ધુ ન જાણે ગતિ.
હવે આવશે એહવો કાલ, માણસને થાશે જંજાલ." ૪૯
રાજા ધૃતરાષ્ટર એ રીત્ય, વિદુરે સમઝાવ્યો, કહી નીત્ય.
પ્રજ્ઞાચક્ષુ પ્રકાશ્યું ભાન, આજમીઢ નૃપ આવ્યું જ્ઞાન. ૫૦
નિશ્ચલ મન રાખ્યું ભૂપાલ. સ્નેહપાશ છેદ્યો તત્કાલ્ય.
મુક્તિપન્થ દેખાડ્યો બન્ધુ. જ્ઞાનલોચને ચાલ્યો અન્ધ. ૫૧
હસ્તિનાપુર મૂકી નીસરયો; સ્વજન-વધાદિક દુઃખ વીસરયો.
દેખી હિમાચલ જાતો પતિ, સુબલ-સુતા ગાન્ધારી સતી, પર

૪૫. d. જ, ૨.૫।

વક્ષતો ઋષિ આવ્યો યમ કને, એહવૂ બોલ્યો દુઃખિત મનેઃ
'શા માટે હૂં ચવી દીધ? અમ્યો કરચો અપરાધજ કીધ?' ૨૭
તે મુનિ પ્રત્યે બોલ્યા ધર્મ, 'તે કીધૂ મ્હાપાતક કર્મ.
બાલવયે તમ્યો કરતા ક્રીડ; કુશને અગ્રે પ્રોયો તીડ' ૨૮
એમ સુણીને કોપ્યો મુનિ, યમ પ્રત્યે બોલ્યો મ્હાધ્વનિઃ
'બાલવયે હૂં બાલ અજાણ્. તેં મ્હાદણ્ડ કરચો નિરવાણ્ય. ૨૯
તે માટે હૂ દેઊં શાપ; શૂદ્રરૂપ તૂ થાજે આપ.'
તે યમનો વિદુર અવતાર, શૂદ્રરૂપ હરિભક્તિ અપાર. ૩૦
(હવે) રાય યુધિષ્ઠિરનો ઉત્કર્ષ, સાભલ્ય, શૌનક! આણી હર્ષ.
રાય યુધિષ્ઠિર પાલે રાજ્ય, સવલો શોક કરીને ત્યાજ્ય. ૩૧
પૌત્ર પરીક્ષિત દીઠો સાર, પોતાના કુલનો ધરનાર.
દશ દિક્પાલ સરીખા બન્ધુ. હરખ્યો નિરખી શોભ્યો સિન્ધુ. ૩૨
એણી રીત્યે ગૃહ-આસક્ત, ગૃહવ્યાપાર કરે હરિભક્ત.
રાજમદે માતા ભૂપાલ, [એહવે આવી પ્હોન્ચો કાળઃ] ૩૩
દુરતર પરમ કાલની ગતિ, તેણે પણ નવ્ય જાણી જતી.
વિદુરે કાલ લહ્યો આવતો, ધૃતરાષ્ટર પ્રત્યે ભાખતો ૩૪
"સાંભલ્ય, ધૃતરાષ્ટર ભૂપાલ! નાશી જા કે આવ્યો કાલ.
કાલ તણો તો જે પ્રતિકાર, તે હૂ નવ્ય જાણું નિરધાર. ૩૫
કોથી કાલ શમે નહિ એહ; કોય સમે નવ્ય ભાગે તેહ.
તે એ કાલ સ્વયં ભગવાન, સકલ લોકમા એહ સમાન, ૩૬
આપણ સહુને કરવા નાશ, ઓ દીસે, આવે છે પાશ.
જે કાલે સર્વે જન ગ્રસ્યા, પ્રાણ તજી પરલોકે વસ્યા, ૩૭
સૌ કોહને વાહલા અતિ પ્રાણ, તેહને કાલ ત્યજાવે, જાણ્ય.
ધનપુત્રાદિકની શી વાત? કાલ મહાબલિયો વિખ્યાત. ૩૮
ત્યાહરે જીવ્યાનૂ શૂં કામ? પુત્ર-ભ્રાત-સુત મારચા ઠામ્ય.
વય ચાલ્યો ને વૃદ્ધજ થયો; દેહ જરા-રાક્ષસીયે ગ્રહ્યો. ૩૯

તોય જડ્યો છે મોહ-પાશ. શીદ કરે જીવ્યાની આશ?
અહો જીવને જીવ્યા તણી, આશા દીસે છે અતિ ઘણી. ૪૦
એ દૃષ્ટાન્ત અહીં જાણવૂં; ઇમ તુઝને વાહલૂં જીવવૂં.
જેણે ભીમે મારયા તન, તે આગ્રી ખવરાવે અન્ન. ૪૧
શ્વાન યથા પાલ્યો પોલિયો, તે વિધિ નાખે છે કોલિયો.
જે ઊપરચ તેં નાખી આગ્ય, પન્નતૂં દુઃખ દીધૂં દુર્ભાગ્ય. ૪૨
સર્વ દેખતાં દુઃખી નારય, શસ્ત્ર ધરીને કીધો માર;
અવની ને ધન લીધૂં સહુ. જેહને એ દુઃખ દીધાં બહુ, ૪૩
તે આપે મણિમાણુકય ગર્ય; તોહે તે શે આવે અર્થ?
એમ દીનતા પામ્યો ઘણી, તોહે આશા જીવ્યા તણી. ૪૪
અને વલી આંશ તાહરો દેહ, દિવસ-દિવસે ક્ષય થાય એહ.
જીરણ વસ્ત્ર યથા ક્ષય થાય, તેહવો તાહરો દેહ જણાય. ૪૫
[તેહને જાણેવો મહાધીર, અણુજાણ્યોં જે ત્યજશિ શરીર;
બન્ધન મૂકી આપ અસક્ત, સ્વાર્થ અપોને; સાધે ભક્તય, ૪૬
અણુજાણ્યો જૈ ઊઠી જાય, એણી રીતે મૂકે કાય.]
પોતાથી વા પરથી જેહ, આત્મજ્ઞાન ઉપામે તેહ, ૪૭
હૃદે વિશે શ્રીહરિનો વાસ, મન્દિર મૂકી લ્યે સન્ન્યાસ,
તે નર અતિ ઉત્તમ જાણવો; પણ્ડિત લોકે પરમાણવો. ૪૮
ઊઠી જા ઉત્તર દિશિ પ્રતિ, જ્યમ કો બન્ધુ ન જાણે ગતિ.
હવે આવશે એહવો કાલ, માણુસને થાશે જઞ્જાલ." ૪૯
રાજા ધૃતરાષ્ટર એ રીત્ય, વિદુરે સમઝાવ્યો, કહી નીત્ય.
પ્રજ્ઞાચક્ષુ પ્રકાશ્યૂં ભાન, આજમીઢ નૃપ આવ્યૂં જ્ઞાન. ૫૦
નિશ્ચલ મન રાખ્યૂં ભૂપાલ. સ્નેહપાશ છેદ્યો તત્કાલ્ય.
મુક્તિપન્થ દેખાડ્યો બન્ધુ. જ્ઞાનલોચને ચાલ્યો અન્ધ. ૫૧
હસ્તિનાપુર મૂકી નીસરયો; સ્વજન-વધાદિક દુઃખ વીસરયો.
દેખી હિમાચલ જાતો પતિ, સુબલ-સુતા ગાન્ધારી સતી, ૫૨

૪૫. વી. જા, ૨.૫।

પતિવ્રતા પાછળથી વળી; મારગમાં જૈ પતિને મળી.
કોમળકાયા સ્ત્રી નીસરી, દુઃખ ન પામી. ક્યમ? હિમગિરિ? ૫૩
જે મૂકે ગૃહ-માયા-ફન્દ, તેહને ગિરિ આપે આનન્દ.
વૈરાગ્યે કરી વાધે શૂર; માટે નવ પીડે હિમપૂર, ૫૪
યથા મનસ્વી મોટા વીર, સઙ્ગ્રામે સુખ પામે ધીર.
અજાતશત્રુ રાજા ધર્મ, સન્ધ્યાવન્દન કીધાં કર્મ, ૫૫
હોમ હુતાશન હોમ્યા ધામ, બ્રાહ્મણને કીધા પરણામ.
ધેનુ, ધરા, નિત્ય આપ્યાં દાન, કાઞ્ચનદાન કરે રાજાન. ૫૬
ગુરુજન-વન્દન ઘરમાં ગયા, જ્યહાં વિદુર-ધૃતરાષ્ટ્ર રહ્યા.
વિદુર-પિતા-ગાન્ધારી સોય, મન્દિરમાં નવ દીઠાં કોય. ૫૭
તે વિરચ સઞ્જય બેઠો હતો; વ્યગ્ર થઈ રાજા પૂછતો:
"સઞ્જય! તાત અમારો ક્યહાં, વૃદ્ધ અન્ધ જે હતો આંહાં? ૫૮
માતા ગાન્ધારી ક્યહાં ગઈ, સુતસંહારે દુખ્યણી થઈ?
કાકો વિદુર કેહાવે જેહ, મુઝ ઘણું હિતકારી તેહ. ૫૯
મેં કાંઇ સેવાયા નહીં; તે માટે રીસાવ્યા સહી.
પુત્ર તણી મેં કીધી ઘાત; નારીસહિત રીસાવ્યા તાત. ૬૦
પોતાનો જાણી અપરાધ, નરનારી શું લાજ્યાં સાધ?
ગઙ્ગામાં ઝમ્પાવ્યૂં રાય; મુઝને એ આશઙ્કા થાય. ૬૧
પાણ્ડુ પિતા જવ પામ્યા મરણ, અમ્યો બાલક એહને શરણ્ય.
દુઃખ થકી જેણે રાખિયા, તે બેહ કાકા ક્યહાં ગયા?" ૬૨
એહવું વચન સુણી અદ્ભુત, એકાએક ન બોલ્યો સૂત.
વિરહે વિહ્વલ; વ્યાપી દયા. પ્રેમે કણ્ઠજ ગદ્ગદ થયા. ૬૩
નિજ સ્વામી જવ દીઠો નહીં, નેત્રે અસૂધારા વહી.
પાણ્ય વડે લોહ્યા લોચન, મને કરી સ્થિર રાખ્યૂં મન. ૬૪

---

૬૦. b. નારીશું લજાયા સાધ?

નિજ સ્વામીને રાખી હૃદે, રાય યુધિષ્ઠિર પ્રત્યે વદેઃ

सञ्जय उवाच—

સઞ્જય કહે, " હું તો નવ્ય લહું. કુલનન્દન ! સાભળ્ય જે કહું. ૬૫
તાહરા પિત્ર કહાવે જેહ, વિદુર તથા ધૃતરાષ્ટ્ર તેહ,
એકાએક અદર્શ જ થયા; મુઝને પણ્ય વાહીને ગયા." ૬૬

सूत उवाच—

સૂત કહે, સુણ્ય, શૌનક ઋખિ ! કિઞ્ચિત્કાલ નૃપ થયો દુખી.
એટલે આવ્યા નારદ મુન્ય, કરતા તુમ્બર કેરી ધુન્ય. ૬૭
ઊઠી આદર કીધા માન, પૂજ્યા નારદજી ભગવાન.
પાચે પાણ્ડવ નીચા નમ્યા; પ્રેમે નારદને પ્રણમ્યા. ૬૮
આસન બેઠા વેણાપાણ્ય. રાય યુધિષ્ઠિર બોલ્યા વાક્યઃ

युधिष्ठिर उवाच—

" સાંભળજ્યો, નારદ ભગવાન ! માહરા પિતા પરમ પાવન, ૬૯
આકસ્માત પલાયા કહીં; તેહની ગતિ હું જાણું નહીં.
ગાન્ધારી અમ્મા અમ તણી, પુત્રશોકથી દૂખણી ઘણી; ૭૦
તપસ્વિની તે પણ્ય ગૈ કહીં; કુન્તા ગઈ, તે પણ્ય નવ્ય લહી.
અપાર સાગર બૂડ્યા અમ્યો; કર્ણધાર આવ્યા છો તમ્યો. ૭૧
શોકસમુદ્ર પમાડો પાર, નારદજી ! નૌકા આ વાર."
એમ સુણીને બોલ્યા મુનિ, મહીપતિ પ્રત્યે મધુરી ધુનિઃ ૭૨

नारद उवाच—

" રાય યુધિષ્ઠિર ! શોક નિવાર્ય. ઈશ્વરને વશ્ય છે સંસાર.
ઈશ્વર કરે સંયોગ–વિયોગ, ભોગવાવનો નિજનિજ ભોગ. ૭૩
બળદ યથા નાથ્યો નાસિકા; ખીલે બાંધ્યો દઢ રાશિકા;
વેદરૂપ ત્યમ મોટો રજ્જુ; નામદામણે બાંધ્યો શુભ્ભ. ૭૪

---

૭૨. ab. કહું...લહું. ૭૪. c. રૂપ.

કર્મ વ્યવહારે સ્થિર રહે; ઈશ્વરનું બલિદાનજ વહે.
જ્યમ ક્રીડા-સામગ્રી ધણી, ચન્દન, ચીર, કુસુમ ને મણિ, ૭૫
ધણી તણી ઈચ્છાયે રચ્યો, માહોમાહ્ય તે ટાળે મચ્યો;
ત્યમ ઈશ્વરને વશ્ય આ લોક; હરિ-ઇચ્છાયે સર્વને શોક. ૭૬
તમ્યો લહો છો આ સંસાર, સ્થિર ને અસ્થિર; એહ પ્રકારઃ
જીવસ્વરૂપે સ્થિરના લહો; દેહસ્વરૂપે અસ્થિર કહો. ૭૭
મિથ્યા છે એ એહ વિચાર, સકલ જગત છે બ્રહ્માકાર.
મોહજનિત જો સ્નેહજ હોય, તો તું શોચ્યા યોગ્ય ન સોય. ૭૮
મૂલ શોકનું મોહ મહાન. મોહમૂલ મોટું અજ્ઞાન.
માટયે ત્યજ વિહ્વલતા એક, અજ્ઞાનેથી પ્રગટી જેહ. ૭૯
તાહરા મનમાં એહવું હશેઃ 'બાપડા ગરડા વનમાં વસે;
દીન અનાથ પરાધીન-વૃત્તિ, કયમ ઉદર ભરે તે નિત્ય?' ૮૦
તું જાણે આ મારો દેહ, તેથી ચીન્તા સહુ તેહ.
કાલ-કર્મ ગુણને આધીન; પાચ ભૂતનો પિણ્ડજ લીન. ૮૧
એહવો જો અસ્થિર તો દેહ, બીજાને કયમ રાખે તેહ?
જ્યમ કો પુરુષ ગ્રસ્યો અજગરે, તે શી પેરયની રક્ષા કરે? ૮૨
વિશ્વમ્ભર જે કીધો વૃત્ત્ય, તેથી પામે સર્વ ત્રપત્ય.
પશુ તે હસ્ત નહીં જેહને, સહસ્ર નર ભક્ષે તેહને. ૮૩
પાગરહિત જે તૃણ કહેવાય, તેહને ચૂંટી ચતુષ્પદ ખાય;
માહોમાહે મારે અન્યોન્ય નિર્બલને અતિ-બલિયો ગ્રસે. ૮૪
જીવ જીવનું જીવન કરી, સહુનું પૂરું પાડે હરિ.
તે આ સકલ જગત, રાજન! આત્મારૂપ સ્વયં ભગવાન. ૮૫
એકરૂપ પોતે આતમા, સર્વરૂપ છે જો તો સમા.
સ્વયં સૃષ્ટિને આપે એક; માયાયે એ ભાસે અનેક. ૮૬

---

૭૮ ૦. તો જ્હોય, તો તજી શોચ્યા યોગ્યજ હોય ૮૦. તો. દિન પ્રતિ.

તે આ હવડાં જે, રાજાન ! ભૂત તણા ભાવન ભગવાન,
દાનવકુલનો કરવા નાશ, દ્વારામતી-મધે પરકાશ. ૮૭
કાલસ્વરૂપી પોતે હરિ, કનકપુરીમાં કાયા ધરી.
દેવકામ કીધૂં બહુ રલી. કોઇએ શેષ રહ્યૂં તાં વલી; ૮૮
ત્યાહ્‌ર લગી દ્વારાવતી વસે; અન્તે અન્તરધ્યાનજ થશે.
તાવત્કાલ તમ્યો રૂહો આંહાં, યાવત્કાલ હરિ ભૂ માંહાં." ૮૯
નારદે ભાંજ્યો સન્દેહ. હવે કહેછે પૂછ્યૂં જેહ:
"વિદુર સહિત ધૃતરાષ્ટર-દેહ, ગાન્ધારી નારી નિજ જેહ,' ૯૦
તેહ્‌ને સાથ હિમાચલ ગયો; દક્ષિણમુખ્ય ઋષિ-આશ્રમ રહ્યો.
સાત ભાગ ત્યહાં ગંગા હતી: સપ્તપ્રવાહે વહી જાહ્નવી. ૯૧
સપ્તઋષિની પ્રીત્યે કરી, સાત પ્રવાહ કરયા સુર-સરી.
[સપ્તસ્રોત સહૂ કો કહે, ધૃતરાષ્ટર તેહ્‌ને તટય રહે.] ૯૨
નાના નેમ ધરે છે રાય, દક્ષિણભાગે આશ્રમ પાંહ્ય;
યથાવિધિ આચરતો અહ; સ્નાન કરી હુત હોમે વહ્ન.' ૯૩
લક્ષણુ જેજ્ને ભક્ષણુ-સમે, અન્ન ત્યજીને જલ આચમે.
સૌમ્ય ગુણે કરી શોધ્યૂં મન. ઇચ્છા ન કરે બીજી અન્ય. ૯૪
આસન જીતી નિશ્ચલ થયો; સકલ શ્વાસને રૂંધી રહ્યો.
ખટ ઇન્દ્રિયનાં રૂંધ્યાં દ્વાર, પ્રાણાયામ નિ પ્રત્યાહાર. ૯૫
હરિ-ભાવન આણી ધારણા, ત્યજી રજસ્તમની ભારણા.
સત્ત્વ ત્યજીને સૂધો સાઙ્ગ, એહ્‌વો યોગ ધરે અષ્ટાઙ્ગ. ૯૬
અહઙ્કાર આપે પરહરયો; સ્થૂલ દેહથી અલગો કરયો.
વિજ્ઞાનાતમ બુદ્ધિ જેહ, તે સાથે સંયોગે એહ. ૯૭
દૃશ્યપદાર્થતા કરી પરી, તેહ બુદ્ધિ પરબ્રહ્મે ધરી.
એક આતમા અન્તર ટલ્યો. ઉપાધિ ટલી; બ્રહ્મે ભલ્યો. ૯૮

---

૮૮. a. કામસ્વરૂપી ૯૩. a. બમાં b તરીકે છે. a ને સ્થળે:—ધૃતરાષ્ટ્ર ત્યાં નિત્યે નાય. b. બમાં નથી ૯૩. c. °તો અનેક. ૯૩. d. કરીને હોમ વિશેક. ૯૮. a. દૃશ્ય પદાર્થથી ફરીફરી,

જ્યમ ઘટ-આકાશ ઘટથી ટલે, મ્હા આકાશ વિશે જૈ ભલે,
ફરી ન ઊડે એહનું મન," એહવૂં કહે છે નારદ મુન્ય. ૯૯
"અન્તર્ગત માયા-ગુણ જેહ, તેહની વૃદ્ધિ નિવારી તેહ.
બાહ્ય ઇન્દ્રિય ટાલ્યા સર્વ. કાપી નાખ્યૂં મનનૂં મૂલ. ૧૦૦
વિષયવાસના કીધી પ્રહાર; ત્યજ્યા તત્ક્ષણ અસગા આહાર.
નિશ્ચલ સ્થામ સરીખો થયો; આતમરૂપે ઊભો રહ્યો." ૧૦૧
મન કીધૂં તેહને આણવા. ત્હાં નારદજી બોલ્યા જાણવાઃ
"તેહને તેડવા રખ્યે જતો. વિઘ્નરૂપ તૂં રખ્યે થતો! ૧૦૨
તેણે સન્યાસ્યા છે કર્મ. શાહને લ્યાવે, રાજા ધર્મ?
આજ થકી દિવસ પાચમે, દેહ ત્યજીને [ નિશ્ચે ] રમે. ૧૦૩
દેહો થાશે ભસ્માકાર. શાહને શોચે, રાજકુમાર?
ગાર્હપત્ય તેહને બાલશે: પર્ણકુટી-યુત પ્રજાલશે. ૧૦૪
બલતો દેખીને નિજ પતિ, ગાન્ધારી જે પત્ની સતી,
પડશે પાવક મધ્યે જઈ;" નારદજીયે એહવી ગતિ કહી. ૧૦૫
"વિદુર નિહાલી તે આશ્ચર્ય, સાંભલ્ય, રે કૌરવના વર્ય!
હર્ષશોક મનમાં વ્યાપશે; તીરથ-સેવા કરવા જશે." ૧૦૬
નારદજી એહવૂં ઉચ્ચરયા; વલતા સ્વર્ગભુવન સાંચરયા;
"તુમ્બર-સ્વર કરતા પરકારય, અન્તર્ધાન થયા આકાશ.
નારદની વાણી સાંભલી, રાય-યુધિષ્ઠિર-શોચા ટલી. ૧૦૭
ઇતિ **ભાગવત-પ્રથમસ્કન્ધ**, જ્યાં ધૃતરાષ્ટ્ર-પ્રયાણ-સમન્ધ,
**રત્ન** કહે, યત્ને કરી કરચો, ઓગણસાઠી શ્લોકે ધરચો. ૧૦૮
૧૧૭૧

**इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धे धृतराष्ट्रप्रयाणं नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥**

---

૧૦૮. તં. શ્લોક વિસ્તર્યો.

## ચતુર્દશ અધ્યાય

यमुपैतुमगाद्धिमाचलं धृतराष्ट्रो विदुरश्च विसमः ।
विलपद्यमशम्नुशोकहृन् मम चेतोनिलयोस्तु सोऽसकृत्॥१॥

ચતુર્દશે ભૂપ–અરિષ્ટ દેખી, આશંકતા ભૂપ કથા વિશેખી,
શ્રીકૃષ્ણજી અન્તર–ધાન પામ્યા; પાર્થે કહી વાત સુણી વિરામ્યા ૨

सूत उवाच— [ રાગ કેદારો ]

હરિ સાથે દ્વારાવતી, ગયા ધનઞ્જય મહામતિ,
સ્નેહથી ગયા સુહૃદને નિ ગર રે. ૩
હરિનું હારદ જાણવા, પાર્થ ગયા મન્ય આણવા,
નવ વળ્યા, માસ ઘણા જાતા હતા રે. ૪

ઢાલ–માસ ઘણા વહી ચાલ્યા તોહે અર્જુન નાવ્યા ગામ્ય.
ઘોરરૂપ અપશુકન દેખતા ધર્મરાય તે ઠામ્ય. ૫
કાલ તણી ગતિ ઘોર નિહાલી, અવળા ઋતુના ધર્મ ;
ક્રોધ–લોભ–અનૃત–આકુલ નર, કરતા પાતક કર્મ. ૬
કપટ સહિત વિહાર વિલોક્યો, રાય યુધિષ્ઠિર નિપટ
માહોમાહે મૈત્ર્ય કરે નર, મન મધ્યે રહે કપટ. ૭
માત, પિતા ને સુહૃદ, સમન્ધી, સ્ત્રી ભરથારશું દેખી,
માંહોમાહે કલહ કરન્તા, રાય યુધિષ્ઠિરે દેખી, ૮
એહવા ચિહ્ન અનેકજ દીઠા, અતિ અરિષ્ટનું કર્મ.
દિવસે દિવસે લોક વિશે, મહા લોભ અપાર અધર્મ. ૯
રાય યુધિષ્ઠિર તા અવલોકી, એ વિધિના ઉત્પાત,
ભીમસેન પ્રત્યે કહે ભૂપત્ય. "સાંભળ્ય, બાન્ધવ ! વાત. ૧૦
અરે ભીમ ! મેં પારથ પ્રેરયો દ્વારવતી પ્રતિ અઘ,
નિજ બાન્ધવ આદને જોવા; શે નવ આવ્યો અદ્ય? ૧૧

પુણ્યશ્લોક પોતે પરમેશ્વર, કૃષ્ણ-વિયોજિત જેહ,
તે જોવા મોકલિયો પારથ; શે નવ્ય આવ્યો તેહ ? ૧૨
સાતજ માસ થયા સમ્પૂરણ, તેહની જોતાં વાટ.
ભીમસેન ! તાહરો લઘુ બાન્ધવ, નાવ્યો તે શા માટય ? ૧૩

કવણ કારણે કનકપુરીથી, આવ્યો નથી અર્જુન ?
તેહનૂં કારણ હૂં નવ્ય જાણૂં. સાંભલ્ય, ભીમ ! વચન. ૧૪
અરે ભીમ ! નારદનો ભાખ્યો આવ્યો તે શૂં કાલ,
શ્રીહરિ માણસનૂં તન મૂકી ધામ્ય જશે જે કાલ્ય ? ૧૫

જેહ યકી આપણને સમ્પદ, દારા ને બહુ દેશ,
પ્રાણ, પ્રજા, કુલ જે કેશવથી, આપણને નહિ ક્લેશ. ૧૬
ઈશ-અનુગ્રહ-માટે જીત્યા; શત્રુ પમાડ્યા શોક.
જે હરિ માટે યજ્ઞ કરી અપરિ-મિત ઊપાયા લોક. ૧૭

આ જો રે, નરવીર ! નિહાલી અતિ ઉત્પાત-વિઘાત.
આકાશે ઉત્પાત ઘણા ને અવનીગત ઉત્પાત. ૧૮
અઙ્ગ વિશે ઉપચિહ્ન ઘણાં; એ આપણને ભયકારી.
આપણને એ મ્હાભય કૂહે છે. મોહ પામે ગતિ માહરી. ૧૯

લોચન, જઙ્ઘા ને કર માહરા ફરકે વારંવાર.
હૃદે વિશે કમ્પારવ અતિઃ કાંઇ મ્હા-ભૂંડૂં હોનાર. ૨૦

આ જો રે, આ ફાલૂ સૂરજ-સાહ્મું રહીને રોય.
આનનથી અઙ્ગારા ઊડે, કાંઇક ભૂંડૂં હોય. ૨૧

માહરે સન્મુખ શ્વાન રહીને, ગાઢે રોતો જાય;
(આ)શઙ્કાવિન મુઝ આગલ્ય ઊભો; તેણે તે ભય થાય. ૨૨

અધમ પશુ દક્ષિણ દિશ જાતાં, ઉત્તમ પશુ તાં વામ.
અશ્વ ન હીસે; રોતા દીસેઃ કાંઇક ભૂંડૂં કામ. ૨૩

---

૨૧, તો. કાંઇ એક ભૂંડૂં હોય.

મૃત્યુદૂત કપોત રહ્યો આ કરતો કુત્સિત શોર.
ઉનૂકે મન કમ્પાવે મારૂ, ધુર્ઘર શબ્દે ઘોર! ૨૪
કલકલ શબ્દે કાક લવે છે, સર્વ તણા સુખ હરવા
એ સર્વે અપચિહ્ન અનેગ, અમની ઉદ્ગ્ડ કરવા. ૨૫

ધૂસર દિશ ને રવિ શશી પાછ્ત્ય જનકુણ્ડલ ભયકારી.
પર્વત સાથે પૃથ્વી કાપે ભય ઊપજાવે ભારી ૨૬
વીજ પડે વરસાદ વિના ને ધન વિન વાદળ ગાજે,
એહવા આ ઉત્પાત વિલોકી! મારૂ મન અતિ ભાજે. ૨૭

પવન પ્રચણ્ડ દશોદિશ ફૂંકે, ઊડે રજ-અન્ધાર
રુધિર ઘણું વરસે ઘનધાર. સર્વ દિશા ભયકર ૨૮
સૂરજ તેજ-વિવર્જિત ભાસે ભીમ! નિહાળ નિરાશ
અન્યોઅન્યે વઢતા દીસે, ગ્રહ સઘના આકાશ. ૨૯

ભૂત ભયાનક ભમતા દીસે, અવની-ગગન વિચાલે,
ભડકે મનતા રોવે મનતા દશોદિશાને બાળે ૩૦
સરિતાના જળ ડોળ્યા દીસે, ડોહ્લા દ્રહ-જળ સોય
લોક તણા મન ડોળ્યા દીસે કલુષ સરોવર સોય ૩૧

ઘૃતધારાયે સીંચ્યો પાવક, તોય પ્રકાશ ન થાય.
અરે ભીમ! એ કાળ કઠિન છે. કરવો કોણ ઉપાય? ૩૨
વત્સ વળી સ્તનપાન કરે નહિ. ધેનુ ન દૂઝે ધાર
સુરભિ રુદન કરન્તી દીસે વૃષભ ન હીંસે સાર. ૩૩

દેવ તણી પ્રતિમા સહુ દીસે, રુદન કરન્તી જોય,
સ્વેદસહિત તનુ, ખળભળતી, ને ચળતી સર્વે કોય. ૩૪
દેશ, નગર ને ગામ શુદ્ધા, મુનિ-આશ્રમ ને ઉદ્યાન
મન્દ થયા, આનન્દ ન દીસે, શોભા વિન સમશાન. ૩૫

એ સઘળા ઉત્પાત ભાળીને, શું કરશે ઉપઘાત?
એ સઘળે ઉત્પાતે મનમા આશઙ્કી મે વાત ૩૬

અરે ભીમ! ભગવાન તણા જે પગલા પરમ પવિત્ર
તે પદ–શોભા બીજો પુરુષ ન પામે; ચિહ્ન વિચિત્ર, ૩૭
તેણે પગલે પુણ્યવિવર્જિત પૃથ્વી કીધી ત્યાજ્ય,
બ્રહ્મ, ક્ષત્રી, વૈશ્ય થયા આચાર–વિવર્જિત આજ." ૩૮
એહવો એ વિધિ ચિન્તા કરતો, ભૂપ મનોરથ-મગ્ન;
એહવામા યદુ-ઘિરથી આવ્યા, અર્જુન ચિન્તામગ્ન. ૩૯
કનકપુરીથી પારથ આવ્યા; નૃપને લાગ્યા પાગ્ય;
આતુર સરખા ઊભા અર્જુન, દીસન્તા દુર્ભાગ્ય. ૪૦
નીચે વદને રુદન કરન્તા, નયનકમલ-જલ વરખે,
પોહ્લાંથી પરઠાયો પારથ દુઃખે હૃદય ધીધખે. ૪૧
તેજરહિત તનુ અર્જુન ઊભો; નિર્મલ લૂખો વેશ;
એહવા અર્જુનને અવલોકી, કમ્પિતહૃદય નરેશ ૪૨
નારદનું વાયક સમ્ભારી, વારિ નેત્રના લૂંછે;
કુશલ વારતા સુહૃદ સગાની યથાર્થ ત્યહા તે પૂછેઃ ૪૩

युधिष्ठिर उवाच—

"આનર્તક નગરીમા માહરા, સ્વજન સુખી છે તેહ,
મધુ-ભોજ-દાશાર્હ-સાત્વિક-અન્ધક-વૃષ્ણિ જેહ? ૪૪
શૂર નામ માતામહ માહરો, સ્વસ્તિ સહિત છે એહ?
અનુજ સહિત કુશલ્યા છે માહરા માતુલ શ્રીવસુદેવ? ૪૫
માત સ્વસા વસુદેવ તણી તે સપ્ત્યણી છે અવિઠ્ઠમ?
દેવકયાદિક મામી સઘલી, કુશલી છે સકુટુમ્બ? ૪૬
ઉગ્રસેન જીવે છે જેહને હતો પુત્ર કુજાત?
દેવક તેહનો લઘુબાન્ધવ તે, કુશલ છે? કહો વાત. ૪૭
હૃદીક તથા સુત-કૃતવર્મા ને કુશલા છે અક્રૂર?
જયન્ત, ગદ, સારણ હરિબાન્ધવ, કુશલા છે મહાશૂર? ૪૮

---

૪૨ a. ઊપડકે. ૪૩. b- વારિ લોચન d. પરમેશ્વરની પૂછે.

શત્રુજિતાદિક યાદવ સઘળા, સુખિયા છે અશ્વસેન ?
સુખિયા છે ભગવાન હરિ ને સુખિયા છે બળદેવ ? ૪૯
વૃષ્ણિ-મધ્ય મહારથ મોટો, સુખિયો પ્રદ્યુમ્ન વીર ?
અનિરુદ્ધ મોદસહિત છે, જેહ્નો રણમાં રથ ગમ્ભીર ? ૫૦
સુષેણ, ચારુદેષ્ણ સુખી છે ? જામ્બવતીસુત શામ્બ ?
ઋષભાદિક તે સાથ્ય સુખી છે પ્રદ્યુમ્ન-પ્રમુખ કુટુમ્બ ? ૫૧
તે હરિના અનુચર જે ઉદ્ધવ-શ્રુતદેવાદિક જેહ,
સુનન્દાદિક સેવક સઘળ, સુખિયા સાત્વત તેહ ? ૫૨
હરિ-હલધરનો કરતા આશ્રય, એહવા યાદવ જેહ,
તે સર્વે સુખિયા છે, અર્જુન ? મુજને કહોની તેહ ૫૩
આપણ સાથે સૌહૃદ બાંધી સાધી પ્રીત્ય અપાર,
આપણને સમ્ભારે પ્યાદરે ? પૂછે છે સમાચાર ? ૫૪
ભગત-પતિ ભગવાન સુખી છે, ગોવિન્દ દ્વિજના હેત ?
સભા સુધર્મા-મધ્યે પ્રેમે, સુખિયા સુહૃદ-સમેત ? ૫૫
લોક તણા મઙ્ગલ ઉદ્ભવને, કુશલ કરેવા મન,
યાદવકુલ-સાગરમાં પ્રગટ્યા, અનન્ત-સુખ ભગવાન ૫૬
જેહને ભુજદણ્ડે ઊગારી નગરીમાં યદુવંસ,
પરમાનન્દ મગ્ન રમતા જ્યમ વૈકુણ્ઠમાં હરિદાસ ૫૭
જેહના પદની સેવા કરતી, મુખ્ય ધર્મ અધિકારી,
સત્યભામાદિક સુન્દરી હરિની, સોળ હજાર જે નારી ૫૮
ઇન્દ્રાણીના ઉચિત અનોપમ, ભોગવતી બહુ ભોગ,
સઙ્ગ્રામે સુરને જીતી હરિ લાવ્યા રસ-સંયોગ ૫
જેહના કરપ્રતાપે જીવે યાદવ નિર્ભય-ભાગ્ય,
ઇન્દ્ર-ઉચિત જે સભા સુધર્મા તેમાં મૂકે પાગ ૬૦
વાસવ સાથ્ય વઢીને લાવ્યા, સભા સુધર્મા જેહ,
તે શ્રીકૃષ્ણ સુખી છે હરખ ? કહેની, અર્જુન ! તેહ. ૬૧

૫૧ દ. પ્રદ્યુમ્નપ્રમુખ સહુકુટુમ્બ. ૫૯ દ. ધમસંયો.

અરે બાપ ! તું રોગરહિત છે, અને રહિત–સન્તાપ ?
તેજરહિત તું ભાસે મુઝને, અવિશોકન્તા આપ. ૬૨
અરે બાપ ! તે સ્થાનકય તુઝને, તિરસ્કાર કાઇ કીધા ?
કે અથવા દિન ઘણા રહ્યો, તે માટયે માન ન દીધા ? ૬૩
અથવા કોણે પ્રેમશૂન્ય, કોણે ઓછે વચને કહ્યો ?
કે તેં યાચકને દેઇ આશા, દાન ન આપી દહ્યો ? ૬૪
જે તું પેહલે સર્વ કોઇને, શરણ્ય રાખતો, વીર !
હવડાં શું બ્રાહ્મણ કે બાલક ન રખાયા તેં, ધીર ? ૬૫
શરણાગત સુરભિ ન રખાણી, વૃદ્ધ, રોગી કે નારી ?
શરણાગત એ સર્વ કોઇને ન સક્યો શું ઉગારી ? ૬૬
(કે) મલિન–વસ્ત્ર, કો અગમ્ય અબળા–ગમન કર્યું તે સાથ્યે ?
કે (તું) ઉત્તમ, અધમ, સમાન કોણે જીત્યો મારગ જાતે ? ૬૭
અરે ભાઇ ! તેં ભોજન કીધૂં, બાલકવૃંદ વીસારી ?
કે અથવા કાઇ કર્મ અઘટતૂં, કીધૂં છે અવિચારી ? ૬૮
કે શું આપણો અતિ વલ્લભ, હૃદયસમો હરિ સોય,
તેણે શૂન્ય થયો છે ? નહીં તો આહ્વી પીડા ન્હોય." ૬૯
ઇતિ ભાગવત–પ્રથમસ્કન્ધે, ચતુર્દશો અધ્યાય,
અર્જુન–આગમ જે અધ્યાયમાં, કહ્યો સકલ મહિમાય. ૭૦
જે અધ્યાયમાં શ્લોક થયા છે પિસ્તાલીશ પ્રબન્ધ,
રત્ન કહે, યત્ને કરી કીધાં, સદ્સદ્ય પદ–સમ્બન્ધ. ૭૧
૧૨૪૨

**इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धेऽर्जुनागमो नाम चतुर्दशोऽध्यायः ॥ १४ ॥**

---

૬૫. c. d. હમણાં શું આમ કેરાં બાલક નિરખ્યા જાતે ધીર? ૬૯. b. સુહૃદ સખો

## પઞ્ચદશ અધ્યાય

नायाते यदुपत्तनाद्धरिसखे ज्ञातुं तदिच्छां गते
दैवाद्दृष्टनिमित्तदुःखितमतिः श्रीकृष्णतृष्णावृतः ।
यश्चिन्तामकरोद्युधिष्ठिरनृपो देवर्षिवाक्यं स्मरन्
सोऽयं भूभरहारको विजयते भक्तालिकातारकः ॥१॥

કહિ નિહાળી યુધિષ્ઠિર તાપિયો, નૃપપદેજ પરીક્ષિત થાપિયો.
નૃપતિ સ્વર્ગ-આરોહણ તે મહી, ઇતિકથા શુભ પન્નરમે કહી. ૨

सूत उवाच—    [ રાગ રામગ્રી ]

સૂત કહે છે તે સમે, શૌનક ! સુણ્ય વાત.
રાય યુધિષ્ઠિર તે સમે ઇમ પૂછે ભ્રાત. ૩
કૃષ્ણસખા આશંકિયો, ઇમ અર્જુન તેહ.
વદન-વિષ્ણુ વિનોદી, અતિ દુર્બળ દેહ. ૪
પૂછિ નાનાભાતિની આશંકા કીધ,
એમ સુણીને અર્જુને ઉત્તર નવ દીધ ૫
શોકે મુખ સૂકી જવૂ સૂકયૂ હૃદયા-પદ્મ
કાન્તિ કરેણની ધરી થયો શોકનો સદ્મ. ૬
શ્રીહરિને જે ફરી ફરી, સમ્ભારે અર્થ,
ભૂપતિ સાહ્મો બોલવા, નવ થાય સમર્થ. ૭
શોક-અશ્રુ લોચન વિષે, થમ્ભાવે સન
ઉતરતા આંસૂ ક્ષરે, સોહ્નો અર્જુન ૮
હરિ અનુરીકે વધની વિંદ્રના-પ્રીત.
તેથી અર્જુન આકળો, વિરહે ભયભીત ૯
હેત હરિની મિત્રતા: સગપણનો સ્નેહ,
પારથ સુખ માર્ગ તણું સમ્ભારે તેહ ૧૦

ગદ્‌ગદ કણ્ઠે કમ્પતો; અતિ દીન વદન.
જેષ્ઠ યુધિષ્ઠિરની પ્રતિ બોલ્યો અર્જુનઃ ૧૧

अर्जुन उवाच—

"[ વાહ્યો હું મુજ બાન્ધવે હરિયે, મ્હારાજ !
તેજ તતક્ષણ માહરૂ હરી લીધૂં આજ. ] ૧૨
જેણે તેજે દેવને મન્ય વિસ્મય કીધ,
મ્હા મોટૂં મુઝ તેજ તે હરિયે હરી લીધ. ૧૩
જે હરિનો થાતો યદા ક્ષણ એક વિયોગ,
(ત્યારે) લોક સકલ અલખામણો; નવ્ય ભાવે ભોગ. ૧૪
(જ્યમ) પ્રાણ ગયે અલખામણું, મૃતકસમ તાત!
એ વિધિ લોક ગમે નહીં વિના શ્યામ સુજાત. ૧૫
દ્રુપદ-તણે મન્દિરય મલ્યા રાજા ચલ-ચિત્ત
સાર સ્વયંવરને વિશે મન્મથ-મદમત્ત, ૧૬
તેજ હરયૂ મેં તેહનૂં, દઢ ધનુષજ તાણી,
મચ્છવેધ જેહની કૃપા, દ્રૌપદી ઘિરય આણી. ૧૭
ઇન્દ્ર અમર સરસ્યો બળે જીતી નિરધાર
પાવકને આપ્યૂં પછે, વનખણ્ડ સાર. ૧૮
મૂકાવ્યો મયદાનવે; સભા કીધી સારઃ
અદ્‌ભુત શિલ્પપણૂં ત્યહાં માયા-વિસ્તાર. ૧૯
રાજસોયમાં જ્યહાં રહી નૃપના બાલ લીધ;
દશ દિશિના નૃપતિ નમ્યા, તે કૃષ્ણે કીધ. ૨૦
જેહને તેજે તાહરો લઘુ બાન્ધવ ભીમ
દશ હજાર હાથી તણૂં, જેહમા બલ શીમ, ૨૧
તેહ ભીમ હણતો હતો જરાસન્ધ એ ભાગ,
જેહ જરાસન્ધે ધરચો, નૃપને શિર પાગ. ૨૨

ભૈરવ-યાગિ  જરાસુતે નૃપ જોડ્યા જેહ,
ભીમે ભૂપતિબન્ધથી મૂકાવ્યા તેહ. ૨૩
તે નૃપ રાય-યજ્ઞમાં લ્યાવ્યા બહુ ભેટય.
તે સહુના કર્તા સ્વયં નારાયણ નેટય. ૨૪

દુઃશાસન-આદ્યે હતા, જે દુષ્ટ નરેશ
તાહરી દ્રુપદી તેહના દીધા કેશ. ૨૫
કૃષ્ણા કેરા કેશ તાં રાજસૂય સુગન્ધ
અભિષેકે અતિ ઓપતા, તેહના છોડ્યા બન્ધ. ૨૬

દ્રૌપદીયે સમર્યા સ્વયં હરિ આવ્યા ધાય.
આનન્દ પામી અર્જુના, પ્રભુને પડી પાય. ૨૭
પાગ પખાળ્યા પ્રેમદા, આંસુયે નિરધાર.
દુષ્ટ સભામાં શ્યામજીયે એ કીધી સાર. ૨૮

સાલ થયા શ્રીકૃષ્ણજી; મન્યુ રાખી રીસ;
તે નૃપ કેરી નારયનાં મૂંડાવ્યાં શીસ. ૨૯
જેણે આપણ ગોપવ્યા આવી વનવાસ;
'દુર્યોધને મોકલ્યા ઋષિ દુર્વાસ. ૩૦

એક અપુન વિચારથી મુનિ માગે અન્ન;
તેહને તર્પીને પછે, જમના મુનિજન. ૩૧

ભોજન-કાલ ગયા પછી આવ્યા મુનિ આપ.
ના કૃષ્ણાયે નવ્ય મુખે; તત્ક્ષણ દે શાપ. ૩૨

(ત્યાંહ્) વાસણમાં વળગી રહ્યું શાકપત્રાન્ન;
ભોજન કીધું ભૂધરે; તર્પ્યું ત્રિભુવન. ૩૩

સકલ ઋષિ તર્પ્યા ત્યદાં જલમધ્યે મગ્ન.
તેડ્યા પણ આવ્યા નહીં; એમ વાર્યું વિઘ્ન. ૩૪

---

૨૩. a. ભૈરવ યાગપર. ૨૮. a. પ્રેમથી, દયાળુ. ૩૩. b. નાખ્યું શાકાન્ન.

જેહને તેજે યુદ્ધમાં, શૂલપાણિ સોય
પાર્વતી સાથે રથ્યા, અતિ વિસ્મય હોય, ૩૫
પ્રસન્ન થૈન આપિઉ, પાશુપત અસ્ત્ર.
બીજે દિકપાલે મુને, આપ્યાં બહુ શસ્ત્ર. ૩૬
હુ એહ શરીરે સ્વર્ગમાં, સુરપતિને ધામ્ય,
જેથી બેઠો ઇન્દ્રને અર્ધાસન-ઠામ્ય. ૩૭
તેહજ સ્વર્ગ નિશે તદા રમતો અત્યન્ત
ગાન્ધર્વ કર ગ્રહ્યે માહરા બળવન્ત ૩૮
તે કરને સુર આવ્યા, કહિયા અવિનાશ.
જેહ હરિના પ્રતાપથી, મહારૂં તેજ પ્રકાશ્ય, ૩૯
તે હરિએ હું ભોગવ્યો સમ્પૂરણ ભોગ
આજમીઢ નૃપ ! તેહનો થયો આજ વિજોગ્ય ૪૦
કૌરવ-જલનિધિ મહા જે અનન્ત અપાર,
એક રથ્ય હુ ઊતર્યો, હરિને આધાર. ૪૧
ઉત્તર ગોગ્રહને વિશે, સેન સાગર-પૂર,
મચ્છ તિમિંગિલ જે વિશે, ભીષ્માદિક શૂર, ૪૨
ગોધન લીધૂં વૈરીયે, મે વાળ્યૂં ત્યાહર;
મુગટ-મણિગણ-તેજ મે રિપુનૂં હરયૂં સાર. ૪૩
મોહશરે કરી મોહની, લીધા શણગાર;
તે સર્વે મુને, જેહને હરિનો આધાર. ૪૪
ભીષ્મ, દ્રોણ ગુરુ, શલ્યની મહુ સેના જેહ
બહુ રાજા રથ મણ્ડને શોભાતી તેહ. ૪૫
(ત્યારે) અગ્રેસર માહરો થયો, સારથિ-આકાર.
કાલદષ્ટિયે સર્વને હરી લીધા સાર. ૪૬
આકર્ષ્યા આયુષ ને ગન્ત્રિતા લીધ,
મન-ઉછાહ હરી કરી, ગહ છોટા કીધ. ૪૭

દ્રોણ, ભીષ્મ, ભડ કર્ણ ને વળી અશ્વત્થામ,
ત્રિગર્તદેશ તણો પતિ સુશર્મા નામ, ૪૮
શલ્ય જયદ્રથ ને વલી બાહ્લીક ભૂપાલ;
એણે મૂક્યાં અસ્ત્ર જે અતીશે વિકરાલ, ૪૯
તે મુઝને અડક્યાં નહીં; આફણિયે નાશ.
(ત્યાહ્રે) જે હરિયે નિજ કર વિશે હું રાખ્યો પાશ. ૫૦
જ્યમ હરિજન પ્રહ્લાદને અસુરના જે અસ્ત્ર
નવ્ય સ્પર્શ્યાં, ત્યમ તે મુને નવ્ય લાગ્યાં શસ્ત્ર. ૫૧
જે હરિયે મુઝને કર્યા મોટા ઉપકાર—
જયદ્રથ-યુદ્ધને વિશે થાક્યા હય ચ્યાર; ૫૨
જલ વિના વાજિ આકળ્યા; શ્રમ પામ્યા પરમ;
પ્રભુ રથેથી ઊતરયા પોતે પરબ્રહ્મ; ૫૩
બાણ વડે ધરણી ખણી, હય પાયા આપ.
તેહ્‌વે સમે હું ઊગરયો—હરિનો પરતાપ. ૫૪
(ત્યાહ્રે) હરિયે દીઠો એકલો, ન હણ્યો હું જેહ;
અન્તર્યામીયે તેહ્‌નાં મન ફેરવ્યાં તેહ. ૫૫
મોક્ષાર્થી જન જે ભજે એ હરિના ચરણ,
ઈશ્વર આત્મજ્ઞાન આપનારો શરણ્ય, ૫૬
તેહ કરયો મેં સારથિ, સ્વયં શ્રીભગવાન.
રાય યુધિષ્ઠિર! એ જુયો માહ્‌રૂં અજ્ઞાન. ૫૭
સુન્દર હાસ્ય વિશ્રામમાં પરિહાસ્યની વાણ્ય
સ્નેહસહિત સમ્બોધને કહે શાર્ઙ્ગ-પાણિ ૫૮
'હે પારથ! અર્જુન! સખે! કુરુનન્દન! ભાઇ!'
એહ્‌વી વાણી મુઝ પ્રતિ કહેતા યદુરાય. ૫૯
(એહ્‌વાં) મધુર વચન માધવ તણાં સમ્ભારી આંહે
આજ મુને દુઃખ ઊપજે અન્તરમધ્ય માંહે. ૬૦

શય્યા-આસન-ભોજને હરિનો ગ્રહી હાથ,
અટન કરતા એકઠા ત્યાં હરિ ને હું સાથ. ૬૧
કો દિન દેખી એકલા વક્રોક્તિ વાણ્ય,
તિરસ્કાર કીધા ઘણા નિજ બાન્ધવ જાણ્ય. ૬૨

શ્રીહરિયે સઘળા સહ્યા માહરા અપરાધ,
મિત્ર તણો અપરાધ સ્હે જ્યમ મિત્રજ સાધ્ય. ૬૩
જ્યમ પુત્ર તણો અન્યાય સહે સુપિતા સુવિવેક,
મુઝ કુમતિ તણા સહ્યા હરિયે અપરાધ અનેક. ૬૪

તે હું આજ પુરષોત્તમે સુનો, મહારાજ!
મિત્ર-સુહૃદ-પ્રિયે શૂન્ય છું હૃદયાવિન આજ. ૬૫
શ્રીહરિ કેરી સુન્દરી જે સોળ હજાર,
આરણ્ય ગણી નવ સક્યો, હું પામ્યો હારય. ૬૬

દુર્જન ગોપે પરિભવ્યો અબળાની પેરય,
નિર્ગલથી હારી કરી આવ્યો છૂ ઘેરય. ૬૭

તેહ ધનુષ ગાણ્ડીવ ને તે માહરા પ્રાણ,
તે રથ માહરો આ રહ્યો, તે હય નિર્વાણ્ય, ૬૮
તે આ હું ઊભો રહ્યો નમતા શર ભૂપ;
એક ક્ષણે ખોટું થયું, હરિ પાખ્ય કુરૂપ. ૬૯

(જ્યમ) હોમ કરશો જે ભસ્મમાં, તે નિષ્ફળ થાય;
(જ્યમ) કૃપણીનું કૃત દાન જે પાછું ફરી જાય; ૭૦
(જ્યમ) ઊપર ખેતર બીજ ત્યાં નવ્ય આવે કામ્ય;
એમ સહૂ મિથ્યા થઈ, વિના સુન્દર-શ્યામ. ૭૧

રાય! તમ્યો પૂછ્યા સગા કુશલ્યા છે જેહ,
યદુવરનગર વિશે સહૂ ક્ષય પામ્યા તેહ. ૭૨
વિપ્રશાપ-ઉન્મત્ત જે માહોમાંહે માર,
ચ્યાર પાંચ એક ઊગર્યા, મુષ્ટિના પ્રહાર. ૭૩

પાન કરી મદ-વારુણી, મદ-ઉન્મત્ત-મન
આપણુના અજ્ઞાનથી, વઢયા અન્યોઅન્ય. ૭૪
પ્રાયે એ ભગવાનની ચેષ્ટા અદ્ભુતઃ
માહોમાહે હણે અને ઊગારે ભૂત. ૭૫
જલચર જલમધ્યે જ્યમ મચ્છાદિક ધાય,
મોટા મચ્છાદિક યથા નાહ્‌ના ને ખાય, ૭૬
બલિયો દુર્બલ જે હણે; ન ગણે મન્ય બીત્ય,
જાદવ અન્યોઅન્યમા, વઢિઆ એ રીત્ય. ૭૭
ઇમ બલિઆ જાદવ કરે, નિર્બલને પ્રહાર;
એમ કરી હરિ ભૂમિનો, ઊતાર્યો ભાર. ૭૮
હવે હરિના ચરિત જે મેં કાંઇ નવ્ય કહેવાય.
વિદુર-વાક્ય સમ્ભારતા, મન તાણી જાય. ૭૯
દેશ-કાલ ઘટતા ઘણા અર્થે સંયુક્ત,
એહવો અચ્યુતજી ઘણા હિત વાચક ઉક્ત. ૮૦
ગોવિન્દ-વાણી ચિત્તને તાણે અદ્ભુત."
શૌનક-આદિ મુનિ પ્રત્યે હવે બોલ્યા સૂત. ૮૧

सूत उवाच—

કૃષ્ણ તણું જે શોભનૂં પદ-પંકજ ધન્ય,
એ વિધિ ચીન્તવતો હવો, અતિશે અર્જુન. ૮૨
નિશ્ચય સ્નેહે નિર્મલ મતિ કીધી શાન્ત,
શોક ત્યજી સુખી થયો અર્જુન અભ્રાન્ત. ૮૩
વાસુદેવ-પદ ચિન્તવ્યે ભાગો મન-વેગ,
ભજવ્યે મન-મથ નીગમ્યો; ગમ્યો મન-ઉદ્વેગ. ૮૪
ભગવદ્‌ગીતા ભારતે સમ્ભારી તેહ,
ભગવતે ભાખી હતી રણમાંહે જેહ. ૮૫

---

૭૪ a. પીધી મદિરાવારુણી

કાલ-કરમ-તમને બન્ને વીસરયૂં રાજન,
પાછૂં ફરીને પારથે, પામ્યૂ તે જ્ઞાન. ૮૬
બ્રહ્માગ્નિ-ભાવે કરી લય પામ્યા શોક.
બ્રહ્મજ્ઞાને અદ્વૈતનો થયો સંશય ફોક. ૮૭
આપ-અવિદ્યા નીગમી, નિર્ગુણ લય-લીન
વિગ્રહત, અર્જુન થયો ફરી ઉત્પત્ય-હીન. ૮૮
ભગવન્મારગ સાંભળી યાદવનો વિચ્છેદ,
રાય યુધિષ્ઠિરની મતિ નન્ય પામી ભેદ. ૮૯
સ્વર્ગ તણે મારગ્ય જવા મન કીધૂં રાય.
નારદની વાણી નૃપે આણી મન માંહ્ય. ૯૦
(હવે) કુન્તાયે કાન્યે સુણ્યૂં; 'યદુવંશ-વિનાશ.'
ભગવતની ગતિ સાંભળી, થઈ ચિત્ત-નિરાશ. ૯૧
ભક્તિ વડે ભગવાનમા, આરોપ્યૂ મન;
કુન્તા કૃષ્ણમયી થઈ, પછે મૂક્યૂં તન. ૯૨
જે તનુયે ભૂમિ તણો ઊતારયો ભાર,
તેં તનુ મૂક્યૂ માધવે નિરઞ્જન નિરાકાર. ૯૩
ભાર થયો ભૂપાળનો પોતાને અંગ્ય,
પોતે દેહ ધરી કરી, કરચો તેહનો ભંગ. ૯૪
અદ્ભુત લીલા નાથની, કોણ જાણે પાર ?
નિજ દેહે નિજ દેહનો કીધો સંહાર. ૯૫
(જ્યમ) કણ્ટક કાઢ્યો કણ્ટકે, અળગા ભગવાન
યાદવ-તન-તનુ-ભારનૂ, એ બેહૂ સમાન. ૯૬
(જ્યમ) રૂપ ધરચા મધુસૂદને મચ્છ કચ્છપ જેહ,
પ્રગટ કરચા ને સંહરચા, ત્યમ મૂક્યો દેહ. ૯૭
(જ્યમ) નાટ્ય વિશે નટૂઓ રમે, તે નાના વેશ,
પ્રગટ કરે ને સંહરે, એક આપે શેષ ૯૮

---

૯૨. b ઉત્પાગ્યો ૯૮. b લઇ નાના d આપે

(હવે) સ્વર્ગારોહણ ભૂપને સમ્બન્ધે એર,
સૂત કહે શૌનક પ્રત્યે કલિનો પરવેશ: ૯૯
શ્રીભગવાન મુકુન્દજી મહીમા મ્હારાજ
પોતાને દેહે કરી પૃથ્વી કરી સાજ્ય. ૧૦૦

(ત્યારે) કલિયુગ આવી પ્રગટિયો; વરતાવી આણ.
સાભલવા સરખી કથા એ હરિની; જાણ્ય. ૧૦૧
હરિગુણ-વર્જિત જે રહ્યા નર ક્હાવે નષ્ટ,
કલિયુગ એહ્‌વા દુષ્ટને અતિ દેતો કષ્ટ. ૧૦૨

રાય યુધિષ્ઠિરિ ઓળખ્યો કલિનો પરવેશ
પોતાના ઘરમા તથા નગરે નિજ દેશ. ૧૦૩
લોભ-અનૃત-કપટ-હિંસા, વર્તાવ્યૂં ત્ય
જાવા મતિ કીધી નૃપે, વિધિ દેખી દ ૧૦૪

ચક્રપતિનો પૌત્ર જે પરીક્ષિત અતિ ૧૩૦
વિજયી વીર વિલોકિયો, ગુણ ૧૦૫
આસમુદ્ર તા મેદિની પરીક્ષિતને ૧૩૧
ગજપુર-મધ્યે ભૂપત્યે અભિષે
મથુરામા અનિરુદ્ધનો સુત ૧૩૨
અભિષેક્યો અવનીપતિ

ઇન્દ્રિય આરોપ્યા નૃપે મન–મધ્યે દીન,
તે મન હોમ્યૂં પ્રાણમા, પ્રાણનું આધીન ૧૧૧
પ્રાણ અપાન સમીરમા હોમ્યા નૃપ એમ
અપાનનો નિજ દેવતા મૃત્યુમા હોમ. ૧૧૨

મૃત્યુ દેહમા મેળવ્યો, પઞ્ચતત્ત્વ સ્વરૂપ.
દેહ પડ્યે ઈં આતમા સ્થિર જાણો ભૂપ. ૧૧૩
પઞ્ચતત્ત્વનો પણ્ડ્ય તા ત્રિગુણે આરોપ્ય.
ત્રણ્ય ગુણ અવિદ્યા વિશે ધરી કીધા લોપ. ૧૧૪
તેટ અવિદ્યા જીવમા આરોપી ભિન્ન.
એ વિધિ સોધી જીવને કર્યો બ્રહ્મમા લીન ૧૧૫

વલ્કલ–વસ્ત્ર ધરી કરી નિરાહાર નરેશ,
મૌન ધરી મૂક્યા પછે છુટા નિજ કેશ. ૧૧૬
જગત વિશે દેખાડતો પોતાનું રૂપ,
જડ–ઉન્મત્ત–પિશાચની પેરચે તે ભૂપ. ૧૧૭
[બધિર થયો સુણતો થકો, અણજોતો રૂપ;
પૂર્વજને પન્થે પળ્યો, ઉત્તર દિશિ ભૂપ.] ૧૧૮
હૃદય વિશે પરબ્રહ્મને ધાતો તે ધીર,
'તે દિશ પ્રત્યે જે ગયો, ન વળ્યો તે વીર. ૧૧૯
નૃપની પાછ્ય નીસરચા સઘળા નિજ ભ્રાત.
પાણ્ડવ શ્રીપરમેશને સમરે સાક્ષાત, ૧૨૦
કલિયુગ મિત્ર અધર્મનો આવ્યો મન્ય જાણ્ય.
સકળ પ્રજા સ્પર્શી વર્ત્યો કલિયુગ નિરવાણ્ય. ૧૨૧
સકળ અર્થ સાધી કરી પાચે પૃથ્વીશ,
અન્તે શરણ્ય છે આપણા, જાણ્યા જગદીશ. ૧૨૨
ચરણકમળ શ્રીકૃષ્ણના મન્ય ધરિયા ભૂપ;
ધ્યાન દૃઢ–ભક્તિ થઈ, મતિ નિર્મલ ભૂપ. ૧૨૩

તે નારાયણપદ વિશે મતિ અતિ એકાન્ત્ય
વિષયી નરથી વેગલી ગતિ પામ્યા શાન્ત. ૧૨૪
પાપ પખાલી જે રહ્યા તેહનું જે સ્થાન,
પૂર્વે જે પદમાં પલ્યા મહાનન્ત મહાન, ૧૨૫
વિર્જ્ઞુ ત્યજી નિર્મલ થયા તે પામ્યા શાન્ત્ય.
પુનરાવૃત્તિ-વિવર્જિત તે નૃપ પામ્યા અનન્ત. ૧૨૬
વિદુર પણ્ય કરતા થકા બહુ તીરથ સ્નાન,
દેહ ત્યજ્યો તે પ્રભાસમાં અતિ આતમવાન. ૧૨૭
(શ્રી) કૃષ્ણ તણી લેઇ આગન્યા મન વિષ્ણુ-વિગમ
લેવા આવ્યા પિત્ર, ને પોહતા નિજ ઠામ્ય. ૧૨૮
એહવું જાણી દ્રૌપદી એક વાધી શેષ,
પોતાને પતિયે ત્યજી મૂકી નિરપેક્ષ. ૧૨૯
વાસુદેવ ભગવાનમાં સોપી મતિ પરમ,
પૂરણભક્ત્યે પ્રેમદા પામી પરબ્રહ્મ. ૧૩૦
જે કાંઇ ભગવાનના પ્રિયોનું પ્રમાણ
શ્રદ્ધા ધરીને સાંભલે પાણ્ડવનું પ્રયાણ, ૧૩૧
પરમ પવિત્રજ એ સુણે મ્હામઙ્ગલ નિષ્ઠ
ભક્તિ લહી ભગવાનની પામે મ્હાસિદ્ધ. ૧૩૨
ઇતિ પન્નરમો અધ્યા થયો, કહ્યો પ્રથમ[illegible].
રાય યુધિષ્ઠિરનું મહા-પ્રસ્થાન-[illegible] [illegible]
શ્લોક થયા બાવન જ્યહાં, પદ [illegible]
રત્ન કહે યત્ને કરયા, કરતા [illegible] [illegible]

इति श्रीभागवते महापुराणे [illegible]
प्रस्थानं नाम [illegible]

## ષોડશ અધ્યાય

यो जगाम निजधाम कामदो नामतो भयविरामकारक।
पाण्डवप्रियतमो नरोत्तमो मां पुनातु स निजायनक्षमः॥१॥

સોળમે મિલિત ધર્મ-મેદની કીધ વાદ કલિકષ્ટવેદની;
લોકપાલકપરીક્ષિદાગમ. એ કથા કથિત સૂત આગમ. ૨

सूत उवाच— [ રાગ રામગ્રી ]

શૌનક સુણતા ભણતો સૂતજી, પરીક્ષિત નૃપના ગુણ અદ્ભુતજી:
પરીક્ષિત પોતે વૈષ્ણવરાજજી; પૃથ્વી પાલે સુન્દર સાજજી. ૩
જે વિધિ વદતા વાડવરાજજી, તે વિધિ પાલે પરીક્ષિત ગાન્યજી;
કોવિદ કહેતા જાતકકર્મજી, જન્મ સમય જે બોલ્યા ધર્મજી. ૪

ઢાલ-જન્મસમયે (જે) ધર્મ બોલ્યા મહત ગુણગમ્ભીર.
તે વિધિ પૃથ્વી પાલતો તે પરીક્ષિત મ્હાવીર. ૫
નૃપતિ ઉત્તર તણી તનયા "ઇરાવતી" ઇતિ નામ,
તે પદ્મિનીને પછે પરણ્યા પરીક્ષિત અભિરામ. ૬
તે વિશે જનમેજયાદિક હુઆ ચ્યાર કુમાર;
પરીક્ષિતથી પ્રગટિયા સુત અનોપમ-આકાર. ૭
(પછે) શારદ્વતને ગુરુ કરી હયમેધ કીધા ત્રણ્ય
નદી ગઙ્ગા તણે તીરે, દક્ષિણા સહિરણ્ય. ૮
તે યજ્ઞ-મધ્યે દેવના પરતક્ષ દર્શન દીધ.
પરીક્ષિત નૃપિ એહવા હ્રય-મેધ ત્રણ્યે કીધ. ૯
( તે સમે ) ગોમિથુનને ઘાત કરતો પગે પાપી કોય
રાજચિહ્ને રાજતો પણ્ય શૂદ્રરૂપી સોય. ૧૦
પરાક્રમ પોતા તણે કલિ ગ્રહ્યો પરીક્ષિત રાય
દશો દિશને જીતનારા કોય સ્થાનક માહ્ય. ૧૧

---

ક. ઘં ષોધે સાજ.

સૂતની વાણી સુણીને વદે શૌનક સ્પષ્ટઃ

શૌનક ઉવાચ—

દિગ્વિજયમા કવણ કારણ ગ્રહ્યો કલિયુગ કંઇ ? ૧૨
કેમ કાં મારયો નહીં ? સાલા તણી શી વાત ?
નૃપ-રૂપ-સદશ કોણ જેણે ધેનુ કૃત પદઘાત? ૧૩
તે કહોની, મ્હાભાગ ! જો કાઇ હરિકથાશ્રય હોય.
હરિપદામ્બુજ-મકરન્દ-સ્વાદી સન્ત વાત કહે સોય. ૧૪
આલાપ અન્ય અમત્ય ભાષણ તે થકી શું થાય ?
આપણું અતિ અનોપમ તે અફલ આયુષ જાય. ૧૫
અલ્પ-આયુષ લોક ને વળી મરણવાન નિદાન.
મુક્તિ મનમા ઇચ્છતો જે મૃત્યુલોક-વિધાન, ૧૬
તેહનો અતિ ભયાનક જે મહા સમરથ મૃત્યુ,
તે પશુહિંસન કર્મ કરતા આહ્વા આણ્યો સત્ય. ૧૭
જ્યહા સૂધી ઇહા અન્તક ત્યાહ્‌ર સૂધી જાણ્ય,
મૃત્યુલોક વિશે કદી કો નવ્ય મરે નિરવાણ્ય. ૧૮
એટલે અર્થે તમ્યો તેડ્યા, સૂત ! આણે ઠામ્ય,
યજ્ઞને મિષ મહાઋષિ જે સુણેવા હરિ નામ. ૧૯
(અહો) મન્દમતિ નર કરેવૂં હરિ-કથા-અમૃત-પાન,
જેહ પીધે અમૃત પામે ઇષ્ટ મૂર્તિ સમાન. ૨૦
મન્દમતિ ને મન્દ નરને મન્દ-આયુષ-અર્થ
નિશા નિદ્રામા ખુહે; દિન ખુહે કારજ્ય વ્યર્થ. ૨૧
(હવે) કહે કલિયુગ તણો નિગ્રહ પરીક્ષિત-કૃત ભર્ઙ્ગ.
સૂત તેહ સમન્ધ કહે છે શૌનકાદિક-અર્ઙ્ગઃ ૨૨

સૂત ઉવાચ—

પરીક્ષિતના સૈન્ય-પાલિત કુરુ-જાર્ઙ્ગલ દેશ;
ત્હાં સાભલ્યો ભૂપાલ વળી કલિયુગ તણો પરવેશ. ૨૩

---

૪ b કો ધીર. ૯. a b દેવનાં...ક્રીધ ૧૨. d પુષ્ટ. ૨૧. c. સુએ.

વાત તે અનખામણી ઘણી સુણી શ્રવણે આપ,
સંગ્રામ-પણ્ડિત પરીક્ષિત નૃપ સઘ સાધ્યું ચાપ. ૨૪

રથ્ય કરચા બહુ શણગાર; ત્યાહ્‌રે જોતરયા હય શ્યામ.
ધ્વજમા મૃગરાજ ગાજે પરીક્ષિત-વિશ્રામ. ૨૫
રથ, અશ્વ, હસ્તી, પદાત ભટ; ચ્હો પાશ સેના ધાય.
પરીક્ષિત નૃપ એ વિધે દિગ્વિજય કરવા જાય. ૨૬

નવખણ્ડ ખણ્ડિત મેદિની જીતી પરીક્ષિત રાય.
ભદ્રાશ્વ ને કેતુમાલ, ભારત, કુરુ, ઉત્તર માહ્ય,  ૨૭
પૂર્વ પશ્ચિમ તદા દક્ષિણ અને ઉત્તર દેશ,
સમુદ્રનિ સ્પર્શી રહ્યા, એ ખણ્ડ ચ્યાહ્‌રે એ ૨. ૨૮
મેરુને ચ્હો પાશ શોભે ઇલાવર્તજ ખણ્ડ.
ઉત્તરે રમ્યક અને જે હિરણ્મય પરચણ્ડ. ૨૯

દક્ષિણે હરિ વૃષભ ને કિમ્પુરુષ તા કહેવાય.
એ ખણ્ડ નવ નિત્યે કરી જીત્યા પરીક્ષિત રાય. ૩૦
તે તે સ્થલે મ્હાપુરુષ પોતા તણા પૂર્વજ ઉક્ત,
યશગાન તેહનૂં સાભલે શ્રીકૃષ્ણ મહિમા-યુક્ત, ૩૧

અશ્વત્થામા-અસ્ત્રથી ઊગારયુ આતમ દેહ;
શ્રીકૃષ્ણજી રક્ષા કરી; સાભળે પરીક્ષિત તેહ. ૩૨
સુણ્યો યાદવ તથા પાણ્ડવ પ્રગટ પ્રેમ અપાર;
સર્વની શ્રીકૃષ્ણમધ્યે સુણી ભક્તિ-વિચાર. ૩૩

પ્રસન્નમન રાજનના સુણી પ્રકાશે લોચન.
પૂર્વજ તણા ગુણ ગાય તેહ્‌ને થાય નૃપ પરસન્ન. ૩૪
બહુ મૂલ્ય અમ્બર આપતો; ને વળી મનોહર હાર;
ગાનારને ધનસાર અર્પે પરીક્ષિત દાતાર. ૩૫

જગત સહ જેહ્‌ને નમે તે ભક્ત પાણ્ડવ માહ્ય
પ્રીત્ય પરમેશ્વર તણી ઘણી સુણી ભૂપત્ય ત્યાહ્ય. ૩૬

સારથિ શ્રીહરિ થયા ને સભાના સરદાર;
ચિત્ત-અનુવર્તી અને જે સખ્ય-ભાવ-વિચાર; ૩૭
રખવાલ પાણ્ડવના થયા, જેહને (વસે) ગઙ્ગા ચરણ્ય,
નિશામાં કરચ ખઙ્ગ ગ્રહીને કરન્તા જાગરણ. ૩૮
જ્હાં તેડતા, ત્હાં જતા પાછસ્ય; સ્તવન ને પરણામ;
(એહવા) ભક્તવચ્છલ કૃષ્ણને નૃપ ભજે પરીક્ષિત-નામ. ૩૯
તે ભૂપ એ વિધિ વર્તતો, નિત્ય સુણે પૂર્વજ-કીર્તિ;
ઊતાવલૂં આશ્ચર્ય દીઠૂં. સુણો કેહૂં તે વૃત્તઃ ૪૦
ધર્મ એકે ચરણ ચાલે; વૃષભ કેરૂં રૂપ.
ધેન-રૂપે ધરણ્ય દીઠી ઘણી દૂખણી ભૂપ. ૪૧
ધરણ્ય-મુખથી ઝરે આસૂ વત્સ વિન જ્યમ માત.
ધર્મ ધેનુ-રૂપ ભૂને પૂછતો તે વાતઃ ' ૪૨
" અરે કૂહે, કલ્યાણિ ! તુઝને વ્યથા દીસે બાહ્રચ;
તે થકી બીજી વ્યથા કાઇ હશે હૃદય મોઝારચ. ૪૩
નિસ્તેજ તનુ તાહ્રૂં, ધરા ! વલી વદન ઝાંખૂ-જાત.
સુદૂર-તર પરિવારની શોચા કરે છે, માત ? ૪૪
ત્રણ્ય પદ ત્રૂટી પડ્યાં; પદ એક ઊભો છૂંય.
એહવો હૂં, તે માહરી શોચા કરે શું તૂંય ? ૪૫
વૃષલીપતિ ભૂ ભોગવેઃ કૂહે, ભૂમિ ! તુઝને આજ ?
તે માટચ દુઃખ પામી ઘણું; તૂં કહે કારણ કાજ. ૪૬
યજ્ઞ-ભાગજ દેવના દૈત્યે હરચા જે માટચ,
અરે માતા ! આવડૂં દુઃખ ધરે છે તે માટચ ? ૪૭
અરે માતા ! માગતા મઘવા ન વરષે મેહ;
પ્રજા-પીડા વિલોકીને, શોક રાખે તેહ ? ૪૮
ભરતાર રાખે નારચને, ને પિતા પોખે બાલ;
તે પતિ પીડે નારચને, ને તાત સુતનો કાલ; ૪૯

૪૪. b. ઝાંખૂં. ૪૮ c. પીડ઼િત.

રાક્ષસની પેરચે પિતા પીડે બાલકાને જેહ,
અરે માતા મેદિની ! શ દુઃખ ધરે છે તેહ ? ૫૦
વળી દેવી સરસ્વતી રહે દુરાચારી-ધામ્ય.
રાજસેવા કરે દ્વિજ, તું દુઃખ ધરે તે કામ્ય ? ૫૧
કલિક્લેશી નૃપતિ નિરખી સહે પામી કષ્ટ !
નૃપે પીડિત દેશ દેખી, દુઃખ ધરે તૂં સ્પષ્ટ. ૫૨
વિધિવર્જિત શયન-મધ્યે મિથુન કરતા લોક.
જીવ લોક નિહાલી એહવા દુઃખ ધરે તે શોક. ૫૩
હે માત ! અથવા થયો તુઝ પર યદા ભૂરિ ભાર,
ઊતારવા અવતાર લીધો નિરાકાર મુરારય; ૫૪
તે થયા અન્તર્ધાન હરિ પરહરી તુઝને જાય,
તે મોક્ષદાતા-કર્મ સમરી, કરે તૂં શોચાય ? ૫૫
એ સર્વ મુઝને કહે, માતા ! વ્યથા-મૂલ-વિચાર.
શા માટય મહી ! તૂં થઇ દુર્બલી ? કહો કારણ સાર. ૫૬
બલિયા થકો બલિયો ઘણો જે કાલ અતિ આરોગ્ય,
શું હરયૂ તુઝ સૌભાગ્ય તેણે દેવતાને ભોગ્ય ?" ૫૭
વૃષભરૂપી ધર્મ પ્રતિ (તદા) મેદિની બોલી એહ:

ધરણ્યુવાચ—

"હે ધર્મ ! (તૂં) જાણે સહૂ, તોહે કહૂં તુઝને તેહ. ૫૮
હે ધર્મ ! તૂં જાણે સહૂ, જે મુને પૂછે એવ.
તૂં ચ્યાર ચરણે વર્તતો જન સૌખ્ય-કારણ, દેવ ! ૫૯
જે થકી તૂં સુખિયો હતો, તે લક્ષ્મીનાયક-હીન
લોકની શોચા કરૂ; તેં માટય થૈ છૂં દીન. ૬૦
એક વિન ચ્યાલીશ ગુણ હરિ વિશે રહેતા નિત્ય.
તેહના કહૂં નામ, સાંભલ્ય; ધર્મ ! તુઝને સત્ય. ૬૧

---

૫૬. b યથા. ૫૭ a વલી જ્યાં થકો c. ભાગ્ય.

સત્ય ને વળી શુદ્ધતા; ને દયા ત્રીજી જાણ્ય.
ક્રોધમાં ચિત્ત સ્થિર ક્ષણ, તે ક્ષાન્તિ તણાં પરમાણ. ૬૨
ત્યાગ ને (વળી) સન્તોષ છઠ્ઠો, તથા સરલ સ્વભાવ
શમ અને દમ તથા તપ, અગ્યારમો સમભાવ. ૬૩

તિતિક્ષા તેહને કહે, જે સહે પર-અપરાધ.
લાભ પામ્યે ઉદાસી રહે, ઉપરતિ તે સાધ. ૬૪
ચૌદમે ગુણ એહ જે સહુ લહે શાસ્ત્ર-વિચાર.
વળી સામર્થ્ય, કૃષ્ણજીના કહું ગુણ-ભણ્ડાર. ૬૫

જ્ઞાન ને વૈરાગ્ય વળી ઐશ્વર્ય, શૌર્ય, હે ધરણ્ય!
તેજ, બલ ને સ્મૃતિ જે કર્તવ્ય કાર્યનું સ્મરણ ૬
સ્વાતન્ત્ર્ય પર-આધીન નહિ; ને ક્રિયા-કુશલી ઈશ.
સૌન્દર્ય, ધીરત્વ, ચિત્ત-કોમળપણું; ગુણ છત્રીસ. ૬૭

ચતુરતા-ગુણ, વિનયતા-ગુણ તથા શીલ સુમાર.
મન તણું બલ, ઇન્દ્રિય તણું બલ તથા ભગ નિરધાર. ૬૮

સહજ ગુણ, ગમ્ભીરતા ને અચઞ્ચલતા-ભાવ.
કીર્તિ, શ્રદ્ધા, માન્યતા ને અહંકાર-અભાવ. ૯
ઓગણચાલીસ ઈજાના મોટા મનસ્વી (મહદ્) સોય.
કદાચિત પામે ન ક્ષય ગોવિન્દના ગુણ સોય. ૭૦

ગુણપાત્ર તે ગોવિન્દજીને સર્વ લક્ષ્મીનિવાસ,
તે વિષ્ણુ-વર્જિત લોકની શોચા કરું નિરાશ. [illegible]
વળી કલિ પાપી પ્રવર્ત્યો, તેણે નિહાળ્યો લોક. [illegible]
પ્રજા અતિ પીડાય છે, તેનો મુજને શોક.

હું માહરી શોચા કરું ને તને શોચું, દેવ! [illegible]
દેવના, પિત્ર ને ઋષિની કરું શોચા એવ. [illegible]
સાધુની શોચા કરું, સહુ વર્ણ, આશ્રમ જેહ [illegible]
સર્વની શોચા કરું હું, ધર્મ! નિઃસન્દેહ.

જેહ લક્ષ્મી તણા એહ કટાક્ષ-વીક્ષણ-કાજ્ય,
બ્રહ્માદિક તપ આચરે છે ત્યજી નિજ નિજ રાજ્ય; ૭૫
ભગવાન-પદ પામ્યા તથાપિ લક્ષ્મીનો મનકામ,
ઘણા દિન ખપ કરે છે; તપ આચરે ઉદ્દામ; ૭૬
તેહ કમલા કમલવન નિજવાસ મૂકી સત્ય,
અનુરક્ત થૈ જે કૃષ્ણ-પદ-સૌભાગ્ય સેવે નિત્ય. ૭૭
જે કૃષ્ણચરણે કુલિશ-અંકુશ-કમલ-ધ્વજ-એંધાણ,
તે પગે મુઝને પરમ શોભા ઊપની પરમાણ. ૭૮
ત્રય્ય લોક કેરી વિભૂતિ જીતી કરચો મેં ગર્વ,
તદા તત્ક્ષણ ત્યજી હું; તૂં માન્ય સાચૂં સર્વ. ૭૯
જે અસુર-અંશી ભૂપનો અક્ષોહિણી શત ભાર,
તે ભાર મુઝ ઊતારવા હરિયે ધરચો અવતાર. ૮૦
જે ચરણ વિન (તુને) દુઃખી દેખી કરચૂ પૌરુષ આપ,
દેહ યાદવમા ધરી તૂં કરચો સમરથ, બાપ ! ૮૧
તેહ પુરષોત્તમ તણો કુણ વિરહ સ્હે નિરધાર ?
રુચિર સ્મિત, હિત-વિલોકન ને વચન સુન્દર સાર, ૮૨
મધુમાન્યનીના-માન-દર્‌તા સ્વયં હરતા સોય,
(જેહ્‌ને) ચરણસ્પર્શે તૃણમિષે રોમાઞ્ચ મુઝને હોય." ૮૩
ધર્મ-પૃથ્વી એ વિધ્યે સંવાદ કરતાં સાર;
કુરક્ષેત્ર-મધ્યે પધારચા ત્હાં પરીક્ષિત નૃપ ત્યાહ્‌ર. ૮૪
ઇતિ **પ્રથમ સ્કન્ધ**-મધ્યે સોલમો અધ્યાય,
જે મધ્ય પૃથ્વી ધર્મના સંવાદનો મહિમાય; ૮૫
શ્લોક જે અધ્યા ત્રિશે અડ્ત્રીશ ઉત્તમ-વાણ્ય,
રત્ન ક્‌હે, યત્ને કરચાં પદ પઞ્ચ્યાશી પરમાણ. ૮૬

૧૪૬૨

**इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धे पृथ्वीधर्म-
संवादो नाम षोडशोऽध्यायः ॥ १६ ॥**

## સપ્તદશ અધ્યાય

**यद्दत्त धर्ममेदिन्यौ शोचमाने मिथो मुहुः।**
**ददर्श विष्णुरातस्ते नमामि तमधोक्षजम् ॥ १ ॥**

હવે કહે સત્તરમે અનૂપ, કલિ તણો નિગ્રહ કીધ ભૂપ.
એહવો મહા જે બલવાન રાય, વૈરાગ્ય તેહનૂં કથવા ઉપાય. ૨

सूत उवाच— [ રાગ કેદારો ]

સૂત કહે, શૌનક ! સુણોઃ પરીક્ષિત નૃપ ધર્મી ઘણો.
ગોવૃષ-મિથુન નિહાળ્યું તે સમે રે. ૩
અનાથવત મારતાં તે ખેદ, દણ્ડસહિત શૂદ્ર તેહ.
ભૂપશો શૂદ્ર સુરભિ-વૃષને દમે રે. ૪

ઢાલ-ભૂપ સરીખો શૂદ્ર નિહાળ્યો; વૃષભ ઉજ્જ્વલો વર્ણ;
કમલ-તન્તુશો ઉજ્જ્વલ અતિશે, ઊભો એકે ચરણ્ય; ૫
ભય પામીને મૂત્ર કરન્તો, થરથર કમ્પે દેહ;
અતિ શીદાતો ઇત-ઉત ધાતો શૂદ્રે તાડ્યો તેહ. ૬
ધર્મદુઘા વલી ધેનુ નિહાળી, દીસન્તી તે દીન;
શૂદ્ર તણે ચરણે અતિ તાડી વિલપે છે વચ્છહીન. ૭
લોચનથી જલધાર વહેતી; દુઃખે દુર્બલ દેહ.
તૃણ વિના સુરભિ શીદાતી, પરીક્ષિતે દીઠી તેહ. ૮
કનકજડિત્ર રથ્ય રાજા બેઠો પરીક્ષિત પૂછે આપ.
ઘન-ગમ્ભીર કરી સ્વર બોલ્યો; ચપલ ચઢાવ્યૂં ચાપઃ ૯

राजोवाच—

"મમ શરણાગત લોક વિશે તૂં કોણ મહા બલવાન ?
બલ પોષી અબલાને મારે," ઇમ પૂછે રાજાન. ૧૦
"રૂપે રાજા સરખો દીસે; નટવત કીધો વેષ;
કર્મે શૂદ્ર સરીખો દીસે; કારણ કહેની એષ. ૧૧

ગાઞ્જીવધન્વા સાથ્યે ગોવ્યન્દ હરિ ગયા જે માટ્ય
નિર-અપરાધી લોક વિશે તૂં પ્રહાર કરય તે માટ્ય. ૧૨

અરે હત્યા અપરાધી ! કહે તૂ; કોણ પ્રકાશ્યો પાપી ?
વધવા યોગ્ય થયો છે, માટ્યે હૂં શિર નાખિશ કાપી." ૧૩
વીર વૃષભને પૂછે પરીક્ષિત, "હે મૃણાલવત શ્વેત !
તૂ કોણ ત્રણ્ય ચરણે ઓછો, ને એક પગે ગતિવન્ત ? ૧૪

વૃષભ તણે રૂપે કુણ આવ્યો દેવ મુને દુઃખ દેવા ?
તૂં કુણ મુઝને દુઃખ દેખાડે ? શી વિધિ સાધૂં સેવા ? ૧૫
કૌરવ-કર-પાલિત પૃથ્વીમા તુમ વિન કોય ન ક્યાહ્ર
શોકાસૂ અવની પર પડતા પ્રાણીમા નિરધાર. ૧૬
હે સુરભિસુત ! શોક મ કર્ય તૂં; વૃષભ ચકો ભય ભાજ્ય.
હે સુરભિ ! તૂં રુદન મ કરય રે; કાતરતા-ગુણ ગાજ્ય. ૧૭

જ્યાહ્ર લગી હૂં ઊભો ખલને શાખામણનો દાતા,
ત્યાહ્ર લગી કલ્યાણ થશે, તૂં સાભલ્ય, રે મુઝ માતા ! ૧૮
જેહ્‌ના દેશ વિશે, સુણ્ય, સાધ્વી ! પ્રજા દુર્જન જન પીડે,
તે ઉન્મત્ત નૃપની કીર્તિ ગતિ આયુષ ભાગ્ય હીંડે. ૧૯
રાજાનો એ પરમ ધર્મ જે દુઃખિઆના દુઃખ પ્રાહ્રિ.
માટે પરદ્રોહી દુર્જનને મારીશ હૂં નિરધાર. ૨૦

અહો ચતુષ્પદ સૌરભેય વૃપ ! ચ્યાર ચરણ તુઝ જેહ,
તેહ્‌માં ત્રણ્ય ચરણ તુઝ કોણે છેદ્યા ? (મુઝને) કહેની તેહ. ૨૧
કૃષ્ણ તણા અનુવર્ત્તી રાજા અમ સરખા છે જેહ,
તેહ્‌ના દેશ વિશે તૂં સરખા દુખિયા નવ્ય હો તેહ. ૨૨
તુઝને ભદ્ર હણ્યો, વૃપ ! કહે તો, અન-અપરાધી સાધ !
તાહ્રી વિરૂપતા કરનારો કોણ તુને કૃત-બાધ ? ૨૩

---

૧૬. c. અતિ માન પડ્યાં છે. ૧૭. b ભાંજે. d. ગાંજૂં. ૧૯.
a./b. સાધેવી, દુર્જન જનને

પાણ્ડવકુલની કીર્તિ-મધ્યે દૂષણ દેતો સોય,
જે કો પાણ્ડવના જનપદમાં દુરાચારી હોય. ૨૪
અણ-અપરાધી જન્તુ વિશે જે પીડા દેતો દુષ્ટ,
સકલ જગતમાં મુજથી તેહને પ્રગટે અતિશય કષ્ટ. ૨૫
દુર્જન સજ્જનને દુઃખ દે છે, દુર્જન પામે દુઃખ.
સજ્જનને દુઃખ શાનું, આવા? સાધુ પામે સુખ. ૨૬
નિર-અપરાધીને જે દુઃખ દે નિર-અંકુશ પૈ એવ,
તેહનો કર અંગદથી કાપૂં, યદ્યપિ છે તે દેવ. ૨૭
બ્રાહ્મણ ને હરિ-ભક્ત વિના હૂં સર્વેના કર કાપૂં;
જે અપરાધ કરે દ્વિજ-અરિજન, તેહને નમ્ય ઊથાપૂં. ૨૮
રાજાનો એ પરમ ધર્મ જે ધર્મ-સ્થિતિને પાળે.
શાસ્ત્રોક્ત મતને ઊલઙ્ઘે, એહવા અધર્મી(ને) ટાળે." ૨૯

ધર્મ ઉવાચ—

ધર્મ કહે "સુણ્ય, પરીક્ષિત રાજા! એ ગતિ મેં પરમાણી,
પાણ્ડવકુલને ઘટતૂં જે કહે નરને નિર્ભય વાણી. ૩૦
જેહના ગુણગણથી વશ કીધા કૃષ્ણ સ્વયં ભગવાન,
દૂતપણૂં પરમેશ્વર કરતા, તે પાણ્ડવ રાજાન. ૩૧
જેહ પુરુષથી કલેશ તણૂં આ બીજ ઉદ્ભવે વેદ,
તેહ પુરુષને નવ્ય જાણૂં અહ્નો, વાચા વાણી-ભેદ. ૩૨
કોયક યોગી માહ્ગ મનને આચ્છાદે કહિ ભેદઃ
'આત્માનો દુઃખદાતા અન્તર-આત્મા જાણો વેદ.' ૩૩
કોય કહે, 'એ દેવ થકી દુઃખ પામે છે તો લોક.'
કોય કહે, 'પોતાને કરમ સહુ કો પામે શોક.' ૩૪
કોય [કુતર્કી-નાસ્તિક] નર, તે બોલે એહવી વાણીઃ
બૌદ્ધ કહે, 'નર-સુખદુઃખ કારણ સર્વ-સ્વભાવ પ્રમાણી.' ૩૫

૨૬ ग. દુર્જન સામજનને. ૨૯. ઘ. અણુવર્મીને.

'અપ્રતર્ક્ય અનિર્વચનીય ઈશ્વરથી સુખ દુઃખ હોય,'
નાયક નરમા એહવો નિશ્ચય સાચો માનો સોય ૩૬
અરે પરીક્ષિત! અવલા મતમા ઘટતો જે મત હોય,
પોતની પ્રજ્ઞાએ વિચારી મુઝને કહોની સોય " ૩૭
એ વિધિ વદતો ધર્મ સુણી સમ્રાટ પરીક્ષિત વેદ
નિશ્ચલ મન રાખીને બોલ્યો ધર્મ પ્રત્યે ગતખેદ ૩૮

राजोवाच—

ધર્મજ્ઞાની ધર્મ કહે તૂ, વૃષભસ્વરૂપી ધર્મ!
અધર્મનો કર્તા પણ્ય પાપી નરક પડે ખલકર્મ. ૩૯
દેવ તણી એ માયા મોટી, તેહની ગતિ ન કહાય.
જીવે તેહનો મનમા વાચા નિશ્ચય પણ્ય નવ્ય થાય. ૪૦
ધર્મ તણા એ ચ્યાર પગ તપ, શૌચ, દયા ને સત્ય
અધર્મને અંશે કરી ભાગ્યા ત્રણ્ય ચરણની ગત્ય ૪૧
વિસ્મય સઙ્ગ તથા મદ ત્રણ્યે અધર્મ કેરા અંશ
તેણે ત્રણ્ય ચરણ ક્ષય કીધા તાહરા, ધર્મ! પ્રશંસ! ૪૨
હવ! તાહરો એક ચરણ છે સત્યરૂપ નિરધાર
કલિયુગરૂપ અધર્મી, તેહનો કરવા ઈછિ પ્રહાર. ૪૩
કૃતયુગમા તો ચ્યાહરે ચરણે ધર્મ ચતુષ્પદ-રૂપ
ત્રેતામા વિસ્મયથી ટાલ્યૂ તપ તો ત્રિપદસ્વરૂપ. ૪૪
સઙ્ગ શૌચ ગયૂ દ્વાપરમા દ્વિપદ થયો'તો, ધર્મ!
કલિમા દયા ગઈ મદ માટે, એકપાદ તો પરમ. ૪૫
સત્યરૂપ તાહરો પદ હવડા, અનૃત-આયુધ-પાણિ
કલિયુગ પાપી તેહને કાપે, આશઙ્કા નવ્ય આણી ૪૬
આ અવની ભગવાને નિર્ભય કીધી ભાગ્ય ભાર,
સુન્દર પદ હરિયે આરોપ્યા, કરતા ક્રીડ-વિહાર ૪૭

૪૪ a તૂ ૪૫ b તૂ d તૂ ૪૭ d કરતી.

માઝ્વી તો શોચે છે હવડાં. જલ વ્હે લોચન-વાટે,
દીન દયામણી સરખી ધરણી હરિયે મૂકી માટે; ૪૮
'અબ્રહ્મણ્ય મહીપતિને મિષ્ય પાપરૂપ આકાલ,'
મન માહે, "મુઝને ભોગવે છે શૂદ્રરૂપ ભૂપાલ.' ૪૯
મ્હારથીયે આશ્વાશ્યા એ વિધ્ય ધર્મ-ધરા નિરધાર.
(પછે) અધર્મહેતુ કલિને હણવા તીક્ષ્ણ ગ્રહે તરવાર્ય. ૫૦
તેહ્‌ને એ વિષ્ય હણતો દેખી કલિયુગ તો ભયભીત,
પરીક્ષિતને પગ્ય મસ્તક મૂક્યૂં; ચૂક્યૂ ગર્વ ચિત. ૫૧
પાગ્ય પડ્યો પાપીને દેખી પરીક્ષિત દીન-દયાલ,
શરણાગતને હણતો ન હવો; હશી બોલ્યો ભૂપાલઃ— ૫૨

**રાજોવાચ—**

"ગુડાકેશ જે અર્જુન તેહ્‌ના યશધારી અમ્યો જેહ,
તેહ્‌ની આગલ્ય કર જોડીને ઊભો છે તૂં તેહ. ૫૩
તે અમને તાહ્‌રો ભય કિઞ્ચિન્માત્ર નહીં કોવાર.
માહ્‌રા મણ્ડલ-મધ્યે તેં નવ્ય પ્રવર્તવૂં નિરધાર. ૫૪
જે માટે તૂં અધર્મ કેરો બન્ધુ કહાવે, પાપી!
તે માટે તે એકે અંશે આહાં નવ્ય રહેવૂં વ્યાપી. ૫૫
નરપતિ કેરા દેહ વિશે કરિ તૂંજ પ્રવર્ત્યો જ્યાહ્‌રે,
અધર્મ કેરો યુગ પ્રવર્ત્યો, હેત્ના દેવ-ર્ણ ત્યાહ્‌રેઃ
લોભ, અનૃત ને ચૌર્ય, અનાર્યપદ, ધર્મત્યાગ, અહંકાર,
અણુલક્ષ્મી ને કપટ, કલહ ને દમ્ભ ધર્યો તે ઠામ
તે માટે, હે અધર્મબન્ધુ! બ્રહ્માવર્ત મોઝારય,
ન વર્તવૂં (તેં) જહાં ધર્મ, સત્ય જે વાસને છે નિત્ય

૪૯ b. આપ. ૩૯ પ્ર. ઈ. દીધી પ્ર. ક
ભિન્ન. ઈ ચિહ્ન ૫૧ ૮ ૧૨.

યજ્ઞ કરીને જેહની મધ્યે યજ્ઞ તણા ત્યાં જાણ,
યજ્ઞેશ્વરને જીતે છે, તે બ્રહ્માવર્ત પ્રમાણ ૫૯
યજ્ઞમૂર્તિ ભગવાન હરિ જ્યહાં જ્યજ્યો થકે શિવ આપે,
સ્થાવર જંગમ સફલ કામના, સ્થાનક સ્થિર કરી થાપે. ૬૦
અન્તર્યામી એક-આતમા પ્રાણરૂપ અવિનાશી,
બાહ્યે મધ્યે મ્હા-સુખદાતા બ્રહ્માવર્ત-નિવાસી" ૬૧
પરીક્ષિને એ વિપ્ર પ્રતિબોધ્યો કલિયુગ કમ્પિત-પ્રાણ,
ખડ્ગ ઊગામી મમસમ નૃપને દેખી બોલ્યો વાણ્ય ૬૨

**कलिरुवाच—**

"તમ્યો કહ્યું, જે આહા નવ્ય રહેવું, તે માટે ભય પેખું;
જ્યહાં ત્યહાં હું સંહિતશરાસન, પરીક્ષિત! તમને દેખું. ૬૩
તે માટે હે ધર્મધુરન્ધર! મુઝને આપો સ્થાન,
જે સ્થાનક વસતો હું તો તમ શાસન માનૂ ભાન." ૬૪

**सूत उवाच—**

એમ પ્રાર્થ્યો પરીક્ષિતે કલિયે, સ્થાનક આપ્યા ચ્યાર
દ્યૂત, મદ્ય-સ્થાનક ને નારી, હિંસા, એ સ્થલ ચ્યાર. ૬૫
પુનરપિ પરીક્ષિત જાચ્યો કલિયે, "સાંભલ્ય, હે રાજન!
ચ્યાર તણૂ ફલ એક સ્થલ્ય, કાંઇ આપ્યે મુઝને મ્હા-સ્થાન" ૬૬
સુવર્ણ વનતૂ આપ્યૂ કલિને પરીક્ષિતિ વિશ્રામ,
અનૃત, મદ ને કામ, હિંસના, વૈર, પાંચમો ઠામ. ૬૭
જે કો ઉદય થવા ઇછે તે અહીં ન કરે આસક્તિ,
કનક-કામ્યની-પ્રીતિ ન રાખે; વિશેષ ભૂપતિ ભક્ત. ૬૮
તપ, શૌચ, દયા, એ ત્રણ્યે વૃષભ તણા પદ પરમ,
નાશ થયા પાછા સમ્પાદ્યા ઇમ આશ્વાસ્યો ધર્મ. ૬૯

૬૪. તે સમાન ૬૫ તે હિંસાસ્થળ એ.

અનનીનૂ આશ્વાસન કીધૂ, એ વિધ્ન આનન્દ આપી,
પૃથ્વી નિર્વૃતિ પમાડી પરીક્ષિત, ધર્મસ્થાપના સ્થાપી ૭૦
તે પરીક્ષિત હવડા આરોહ્યો, આસન પાર્થિવ-યોગ્ય,
યુધિષ્ઠિરે વન જાતા જે પદ, આપ્યૂ ભૂપતિ ભોગ્ય ૭૧
હવડા તે રાજા-ઋષિ કૌરવ-લક્ષ્મી લસતો માહ્તે
હાસ્તિનપુરમા મહા-યશસ્વી ચક્રવર્તી-પદ પાવે ૭૨
એ વિધિ મહિમાવાન અભિમન્યુપુત્ર, કૃત-[કલિ]-શિક્ષા,
તે પૃથ્વી પાલે છે, માટે તમ્યો ધરો છો દીક્ષા ૭૩
ઇતિ **ભાગવત-પ્રથમ સ્કન્ધે**, સત્તરમો અધ્યાય,
કલિયુગ કેરા નિગ્રહનો જે મધ્યે છે મહિમાય ૭૪
શ્લોક થયા એ અધ્યા-મધ્યે ચૂઆલીશ સુપેખ્ય
રત્ન કહે, યત્ને કરી કીધા પૂરણ પદ બોહ્તયેગ્ય ૭૫

૧૫૩૭

**इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धे [ कलिनिग्रहो नाम ] सप्तदशोऽध्याय: ॥ १७ ॥**

---

## અષ્ટાદશ અધ્યાય

**ररक्ष धर्मं धरणीं धरेशो युग कलि पीडितवान् परीक्षित् ।
भेजे स भक्तो भुवि य विरक्तस्तमीश्वरं कृष्णमहं नमामि ॥१॥**

અઢારમે કૂહે શુકદેવ (?) આપ, જે ઊપનો ભૂપતિ-બ્રહ્મશાપ,
અનુગ્રહ્યો ભૂપતિ શાપ-સાહ્મો, નૃપેશ વૈરાગ્ય વિશેષ પામ્યો ૨

**सूत उवाच—** **[રાગ ગોડીની ચાલ્ય ]**

શૌનકાદિકશ્ બોલ્યા સૂત, પરીક્ષિત-ચરિત સુણો અદ્ભુત, ,
અશ્વત્થામા-અસ્ત્રથી જેહ, માત-ઉદર નવ્ય બાલ્યો દેહ ૩

---

૭૨ c મહાભાગ્ય સે'જે ભાયગયશ (?) ૧. c મજે સુભક્તો

કૃષ્ણ કહાવે અદ્‌ભુત-કર્મ; તેહનો એહ અનુગ્રહ પરમ.
વિપ્રશાપથી પ્રગટ્યો શાપઃ પ્રાણનાશ અહિ તક્ષક આપ. ૪
તેથી પણ ભય પામ્યો નહીં, ભગવન્મતિયે પરીક્ષિત સહી.
જગત-સર્ગ ત્યાં મૂક્યો સહી; અજિત તણી સંસ્થા મન્ય લહી. ૫
વ્યાસ તણો જે સુત શુકદેવ, તેહનો શિષ્ય થયો તત્ખેવ.
હરિ જાણી છેદ્યો જન-સ્નેહ; ગઙ્ગાતીરે મૂક્યો દેહ. ૬
શૌનકાદિક! સુણજ્યો, મુનિવર્ય! હરિજનને નાહીં આશ્ચર્ય,
જે કો હરિને સમ્ભારતા, કેવલ કૃષ્ણ તણી વારતા; ૭
કૃષ્ણ તણી જે કોમલ કથા-અમૃતપાન કરે સર્વથા;
જે કો હરિપદ-પઙ્કજ ભજે, તે યદ્યપિ અન્તે તનુ ત્યજે, ૮
અન્તકાલ્ય નાવે અજ્ઞાન; શુદ્ધિ-સહિત સમરે ભગવાન.
યદ્યપિ સઘલે પ્રસરયો કલિ, તાવત્કાલ થયો નહિ બલી, ૯
યાવત્કાલ પરીક્ષિત રાય, ચક્રવર્તી પોતે મહી માંય.
જેણે દિન જે ક્ષણ વેદિની, ભગવાને મૂકી મેદિની, ૧૦
અધર્મ-ઉત્પત્તિ કલિયુગ જેહ, તેણે કાલ્ય પ્રવર્ત્યો તેહ.
કો કહેશે, કલિયુગ ઉદ્દામ, પરીક્ષિતે શે નવ્ય મારયો હામ્ય? ૧૧
ચક્રવર્તી પરીક્ષિત એવ; કલિયુગનો નવ્ય કીધો દ્વેષ.
અવગુણ તાં મન્ય આણ્યો નહીં; કલિયુગનો ગુણ લીધો ગ્રહી. ૧૨
ભ્રમર સરીખો તે નરપતિ; સાર ગ્રહ્યો કલિયુગનો અતિ.
કલિયુગનો ગુણ ભાખ્યો જેહ, કલિયુગ-મધ્યે સારૂં એહ; ૧૩
સુકૃત સદા ફલે જે મધ્ય, ચિત્ત વિશે ચીતવતાં સદ્ય;
પાપ ન પ્રગટે, ઉતાવલે; મનનૂં ચિન્ત્યૂં પાપ ન ફલે. ૧૪
કોઇ કહેશે, ન કરયો રોષ; એકજ ગુણ ને અધિકા દોષ.
(પણ્ય) ધીરત્યવન્ત વિશે કલિ તણું, પ્રાક્રમ નવિ ચાલે અતિ ઘણું. ૧૫

---

૧૦ c. તેનો. ૧૨ d. ચિન્તવ્યૂં પામે ફળે. ૧૪ d. આધીન નરમાં.

તે માટચે નવ્ય જીત્યો કલિ; તેહ્નો કહૂં વિસ્તારજ વલી.
ધીર પુરુષથી બીહ્તો કલિ; અધીર નરમાં વરતે વલીઃ ૧૬
વરૂ સરીખો વરતે ત્યાંહ, ધીરજ્ય તા નવ્ય હોયે જ્યાંહ.
સૂત કહે, સુણજ્યો, મુનિ ! ઘણૂં, એ આખ્યાન પરીક્ષિત તણૂં. ૧૭
જેહ્વૂં પૂછ્યૂં તેહ્વૂં કહૂં, કૃષ્ણકથામૃત જેહ્વૂં લહૂં.
પુરુષે જે કરવૂં નિરધાર, સર્વ શાસ્ત્રનો સુણજ્યો સાર. ૧૮
ભગવતની છે જેજે કથા, કહેવા યોગ્ય કર્મની યથા;
હરિના ગુણ તે હરિનાં કર્મ, તેહ્નો આશય જેહ્માં પરમ, ૧૯
કૃષ્ણકથા છે એહ્વી જેહ, ભાવિક પુરુષે સુણવી તેહ.
સૂત-વચન અન્તર્ગત્ય આણ્ય, આનન્દ્યા મુનિ બોલ્યા વાણ્યઃ ૨૦

ऋषिरुवाच—

અરે સૂત ! તૂં સૌમ્ય અતીવ, અનન્ત વરસ નિરંન્તર જીવ્ય.
નિર્મલ યશ નારાયણ તણૂં, જે માટે તૂં કહે છે ઘણૂં. ૨૧
નરનૂં મરણ-નિવર્તક જેહ, તેં ભાખ્યૂં ભગવદ્યશ તેહ.
યજ્ઞ-કર્મની કીજે આશ, તેહ્ના અમને નહિ વિશ્વાસ. ૨૨
ધૂમે ધૂમર અન્તઃકરણ; સૂત ! અમારાં એ આચરણ.
હરિ-પદ-પંકજ મધુર પરાગ, અમને તૂં પાયે, મ્હાભાગ ! ૨૩
ભગવત્સંગી વૈષ્ણવ જેહ, તેહ્ની સ્વલ્પેક સંગતિ જેહ,
તેહ્ની તુલાયે નાવે સ્વર્ગ; તેથી અધિક નહીં અપવર્ગ. ૨૪
તુચ્છ ભોગ જે નરના સોય, વૈષ્ણવસંગ-સમા ક્યમ હોય ?
મહાપુરુષનો આશ્રય એહ, નિર્ગુણના અદ્ભુત ગુણ જેહ, ૨૫
તે ગુણ યોગી કેહી નવ્ય સકે, શિવ-બ્રહ્માદિક પણ્ય જ્યહાં થકે.
તે હરિકથા તણો મહિમાય, કોવિદ કોણ સુણીને ધ્રાય ? ૨૬
તેહ કથા તૂં કહે, ભગવાન ! વૈષ્ણવ જનમા તૂં પરધાન.
અનન્ત હરિનાં ચરિત્ર જેહ, અમને વિસ્તારી કહો તેહ. ૨૭

---

૨૧ a. ધૂસર. ૨૬ b. ચરિતનૂં કહે વિધાન. ૨૭ d. પ્રેક્ષપન્ન.

અમ્યો તૂને સેવૂં, ભગવાન ! શુદ્ધ ચરિત કહે તૂં, વિદ્વાન !
જેહ ચરિત શુકદેવે કહ્યું, પરીક્ષિત રાજાયે મન્ય લહ્યૂં. ૨૮
ભગવદીય મ્હા મોટો અતિ, પરીક્ષિતની મ્હા મોટી અતિ.
તે પરીક્ષિત જે જ્ઞાને કરી, મોક્ષપદ પામ્યો ભવ તરી. ૨૯
ગરુડધ્વજ-પદ-મૂલ-વિધાન, મોક્ષ-પદ પામ્યો રાજાન.
પરીક્ષિત-શુકનો જે સંવ્વાદ, તેહ કથા કહો અમૃત-સ્વાદ. ૩૦
તે માટે સાધન જ્ઞાનનૂં, જેહ્મા વર્ણન ભગવાનનૂં;
અતિશય પાવન અર્થ-પ્રકાશ, અદ્દભુત યોગ મહા સુખ રાશિ. ૩૧
વૈષ્ણવને વાહ્લૂં અતિ એવ, કહ્યૂં પરીક્ષિતને શુકદેવ;
**ભાગવત**-નામે એ આખ્યાન, પ્રગટ્યૂં પુરાણ કહો, વિદ્વાન ! ૩૨
કર્મ, જ્ઞાન ને ભક્તિ, યોગ, [ ચ્યારેનો જેહ્માં સંયોગ],
એહ્વી જે **ભાગવતી** કથા, અમને, સૂત ! કહો સર્વથા." ૩૩
મોટે મુનિયે માન્યા ઘણૂં, સૂત વખાણે પોતા તણૂંઃ

**સૂત ઉવાચ—**

અહો યદ્યપિ છૂં હૂં હીન, વિલોમ-જન્મા કહાવૂં દીન, ૩૪
તોહે જન્મ સહિત જ્યહાં ઘણૂં, સફલ જન્મ જાણો અમ તણૂં.
મોટે પુરુષે આદર કીધ, સમ્ભાષણ-સમ્બન્ધ પ્રસિદ્ધ. ૩૫
મોટાશૂં સમ્ભાષણ-કથા [ નીચપણાની જાય વ્યથા. ]
આજ અમ્યો પામ્યા તુલ્યતા, મુનિવર ! તમ સાથ્યે બોલતા. ૩૬
સહજ સમ્બન્ધે ભાષણ કરે, મોટાશૂં મોટિમ અનુસરે,
મોટાશૂં હરિના ગુણ ગાય, તેહ્નો કોણ કહે મહિમાય ? ૩૭
જે હરિ કેરી શક્તિ અનન્ત, અનન્ત પોતે શ્રીભગવન્ત.
મોટા ગુણ હરિના મુનિ કહે, મ્હાજન જેહ્ને શરણે રહેઃ ૩૮
તે હરિના ગુણને અનુસરે; નીચપણૂં કોહ્નૂં નવ્ય કરે.
કિમ્બહુના શૂં કહિયે ઘણૂં ? હરિગુણ સહુથી મોટા ગણૂં. ૩૯

૨૮ b. મોક્ષપન્થ. ૨૯ d જ્યાં. ૩૭. a. તેવા અનન્ત હરિનાં પદ ગ્રહે. ૩૭ b રહે

સાભળજ્યો તેહ્‌વૂં દૃષ્ટાન્ત, બીજા સહુને મૂકી શાન્તઃ
પ્રાગ્થના કરતાને ત્યજે, લક્ષ્મી જે હરિપદને ભજે; ૪૦
નવ્ય ઈછે માધવ મ્હાભાગ્ય, તોહે પદ્મા વલગે પાગ્ય.
હરિની મોટિમતાનૂં વળી, કહૂં દૃષ્ટાન્ત સુણજો, મુનિ! મળી. ૪૧
વિધિયે પદ-પ્રક્ષાલન કરયૂં, જેહ્‌ના પદ-નખનૂં જળ ઝરયૂં,
તે જલને શંકર શિર વહે, સકલ જગતના પાતક દહે. ૪૨
મુકુન્દજીથી કોણજ શ્રેષ્ઠ ? સકલ શિરોમણિ હરિ મ્હેષ્ટ,
જેહ્‌મા અનુરાગી બહુ સન્ત, પામે દેહભાવનો અન્ત, ૪૩
સઊં ત્યજીને સૂધા થાય; પરમહંસને મારગ્ય જાય,
જે મારગ્ય પરહિંસા શમે, ઉપશમ પામી સેહ્‌જ્યે રમે.- ૪૪
સૂત કહે, સાભલજ્યો, સુખી ! તમ્યો ત્રયીમૂર્તિ સર્વ ઋખિ !
તમ્યો મુને જે પૂછી કથા, જાણિશ તેહ્‌વી ભાખિશ યથા. ૪૫
મુઝને ગમ્ય હશે જેટલી, તમને કથા કહીશ તેટલી.
પઁખી ઊડે છે ત્યહા લગી, પોતાની ગતિ છે જ્યહા લગી. ૪૬
જે મોટા પણ્ડિતતા વહે, હરિલીલા ગતિમાને કહે,
તે માટયે સાભલજ્યો તમ્યો, જાણૂ તેહ્‌વૂં કહૂ છૂં અમ્યો. ૪૭
હવે કથા ભાખૂં ચાલતી—એક સમે પરીક્ષિત ભૂપતિ,
મ્હાવન-મધ્યે કરતો ગતિ, શ્રમ પામ્યો ભૂખ્યો નરપતિ ૪૮
ધનુષ સજીને સત્વર થયો, મૃગયા રમતો વનમા ગયો.
મૃગની પાછળ્ય ધાયો ધીર. તૃષા લાગી ન મલે નીર. ૪૯
જલસ્થાનક નવ્ય દીઠૂ યદા, કોયક આશ્રમ આવ્યો તદા.
તે આશ્રમમા દીઠો ઋખિ, આસન વાલી બેઠો સુખી. ૫૦
શમીક નામે સમ્યક્-જ્ઞાન, લોચન મેલી ધરતો ધ્યાન
રુધ્યા ઇન્દ્રિયના વ્યાપાર. પ્રાણવાયુનો પ્રત્યાહાર. ૫૧
મન-બુદ્ધિ પામ્યા ઉપરામ. ત્યાગ્યા ત્રણ્ય અવસ્થા-ઠામ.
બ્રહ્મભૂત અવિકારી હોય; તુરીય-પદને પામ્યો સોય. ૫૨

---

૪૧ d. દેહ ભાનનો નાશે ૪૨ d શૂં થાય

છૂટો જૂટ જટાનો જેહ, તેણે કરી આચ્છાદ્યો દેહ.
મૃગના ચર્મ તણાં પરિધાન; એ વિધ્ય ધરતો આતમ-ધ્યાન. ૫૩
ઊભો તેહની પાશ નરેશ. તરશે સૂકે તાલુક-દેશ.
તે માટે તેહવા મુનિ કને, માગ્યૂં પાણી જાણી મને. ૫૪
નવ્ય આપ્યૂં તૃણનૂં આસન; ભૂમિ બેસવા નાપી સુન્ય.
મધુર વચન નવ્ય બોલ્યો મુનિ, ' ભૂપ ! પધારો,'' ન કહી ધુનિ. ૫૫
પરીક્ષિત વાત વિચારી ધરી, ' મુનિ માહરી અવગણના કરી.'
એમ વિચારી વાધ્યો કોપ. અજ્ઞાને વિજ્ઞાન-વિલોપઃ ૫૬
પેહલાં નવ્ય હૂતો સાભલ્યો, આકસ્માત મને તે મલ્યો;
ક્ષુધા-તૃષાયે પીડ્યો ભૂપ, એહવૂં દેખી દ્વિજનૂં રૂપ, ૫૭
ક્રોધ પ્રકાશ થયો ભૂપનો; અહંકાર-મચ્છર ઊપનો.
જેહવો પરીક્ષિત પાછો ગછે, ચાપે સાપ ભરાવ્યો પછે. ૫૮
મુઓ ભુજંગ ભરાવી બલે; ધાલ્યો બ્રહ્મ-ઋષિને ગલે.
દ્વિજને કણ્ઠ ભરાવી સાપ, નગર પધારયા પરીક્ષિત આપ. ૫૯
માન્યૂં ભૂપાય કપટ-સ્વરૂપ; સાહુમો દમ્ભ વિચારયો ભૂપઃ
' એ શૂં નિશ્ચલ-ઇન્દ્રિય મુનિ ? મિથ્યા લોચન મીચ્યા ધુનિ. ૬૦
મિથ્યા પાખણ્ડી એ સહી, હૂં પણ્ય મનમા આણ્યો નહીં.
એણે જાણ્યૂં, ' એ કુણ હશે ? ક્ષત્રીથી મુઝને શૂં થશે ?' ૬૧
એહવી વાત વિચારી ખરી ભૂપે મુનિ-અવગણના કરી.
શૃઙ્ગી નામે તેહનો તન, અતિ તેજસ્વી; નિર્મલ મન. ૬૨
બાલકમધ્યે રમતો ઋખિ; સુણ્યો તાત ભૂપે કૃત-દુઃખી.
તાત તણૂં દુઃખ મનમાં આણ્ય, ઋષિ સાભલતા બોલ્યો વાણ્યઃ ૬૩
" અહો અધર્મ જુઓ ભૂપનો, દ્વિજના દ્વાર-પાલ-રૂપનો.
બ્રાહ્મણના સેવક ભૂપાલ, સ્વામી સાથ્ય કરન્તા આલ. ૬૪
જેણે ખવરાવ્યૂં બલિદાન, તેહને કાક કરે કયમ પાન ?
દ્વાર પાલવા રાખ્યો શ્વાન, જે સ્વામી ખવરાવે ધાન; ૬૫

---

૬૩. b. જાન. ૬૫. a. સમોતા

પોષ્યો શ્વાન યથા શિર ચઢે; પોતાના સ્વામીને નડે;
તે વિપ્ર દ્વિજને પીડે રાય; જોયો એ મોટો અન્યાય. ૬૬
વિપ્રે ક્ષત્રી-સમતા કીધ; દ્વારપાલ-પદ પોતે લીધ.
ર્‌હેવા યોગ્ય સદા બારણે, તે ક્ષત્રી દ્વિજને નવ્ય ગણે. ૬૭
એક પાત્રમા પાકયૂં અન્ન; દ્વિજ-શું શ્વાન કરે ભોજન ?
જ્યાહ્‌રે કૃષ્ણ ગયા ભગવાન, નૃપને દેતા શિક્ષા-દાન; ૬૮
મારે નૃપ ઉન્માર્ગ્ય જાય; મર્યાદા ભેદી લેહ્‌વાય.
હું શિક્ષા દેઇશ આ કાલ્ય. માહ્‌રું બલ જોજ્યો, મુનિબાલ !"
ઇમ બોલ્યો શિશુ મ્હામુનિ-તન. રીસે મતિ; રાતા લોચન.
નદી-કૌશિકી સ્પર્શી આપ, વજ્ર સરીખો દીધો શાપઃ ૭૦
'માહ્‌રો તાત વિવર્જિત-મોહ; તેહ્‌નો જેણે કીધો દ્રોહ,
મર્યાદા ભેદી જે ભૂપ, એહ્‌વો કુલ-અંગાર કુરૂપ, ૭૧
આજ થકી દિવસ સાતમે, તક્ષક તેહ્‌ને નિશ્ચે દમે.
માહ્‌રો પ્રેરચો તક્ષક અહિ, તે ભૂપત્યને ખાશે સહી.' ૭૨
વલતો આવ્યો આશ્રમ્ય એહ, પિતા તણો દુઃખ દીઠો દેહઃ
ગલે ભરાવ્યૂં સાપ-શરીર. સુતને લોચન ચાલ્યા નીર. ૭૩
દુઃખ પામ્યો અતિ પીડા ધરે; રોવા લાગો ઊંચે સ્વરે.
અઙ્ગિરા-કુલ્ય શમીક મુનિ, સુણી પુત્રની રોદન-ધ્વનિ, ૭૪
શનૈઃ શનૈઃ ઊઘાડી આંખ્ય; શમીક મુનિયે જોયૂં ઝાંખ્ય.
નિજ તનુ દીઠો રોતો આપ, ખભે ભરાવ્યો મૃતક-સાપ. ૭૫
વલગો પન્નગ અલગો કરી, ઋષિ પૂછે બાલકને ફરીઃ
"અરે વત્સ ! શા માટે રોય ? કોણે તૂં દૂભ્યો છે સોય ?" ૭૬
પૂછ્યૂં એમ પિતાયે યદા, પુત્રે સર્વ કહ્યૂં તે તદા.
તે ભૂપતિ શાપ્યો સાંભલી; શાપયોગ્ય તે નોહ્‌તો વલી. ૭૭

---

૬૭ b. લોપી. ૭૩. આ કડી પ્હેલાં આ ચાં:—
"દિવસ સાતમે ન કરો આદ, તો સર્વે શાપ્યો સર્પ-શિર ચઢે.
તેણે મૃત્યુ હશે નાગનૂં, વચન દયાકે મહ-સ્મરનૂં."
૭૪. d. તનયની. ૭૭. b. કુરૂ [illegible]

વાત અચરતી મનમાં લહી; વિપ્રે પુત્ર વિખાણ્યો નહીં:
"અહો, હાય! સુત! કીધૂં પાપ. લઘુ અપરાધે મોટો શાપ. ૭૮
હે સુત! કાચી મત્યના ધણી! 'વિષ્ણુ'રિતિ ખ્યાતિ એ તણી.
તેં તે જાણ્યો બીજા જ્યશો; યશ પ્રતાપ જગતમા વર્યો. ૭૯

જેહને દુઃસહ તેજે, દ્વિજા! નિર્ભય રાખી સઘલી પ્રજા,
નાના વિધિ પામે કલ્યાણ; તે રાજા પરીક્ષિત પરમાણ. ૮૦
પરીક્ષિત કેરે રૂપે થયા, રથાઙ્ગપાણિ પોતે રહ્યા.
અદસ્ય થાશે એ ભૂપતિ, લોક સઘલા પીડાશે અતિ. ૮૧

તસ્કર ઝાઝા થાશે ત્યાર; લોક તણો થાશે સંહાર.
જ્યમ ઘેટાની ટોલી થાય, રક્ષક પાખે નાશી જાય; ૮૨
અનાથ લોક તણું ધન જેહ, ચૌર થકી લોપાશે તેહ.
નિર-અઙ્કુશ નૃપ કરશે પાપ; અન્યોઅન્યે દેશે શાપ. ૮૩

સ્ત્રીજન, ધન ને હરશે પશુ; ચોર મલી આચરશે અર્થ.
શાપ થકી એ અન્ધા થશે. એ અઘ આપણને લાગશે. ૮૪
નરના લોપાશે શુભ ધર્મ; વેદત્રયી નહિ વર્ણાશ્રમ.
અર્થકામ–અભિલાખી પછે, અણુજાણ્યા ઉન્મારગ ગછે. ૮૫

શ્વાન-કપિની પેરચે પલે; વર્ણ સકલ માંહોમાંહ્ય ભલે.
ધર્મપાલ છે એ નરપતિ; સમ્રાટને નિર્મલ-યશ અતિ. ૮૬
ભગવદીય મોટો સાક્ષાત, [ અશ્વમેધકર્તા વિખ્યાત ]
સર્વ થકી મોટો નિષ્પાપ; એહને ન ઘટે દેવો શાપ. ૮૭

ક્ષુધા-તૃષા નર પામ્યો સહી; અવશપણે આરોપ્યો અહિ.
ન ઘટે આપણનો મ્હા–શાપ. અહો, અમ્યો કીધૂં મ્હાપાપ. ૮૮
નિષ્પાપી સેવક અમ તણો; તેથૂં અન્ધા કીધો ઘણો.
અપક્વ-બુદ્ધિ માહરો બાલ. તમ્યો ક્ષમા કરજો, ગોપાલ!" ૮૯

---

૭૮. a. અહો મહાન ૭૯. b. વિષ્ણુરાત, કીતિ ૮૩. a. અન્યાયે.

એણે પાપ કરયૂ અજ્ઞાન. તમ્યો ક્ષમા કરજ્યો, ભગવાન !
એ પ્રાતકનૂ પ્રાયશ્ચિત્ત નહી " મુનિ હરિની સ્તુતિ કરતો સહી ૯૦
છૂટે સાહ્મોં શાપજ પામ્ય, તે તો વૈષ્ણવનૂં નહિ કામ.
તિરસ્કાર જે કીધો હોય, દુખ દે અથવા શાપે કોય, ૯૧
તડછેડચો તાડચો હરિજન, પાછો ફરી ન કેહે કુવેચન
યદ્યપિ સમરથ હોયે આપ, તોહે પાછો નવ્ય દે શાપ. ૯૨
બાલક-કૃત અપરાધે આપ, એ વિધ્ય મુનિ પામ્યો પરિતાપ.
રાજાયે પોતે અવગણ્યો, તે અપરાધ મનેં નવ્ય ગણ્યો. ૯૩
જે પ્રાય સાધુજન હોય, તેહ્નેં જો પીડે જન કોય,
તોહે દુખ ન પામેં સ્પર્શ; સુખ દીધે નવ્ય પામે હર્ષ. ૯૪
તે માટે તેહ્નો આતમા, સુખ-દુઃખ-વર્જિત રાખે ક્ષમા,
સુખદુઃખ-વર્જિત નિર્ગુણ સાધ,[માટે મુનિ ન ગણ્યો અપરાધ.]૯૫
ઇતિ ભાગવત-પ્રથમસ્કન્ધ, પરીક્ષિત-શાપસ્વરૂપ-સમન્ધ,
અષ્ટાદશ અધ્યાય પ્રકાશ, શ્લોક થયા ઓગણપચ્ચાશ
રત્ન કહે, યત્નેં કરી કરચો, યથાબુદ્ધિમાનેં વિસ્તરચો ૯૬
૧૬૩૩

इति श्रीभागवते महापुराणे प्रथमस्कन्धे परीक्षिच्छापानुग्रहो नामाष्टादशोऽध्यायः ॥ १८ ॥

---

## એકોનવિંશ અધ્યાય

द्वैयतो मुनिगले निवेशयन् पन्नगं तदभिशप्त पक्रराट् ।
यञ्जनो न विचचाल सत्यतस्त नमामि मधुसूदन मुदा ॥१॥

એકોનવિંશે જઇ ભૂપ કેડો ગંગાતટ યોગિ-સમૂહ વીંટચો.
પછે ત્યદા શ્રીશુકજી પધારચા, કહી કથ, તાપ સમસ્ત નારચા ૨

૯૨. a પાંપજ ૧ c સમનાં

સૂત ઉવાચ—　　[ રાગ કેદારો ]

મહીપતિ મન્ય ચિન્તાભરચો, 'નિન્દ્ય કર્મ મેં આચરચો.
હરિ ' હરિ ' અદ્ભુત પાપ મેં કરચૂં એ. ૨
ગુપ્ત-તેજ જે દ્વિજપતિ; તેહ્‌ને દુઃખ દીધૂં અતિ.
વિપ્ર તે અણુ-અપરાધી શુભમતિ એ. ૪

ઢાલ—શુભમતિ દ્વિજપતિ પીડચો; માટે માનૂં છૂં નિરધાર
દૈવ-અવજ્ઞાથી મુઝને પડશે દુઃખ દુરત્યય ભાર. ૫
તે પાતકની પીડા મુઝને અધુના પડજો આજ.
આ તનુ ઊપરચ આપદ પડજ્યો. પરથી ન સરે કાજ. ૬
પ્રાયશ્ચિત્ત પાતકનૂં મુઝને દણ્ડ ઘટે નિરધાર.
એ પાતકનૂં ફલ પામ્યો તો ન કરૂં બીજી વાર. ૭
હવડા માહ્‌રૂં રાજ્ય, કટક ને કનકભરચા ભણ્ડાર,
કોપિત-વિપ્રકુલાનલ સઘલૂં કરજ્યો ભસ્માકાર. ૮
જે માટે મુઝ પુનરપિ એહ્‌વી અધર્મબુદ્ધિ ન થાય;
બ્રાહ્મણ-દેવ તથા સુરભિ, એ કહીય નવ્ય પીડાય.' ૯
એહ્‌વૂં ચીતવતો તે રાજા, એહ્‌વે આવ્યો વિપ્ર—
પિતા તણો પ્રેરચો શિશુ આવ્યો, પરીક્ષિત પાસે ક્ષિપ્ર. ૧૦
તેણે કહ્યૂં જે, "આજ થકી ત્યા દિવસ જશે જવ સાત,
ત્યાહ્‌રે તાહ્‌રૂં તક્ષક અહિથી, મૃત્યુ આકસ્માત." ૧૧
એહ્‌વો શાપ સુણીને પરીક્ષિત મનમા માન્યૂં ભાગ્યઃ
"વિષયાસક્ત હતો હૂં એથી પરગટશે વૈરાગ્ય." ૧૨
એમ વિચારી વવતૂં પરીક્ષિતે તરત ત્યજ્યો સંસાર,
પ્રથમ થકી પણ્ય જે ભવ જાણ્યો નાશવન્ત નિરધાર. ૧૩
હરિપદ-સેવા સાચી મનમા; એ વિશ્વાસજ પેઠો.
અન્ન-ઉદક નિષધીને નૃપતિ સુરસરિતા-તટ બેઠો. ૧૪

---

૧. b પાડો.

'જે ગઙ્ગા હરિપદ-તુલસીદલ-આશ્રિત જલકણ વ્હેતી,
આ લોકે, પરલોકે સુરનર કેરાં કિલ્બિષ દ્હેતી; ૧૫
સદા સેવવા જોગ્ય જાહ્નવી-નિર્મલ-જલ નિરધાર,
(તો) મરણ-સમયમાં કોણ ન સેવે સકલ-સુકૃત-તનુ સાર ?' ૧૬
એમ વિચારી પરીક્ષિત આવ્યો વિષ્ણુપદી-તટ-શરણ્ય,
અનન્ય ભાવે ચીતવતો, મન્ય મુકુન્દજીના ચરણ. ૧૭
પાણ્ડવકુલનો કૂંઅર પરીક્ષિત કૃત-મુનિવ્રત ઉપશાન્ત,
સઙ્ગ સકલ મૂકીને બેઠો ગઙ્ગાતટ અશ્રાન્ત. ૧૮
તેણે સ્થાનક આવ્યા મુનિવર ત્રિભુવન-પાવન-કર્તા,
મ્હાનુભાવ શિષ્યે સપરાણા દર્શનથી દુઃખહર્તા. ૧૯
તીરથ-સ્નાન તણે મિષ મુનિવર તીરથ-પાવનકારી
પરીક્ષિતના દર્શને આવ્યા. નામ કહું વિસ્તારીઃ ૨૦
અત્રિ, વસિષ્ઠ, ચ્યવન ને ચોથા મુનિવર શારદ્વાન,
અરિષ્ટનેમિ, ભૃગુ, અઙ્ગિરા, પરાશર ભગવાન, ૨૧
વિશ્વામિત્ર, પરશુરામ ને ઉતથ્ય મુનિ-મ્હારાજ,
ઇન્દ્રપ્રમદ ને ઇધ્મવાહ મુનિ આવ્યા સાધન-કાજ. ૨૨
મેધાતિથિ ને દેવલ નામે, આર્ષ્ટિષેણ, ભરદ્વાજ,
ગૌતમ ને મૈત્રેય મહામુનિ, પિપ્લાદ મુનિરાજ, ૨૩
ઔર્વ, કવષ ને અગસ્ત્ય ક્હાવે, દ્વૈપાયન ભગવાન,
નારદાદિક મોટા મુનિ આવ્યા જ્યાં હતો રાજાન. ૨૪
બીજા દેવર્ષિ, બ્રહ્મ-ઋષિ, રાજ-ઋષિ સહ કોય,
વરુણાદિક દિક્પાલ પધારયા પરીક્ષિત પાસે સોય. ૨૫
નાના ઋષિના વંશ વિશે વર સર્વ મળ્યા મુનિ-ઈશ.
પરીક્ષિત ભૂપે પૂજા કીધી; સહુને નામ્યું શીસ. ૨૬
સુખ-આસન ઉપવેશ્યા સહુ; ને પુનરપિ કીધ પ્રણામ;
કર જોડી ઊભો નિર્મલ-મન પરીક્ષિત બોલ્યો આમઃ ૨૭

૧૬. તે સુકૃત્ય અનુસાર.

રાજોવાચ—

"અહો અમ્યો મોટા મહીપતિમા ઉત્તમ કુલ–આભરણ,
મહીપતિમા મોટા મહીપતિયે ઇચ્છ્યૂ અમ આચરણ. ૨૮
રાજાનૂં કુલ સબલ વિક્રમીં નરને પાડે ભોમે,
બ્રાહ્મણના પદ પ્રક્ષાલન–જલ–નિકટ ન રેવા પામે. ૨૯
તે કુલમા હૂં પ્રગટ્યો પાપી; ગૃહમમતા મમ વ્યાપી;
ભગવરેશ્વર પ્રગટ થયા, મુને શાપ તણૂં પદ આપી. ૩૦
વૈરાગ્ય–મૂલ વિચારી જોતા શાપ તણૂં જે માટે,
ગૃહ–આસક્તિ ટલે, શ્રીહરિયે દેવરાવ્યો તે માટે. ૩૧
શરણાગત આવ્યોં મુને જાણે બ્રાહ્મણ સર્વે કોય;
ગંગાદેવી શરણાગતને જાણે મુઝને સોય. ૩૨
ઇશ્વરમા આરોપ્યૂં મન મેં; કૃષ્ણકથા હૂં ગાતો;
એવા મુઝને દ્વિજનો પ્રેર્યો તક્ષક કા નથી ખાતો ? ૩૩
હૂં તો વલી ભગવન્ત અનન્તજ હરિજનમા રતિ માગૂં;
જન્મજન્મ સહુ સાથ્યે મૈત્રી; દ્વિજને પાગે લાગૂં." ૩૪
એણી રીત્યે પરીક્ષિત રાજા નિશ્ચય કીધો ધીર;
આવી બેઠો ગંગાજીને ઉત્તમ દક્ષિણ તીર. ૩૫
પૂરવ અગ્ર તણા કુશ ઊપરચ આસન વાલી સાર
ઉત્તરાભિમુખ આવી બેઠો સુતને આપી ભાર. ૩૬
મ્હારાજા રાજાનો રાજા એણી રીત્યે તેહ,
ગંગાને ત્રટ આવ્યો ત્યાહ્રે દેવ તણા ગણ જેહ, ૩૭
'ભલો, ભલો', કહી ભૂપતિ ઊપરચ વરસે કુસુમ અપાર,
'હર્ષસહિત દુન્દુભિ કેરા રવ દેતા વારંવાર ૩૮
જે કો ત્રટે મહર્ષિ આવ્યા, 'ભલો, ભલો,' કહી ભાવ્યા;
પ્રજા–અનુગ્રહ–શીલ–સ્વભાવી હરિગુણ કહેવા આવ્યાઃ ૩૯
"રાજન્–ઋષિ ! એ વાતે તણૂં તો તમને નહિ આશ્ચર્ય.
કૃષ્ણ તણા અનુવર્તી છો તમ્યો, વૈષ્ણવજનમાં વર્ય ! ૪૦

---

૨૯ ग વિક્રમી.

પૂર્વે તાહરા પૂર્વજે હરિ સમીપ્ય જાવા કાજ,
રાજમુગટ–શોભિત સિંહાસન તત્ક્ષણુ કીધાં ત્યાજ્ય." ૪૧
માંહોમાહે કહે મુનિ, " હવે આપણુ સર્વે આજ
તાવત આંહ્ય રહેવૂં, યાવત દેહ કરે નૃપ ત્યાજ્ય. ૪૨
શોકરહિત પરલોકજ પામે વૈષ્ણવવર નરદેવ,
ત્યાહર સુધી આપણુ સવિ કાયે, આંહ્ય રૂહેવૂં અશ્વમેવ." ૪૩
મુનિવર બોલ્યા વચન મનોહર; નહિ ક્હોનો પક્ષપાત.
અ–વ્યલીક ને અમૃત ઝરતૂં ગમ્ભીરતર સાક્ષાત. ૪૪
તેહ સુણીને પરીક્ષિત પાગે લાગો જોડી પાણ્ય;
વિષ્ણુચરિત સાંભલવા મુનિવર પ્રત્યે બોલ્યો વાણ્યઃ ૪૫

राजोवाच—

" સર્વ તમ્યો સઘલેથી આવ્યા, મુનિવર ! આપ અપેદ,
સત્યલોકમા જેહ્વા શોભે મુરત્ય–વન્તા વેદ. ૪૬
પરલોકે અથવા આ લોકે નથી તમારે કામ.
લોક–અનુગ્રહ કરો સ્વભાવે; આપે આતમરામ. ૪૭
તે માટે તમને હૂં પૂછૂં; તમ્યો પૂછવા યોગ્યઃ
સદાકાલ સુકૃત શૂં કરવૂં ભવસાગરમાં ભોગ ? ૪૮
વલી વિશેષે મરણુ પામતો પુરુષ કરે સુકૃત્ય;
પાપરહિત હિત કહો વિચારી સિદ્ધ વાત, મુનિ ' સત્ય." ૪૯

सूत उवाच—

સૂત કહે, સાભલજ્યો, શૌનક ! દેવરાત નૃપ તેહ,
તેણે એ વિષ્ય પૂછ્યા વાડ્વ કહે વિચારી જેહ. ૫૦
નાના–શાસ્ત્ર–વિચક્ષણુ વાડ્વ માહોમાંહ્ય વિચારી
વિવિધ વિરોધી સાધન બોધ્યાં સઘલાં સંશય–કારી. ૫૧
કોય કહે જે, ' વિષ્ણુ દેવતા '; કોય કહે, ' શિવદેવ;'
કોય કહે, ' તે સઘલા મધ્યે સૂરય સારો દેવ.' ૫૨

કોય કહે જે, ' કાલ દેવતા; ' કોય, ' સ્વભાવ ' પ્રમાણે.
કોય કર્મને શ્રેષ્ટ કહે; ઇમ અનેક વાત વિખાણે. ૫૩
હવે ઘણાએક વાદ સુણીને આકુલ અન્તર્વેદ,
સાંભલ્ય, શૌનક ! રાજ–ઋષિ તે મનમાં પામ્યો ખેદ. ૫૪
આપ અબોલ્યો થૈને બેઠો મુખ્ય મેહ્લી નિઃશ્વાસ.
મોક્ષમાર્ગ પામ્યાનો મનમાં નવ્ય આવ્યો વિશ્વાસ. ૫૫
પૂર્વપુણ્ય પરીક્ષિતને આવ્યા વ્યાસપુત્ર શુકદેવ,
જ્ઞાનસુધાભર–સાગર–શશિવર તેણે સમે અશ્વમેવ. ૫૬
સુન્દર ધામ સ્વરૂપી શુકજી સ્વેચ્છાગમન કરન્તા
વેષ વિશદ અવધૂત તણો લૈ મહિતલ માંહ્ય ફરન્તા. ૫૭
ઝલહલ તેજ–લના સમ જેહ્‌ની, જટા યત્ન વિન વાધે;
કણ્ઠ વિશે ઉપવીત અચલ ત્યહાં માલા મોહિની સાધે. ૫૮
જેહ્‌નૂં ચિહ્ન જણાય નહીં જે કોણ વર્ણ, આશ્રમ ?
યથાલાભ સન્તોષી શુકજી, પૂરણરૂપી પરમ. ૫૯
નાના બાલક કૌતુક જોવા કેડે ફરતા કોડ;
કર્દમ ને તૃણ તનુયે વલગાં અલગાં બન્ધન–છોડ. ૬૦
સોલ વરસના શુકજી ત્યહિયે કોમલચરણ સુગાત્ર,
કર–ઉર–સ્કન્ધ–કપોલ સુકોમલ સુન્દર શોભાપાત્ર. ૬૧
દર્શનીય ને દીરઘલોચન, ઉત્તમ નાસા–કીર,
તુલ્ય કર્ણ, ભ્રુકુટી મુખ સુન્દર, કમ્બુ–કણ્ઠ સુશરીર, ૬૨
કણ્ઠ થકી હેઠેરાં દીસે યુગ્મ હાડ ત્યહાં જેહ,
તે જેહ્‌ના માંસે કરી ઢાંકયાં; નવ્ય દીસન્તાં તેહ. ૬૩
જેહ્‌નૂં વક્ષ વિશાલ ને વલી, વર્તુલ નાભિ–કૂપ,
ઊંડેરી ત્રિવલ્લીની રેખા, ઉદર અનૂપ સુરૂપ. ૬૪

---

૫૫. c. d. મોક્ષધર્મમાર્ગ પામ્યાનો, મન ન આવ્યો. ૫૬. a. b. હવે પરીક્ષિતકેરે પૂર્વ પુણ્યે, વ્યાસતનય. ૫૬. d. આવ્યો ત્યાં અવસરમેવ. ૫૮. a ઝગહળતી ઝ્નલતી નિત્ય જેની.

નગ્ન દિગમ્બર, વાંકા વળતા અલક જટા-ભગવાન,
નારાયણ સરખો દીસન્તો, જેહના ભુજ આજાનુ. ૬૫
શ્યામ શરીરે સદા કાલ જે યૌવનવનની જ્યોત્ય,
અંગે તણી ત્યહાં ઉત્તમ શોભા, સ્ત્રીજનમન-ઉદ્યોત. ૬૬
હરખે હાસ્ય કરન્તા આવે, નિરખી સુન્દર શોભા.
શુકને દેખી આસનથી સહૂ થયા મુનિજન ઊભા. ૬૭
યદ્યપિ શુક યોગીનો અન્તરથ તેજ ગૂઢ-મહિમાય,
તેહવા લક્ષણ જાણે મુનિવર; સર્વે સાહમા જાય. ૬૮
વિષ્ણુરાત આવ્યા અતિથિની પૂજા કીધી સાર;
મસ્તક નામી આત્મનિવેદન કીધૂં નૃપ નિરધાર. ૬૯
પૂજ્યા અરચ્યા શુકજી આસન્ય બેઠા અન્તર્યામી.
પાછળ્ય આવ્યા અબલા બાલક નાઠા વિસ્મય પામી. ૭૦
મોટા મધ્યે મોટો મુનિવર તેહ સભામા પેઠો;
બ્રહ્મ-ઋષિ રાજ-ઋષિ સુર-ઋષિ-મણ્ડલ-મધ્યે બેઠો. ૭૧
મુનિજન કેરા મણ્ડલ-મધ્યે અતિ શોભ્યો ભગવાન;
ગ્રહ-તારા-નક્ષત્ર વિચ્ચે જાણ્યે ઊગ્યો ઇન્દુ-સમાન. ૭૨
જેહની બુદ્ધિ અકુણ્ઠિત તે મુનિ આસન્ય બેઠા શાન્ત,
વૈષ્ણવરાજ પરીક્ષિત તેને અતિ પામ્યો અભ્રાન્ત્ય. ૭૩
કર જોડી, શિર મોડી કીધો મુનિવરને પરણામ;
વિનય-વચન મન સ્થિર રાખીને, પૂછે પરીક્ષિત આમ: ૭૪
"અહો! અમ્યો ત્યા અધુના, બ્રહ્મન! થૈને ક્ષત્રીરાજ,
સજ્જન અમને સેવે એહવા, અમ્યો થયા છૂં આજ. ૭૫
કૃપા કરીને અતિથિ-રૂપે આવ્યા છો અમ ઘેરય.
તે માટયે અમ્યો તીરથ કીધા મર્વોપરિ કરી પેરય. ૭૬
જેહનૂં સ્મરણ કરયેથી નરના મન્દિર પાવન થાય,
તેહનું દર્શન સ્પર્શ, પદોદક કાણ કહે મહિમાય? ૭૭

મ્હાયોગી ! તુઝ સાન્નિધ્યે મ્હા-પાતક પામે નાશ,
નારાયણના દર્શનથી જ્યમ દાનવ પામે ત્રાસ. ૭૮

પાણ્ડવના પ્રિય પરમેશ્વર તે મુને પ્રસન્ન જણાય.
પિતૃસ્વસા-સુત-હિતકારી હરિ ગોત્ર વિશે આ સાહ્ય. ૭૯

[અકલગતિન્ નહિ તો તાહ્‌રૂ દર્શન ક્યાથી થાય ?
મરતી વેળા માણસને તમ્યો સિદ્ધ ક્યાથી સાહ્ય ?] ૮૦

જે માટે તમ્યો મહાસિદ્ધ ને યોગીના ગુરુ પરમ,
તે માટે તમને હૂ પૂછૂં મરણ-સમેના ધર્મઃ ૮૧

મરણ-સમે સાભળવૂં જે કાઇ, જપવૂં, ભણવૂં હોય,
ને પુરુષે કર્તવ્ય કર્મ, મુને ક્‌હોને, પ્રભુજી ! સોય. ૮૨

અથવા સ્મરવૂ ને ભજવૂ ને અણુસાભળવૂં જેહ,
તાહ્‌રૂ દર્શન દુર્લભ, માટે અધુના ક્‌હેજ્યો તેહ ૮૩

હે બ્રહ્મન ! ભગવાન તમારૂ દર્શન દુર્લભ-પાત્ર.
ગ્રહસ્થને ઘિરવ રહો ક્યહાથી ક્ષક ગોદોહનમાત્ર ? ૮૪

દુર્લભદર્શન માહ્‌રે ભાગ્યે, તમ્યો રહ્યા, મુનિ ! દાખો.
તે માટચે તમ્યો માહ્‌રા તનનૂ સાધન સત્વર ભાખો.” ૮૫

સૂત ઉવાચ—

સૂત કહે, સુણ્ય, શૌનક ! એ વિધ્ય પૂછ્યૂં પરીક્ષિત ભૂપ.
મધુરી વાણ્યે વશ્ય કીધો મુનિ ભાખે ભગવદ્રૂપ. ૮૬

બાદરાયણિ ધર્મજ્ઞાતા પ્રસન્નમન ભગવાન,
અમૃતવત ઉચ્ચાર કરે, તે મન્ય રાખે રાજાન. ૮૭

હવે કહે છે **શ્રીધરસ્વામી** પામી મન્ય આનન્દઃ
નમસ્કાર કરૂં એહ્‌વા અચ્યુત માધવ પરમાનન્દ; ૮૮

જેણે આશ્ય ધર્મ-તનયના અરિનો કીધો નાશ,
અવનીમા અખિલેશ્વર કીધો પૂરણ પુણ્ય-પ્રકાશ. ૮૯

બ્રહ્મા-અસ્ત્ર થકી ઉગાર્યો પરીક્ષિત રાજા જેણે,
તે પાસે કલિયુગ જીતાવી યશ વિસ્તાર્યો એણે. ૯૦
અન્તે શ્રીશુકદેવ સ્વરૂપે પરમ જ્ઞાન-ઉપદેશ,
જે ભગવાને પરીક્ષિત કેરા ટાલ્યા કર્મ-ક્લેશ. ૯૧
જેણે શાપ થકી મુકાવી આપ્યું નૃપને ધામ,
શ્રીધર કહે, (હું) તે શ્રીહરિને ફરી ફરી કરૂં પરણામ. ૯૨
ઇતિ **શ્રીભાગવત-પ્રથમસ્કન્ધે** ઓગણીશ અધ્યાય,
સમ્પૂરણ કીધો જ્યહાં પરીક્ષિત-મોક્ષ તણો મહિમાય. ૯૩
ચૌઆલીશ શ્લોકે કરી કીધો બાણું પદ-સમ્બન્ધ,
**રત્ન** કહે, યત્ને કરી કીધો પૂરણ **પ્રથમસ્કન્ધ.** ૯૪
મતિમાને મહિમા વ્યખાણ્યો, જાણ્યો જેહવો અર્થ,
હરિગુણ-સાગર-પાર જવાને ક્યહાંથી હોય સમર્થ ? ૯૫
સંવત સત્તર-ચાલીશાનો કાર્તિક સુદિ સમ્બન્ધ,
એકાદશી શનિવારે કીધો પૂરણ **પ્રથમસ્કન્ધ.** ૯૬
૧૭૨૯

**इति श्रीभागवते महापुराणेऽष्टादशसाहस्रसंहितायां प्रथमस्कन्धे [शुकागमन नाम-] एकोनविंशोऽध्यायः ॥१९॥**

शाके बाणनभोमहीपतिमितेऽर्के दक्षिणाशां गते
कामं कार्तिकमासशुक्लगतिगे मन्दे स्मरारौ तिथौ ।
मान्यो मेघसुतेन रत्नपतिना दर्भावतीवासिना
श्रीमालीद्विजसम्भवेन विहितः स्कन्धो ह्ययं प्राकृते ॥१॥
१७३०

પ્રથમસ્કન્ધ સમાપ્ત

અની પુષ્પિકા —

ઇતી શ્રીભાગ્વતે માહાપુંગણેં અષ્ટાદશસહીસ્ત્રસહીતાયાં પ્રથમ-સ્કંધે એંગનવિંશો યાય ॥ ૧૯ ॥ શ્લોક૦ ॥ શાકે બાંણ નસો મહીપતી મીતેઙ્કં દક્ષિણાશાં નતે કામં કાર્ત્તિકમાસ શુક્લગર્ધાગે મંદે, સ્મરારે તીથી । માન્યો મેઘસુતેત રત્નપતીના દર્ભાવતીવાસિના શ્રીમાલીદ્વીજ-સંભવેન વીહીત સ્કન્ધો હ્યાયં પ્રાકૃતી ॥૧॥ શ્રી ॥ શ્રી ॥

યાદ્રશ પૂસ્તકં દ્રષ્ટ્વા તાદ્રશં લખિતમયા ॥ યદિ શુ યં મશુધં વા મમ દોષો ન દિયતે ॥૧॥ બવસુણી કટીકટિગ્રીવા બધ પ્રહષ્ટીરધો-મુખં ॥ નષ્ટે ન લખિતં ગ્રંથં યત્નેન પરીપાલયેત્ ॥૨॥ જલાદ્ રક્ષેત્ તિલ્રાત્ રદેત્ રક્ષેત્ શથલ બંધનાત્ઃ ॥ કુસંહસ્તે ન દાતવ્યં એવં વદની પસ્તકં ॥૩॥ સંવત ૧૮૦૫ આષાઢાદી ૧૮૦૬ના વરષે પ્રથમ ભાદ્રપદ માસે કૃષ્ણપક્ષે પૂણ્યતીથૌ ત્રાતીયાયાં મંદવાસર માહાપર્વાની મીત્યં કાસવામધ્યે તત્ર આયાતં રંક બ્રાહ્મણ નવપુંરવાસી ઉદીચ્ય ટોલકિયા જ્ઞાતીય । બ્રાંમણ સમસ્તની ચરણરેણું પંડયા દેવસંકર શ્રીદેવં આરોગ લખીતમીદ.પૂસ્તકં ॥ સ્વયં પઠનાર્થં વા પરોપકારાય ॥ શ્રીકૃષ્ણાર્પણ મસ્તુ ॥ શ્રીરસ્તુ ॥ શ્રીશુભંભવતુ ॥ શ્રી કાસાવા મધ્યે તત્ર આયાતં સ્થિતં બુદ્ધીસ્વરુપં ચ પરં ભારેસ્વર-પ્રસાદં બુદ્ધી સંવર્ધનં તત પૂસ્તકં લખીતમીદં ॥ ઈછીતં વાંમનંના-મૃતં પાંડુવગીરી ઉવંવન નં તાવત ઈછીતં ભારેશ્વર સાંનકૂંલં ઈછીત ફલં પ્રાપ્તી સીદ્ધીદં એવંશ્રીરસ્તુ ॥

# શ્રીમદ્‌ભાગવત



દ્વિતીય સ્કન્ધ

( જ્ઞાન - લીલા )



દ્વિજકવિ રત્નેશ્વર - વિરચિત

પદ્યાનુવાદ

श्रीकृष्णः ॥

દર્ભાવતીવાસી દ્વિજકવિ મેઘજીસુત રત્નેશ્વર-વિરચિત

# શ્રીમદ્ભાગવત

## દ્વિતીય સ્કન્ધ

---

### પ્રથમ અધ્યાય

[ રાગ ગોડી ]

શ્રીમદ્ભગવત્પદને નમૂં, પરમાતમાને પ્રણમૂં;
કથા કહૂં ભાગવતની સાર, દ્વિતીય-સ્કન્ધ-સમન્ધ અપાર. ૧
સંસ્કૃતથી પ્રાકૃતમાં ધરૂં; સ્થૂલબુદ્ધિને મેહ્લૂં કરૂં.
એહ્‌ના કર્તા શ્રીજુગદીશ, કલિ( યુગ )-જીવન-ઉપકારી ઈશ. ૨
હૂં બાંધૂં એહ્‌નો સંદુર્ભ; અન્તર્યામીનો ઉચ્ચાર.
શ્રીધર સ્વામીનૂં વ્યાખ્યાન—અનુસારે બાંધ્યાં આખ્યાન. ૩
દ્વિતીય (સ્કન્ધ)-મધ્યે દશ અધ્યાય, [જ્યાં] ભાગવત-આદિ
મહિમાય,
ઉદ્દેશે, લક્ષણ, ઉક્તિયે, સઙ્ક્ષેપે કેહ્‌શે યુક્તિયે. ૪
દશમાં પેહ્‌લા અધ્યા માંહ, કીર્તન શ્રવણ વડે કહી ત્યાંહ,
સ્થૂલ-રૂપ ભગવત-કારણા, તેહ્‌માં રૂહે મનની ધારણા. ૫
જેહ્‌ના નામ તણૂં કીર્તન, દાન-તપ તેથી અધકૂં પુણ્ય.
જેહ નિત્ય હરિ પરમાનન્દ, તેહ્‌નૂં સ્મરણ કરો, રે મન્દ ! ૬
કથા તણે આરમ્ભે એવ, સત-પ્રસઙ્ગે આવ્યા શુકદેવ.
રાજાયે પૂછ્યૂં નરકૃત્ય. શુક મુનિયે ભાખ્યૂં તે સત્ય. ૭
પરીક્ષિત-પ્રશ્ન સુણીને એવ, સ્તુત્ય કરતાં બોલ્યા શુકદેવઃ

शुक उवाच—

" સાભળ્ય, રાજા પરીક્ષિત શિષ્ટ! પ્રશ્ન કર્યું તે સહુને ઇષ્ટ, ૮
જેથી લોક તણાં હિત હોય; આત્માવિદને વાહલૂં સોય.
નર જે સાભળિયા આ પ્રશ્ન, પ્રશ્ન તમારૂં તેહમા સ્વચ્છ. ૯
નરને શ્રોતવ્યાર્થ ઘણો; પાર ન પામે ( કો ) તેહ તણો.
આત્મતત્ત્વને તે નવિ લહે, ગૃહ–મધ્યે ગૃહમેધી રહે. ૧૦
અનેક શાસ્ત્ર સુણન્તા સોય, મિથ્યા આયુષનો વ્યય હોય.
જેહ સુણે હરિના ગુણગ્રામ, તેહનૂં આયુ પલાયે આમ. ૧૧
રાત્રિ તણૂં તાં આયુષ જેહ, એ રીત્યે ક્ષય પામે તેહઃ
નિદ્રાયે અથવા મૈથુને, આયુ ઘટે. સાંભળ્ય, કહૂં તુનેઃ ૧૨
દિવસ તણૂં જે આયુષ સહી, બે વાતે તેહની ગતિ કહીઃ
ધન–અર્થે ઉદ્યમ–શોષણે, અથવા કુટુમ્બને પોષણે." ૧૩
' નશ્વર કુટુમ્બ–અર્થે સરે, આયુષનો વ્યય શાહ્નને કરે ?'
એહ્વી આશઙ્કા મન ધરી, શ્રીશુકદેવ ઉચ્ચરિયા ફરીઃ ૧૪
" પિણ્ડ–પ્રિયા–પુત્રાદિક જેહ, આત્માની સામગ્રી તેહ
મિથ્યા ભૂત પદારથ સહૂ. તેહમાં મમતા ધરતો બહુ. ૧૫
યદ્યપિ તેહનો જાણ્યો નાશ, પૂર્વજને દૃષ્ટાન્તે પાશ,
તોહે મનમાં માને નહીં; દેખી અન્ધ થયો તે સહી." ૧૬
કહ્યો વિપર્યય પ્રશ્ન–પ્રકાર. કૂહે શ્રોતવ્યાદિકનો સારઃ
" માટે સુણ્ય, ભારત રાજાન ! સર્વોતમ ઈશ્વર ભગવાન, ૧૭
સાંભલવો, કેહ્વો વાણીયે; સ્મરણ કરી મનમાં આણિયે.
અભય મોક્ષને મારગ્ય જાય, તેણે કરવો એહ ઉપાય. ૧૮
એથી અન્ય નથી કલ્યાણ," શુકજી એહ્વી બોલ્યા વાણ્ય:
" એટલૂં એ સાફલ્ય પ્રમાણ, પરમ લાભ પૂરુષને જાણ્ય. ૧૯
અન્તે નારાયણશૂં મતિ. નરનો જન્મ સફલ તાં અતિ.
જન્મ–લાભ એ જાણો પરમ. સાઙ્ખ્ય યોગ સાધે નિજ ધર્મ. ૨૦

તેહનૂં એ સાફલ્ય પ્રમાણ, અન્તે છે શ્રી નારાયાણ.
સાઙ્ખ્ય યોગ પણ ત્યાહરે ફલે, જ્યાહરે મનમા માધવ મલે." ૨૧
'તો કહેશો જે કાલે મરણ, ત્યાહરે નારાયણનૂં સ્મરણ.
ધ્યાને જન્મ સફલ છે તદા; શાહને હરિગુણ સુણવા સદા ?' ૨૨
એણે હાસ્ય વિચારી એવ, સદાચાર બોલે શુકદેવ:
"અરે રાય ! પ્રાયઃ મુનિજન, વિધિ નિષેધથી આલ્યા-મન, ૨૩
યદ્યપિ નિર્ગુણને આચરે, હરિગુણ ગાતાં રમના કરે.
તો રાજાજી ! કહેશો અશું, 'શાસ્ત્ર અપૂરવ કહો છો કશું ?' ૨૪
ના એ પ્રાયઃ અપૂર્વ કથા," શુકજી એમ કહે મર્વથા;
"ભાગવત એહનૂં છે અભિધાન. એ પુરાણ છે વેદસમાન. ૨૫
દ્વાપરને આદ્યે હૂં જણ્યો, વેદવ્યાસ પિતાથી ભણ્યો.
તો કહેશો, 'તૂં યોગી મુક્ત; તે શે અર્થે અધ્યયન ઉક્ત ?" ૨૬
એ આશઙ્કા હરવા એવ, એણે હાસ્ય કહે શુકદેવઃ
"યદ્યપિ બ્રહ્મ વિશે ભાવના, તોહ્ય પુરાણ ભણવૂં ભાવના. ૨૭
લીલા ઉત્તમશ્લોક (હરિ) તણી, તેહમા પ્રીતિ પ્રકાશી ઘણી.
તેણે મન આકર્ષ્યૂં, જાણ્ય. તે માટે હૂં ભણ્યો પુરાણ. ૨૮
તે માટે તુઝને કહીશ; તુઝ વૈષ્ણવને વાહલા ઈશઃ
તે પુરાણમાં જે કો જન, શ્રદ્ધા રાખે સ્થિરતા મન્ય, ૨૯
મુકુન્દમાં તે નરને તદા, અહૈતુકી મતિ પ્રગટે સદા.
આ સાધક સીધ કહ્યા તાં જેહ, તેહને એથી અન્ય ન શ્રેય. ૩૦
મોક્ષ પામવા ઇછે જેહ, તેહને પણ સાધન છે એહ.
સકામ અથવા યોગી જન; તેહને એ જાણો સાધન. ૩૧
સહૂ અધિકારીને નિરધાર, હરિનામનૂં કીર્તન સાર.
રાય પરીક્ષિત ! કહેશો તમ્યો, 'અલ્પ-આયુ શૂં કીજે અમ્યો ?" ૩૨
ત્રણ્ય શ્લોક વડે તત્ખેવ, એણે હાસ્ય કહે શુકદેવઃ
"પ્રમત્તને તેથી શૂં થાય ? અજ્ઞાને બહુ વર્ષ પલાય. ૩૩

જેહુમાં પ્રગટે ન એહ્વું જ્ઞાન, ત્યાહ્રે મિથ્યા જીવે જન.
તે મુહૂર્ત જીવ્યૂં સાફલ્ય, જ્યાહ્રે આત્મનૂં શુભ છે ભક્ષ્ય. ૩૪
ખટ્વાંગાભિધ રાજા એક, જાણી આયુષ કેરૂં શેષ,
મુહૂર્તમા મૂકી સમ્પદા, પામ્યા હરિપદ નિર્ભય સદા. ૩૫

તો તાહ્રે શું કેહ્વૂં પછે ? સાત દિવસનૂં જીવિન અછે,
કાલ તેટલા મધ્યે કરો; પરલોકિક સાધન આચરો. ૩૬
ઊપજાવે આધુના વૈરાગ," કૂહે શુકદેવ. "સુણો મ્હાભાગ !
અન્તકાલ આવે જે સમે, નિર્ભય નર તે કાલે રમે; ૩૭

મરણ તણા ભયને પરહરી, અનાસક્ત્યને શાસ્ત્રે કરી,
છેદે પુત્ર-કલત્ર-સમન્ધ, જીવિન-આશા છેદે બન્ધ; ૩૮
ઘર મૂકી બાહ્રે નીસરે; ઘરસૂત્ર પુત્ર વીસરે;
પવિત્ર તીરથ-જલમાં નાહ્ય; બેસે પાવન આસન માંહ્ય; ૩૯

સદા વસે એકાન્તે ધીર; વિધિવત આસંન કલ્પે વીર;
જાપ્ય ગર્ભ કૂહે પ્રાણાયામ, જાપ્ય વસ્તુ ઉચ્ચરવા આમઃ ૪૦
મન મધ્યે અભ્યાસે સાર; અક્ષર ત્રણ્ય-રૂપી ૐકાર;
મનને નેમે રાખે વીર; જીતે શ્વાસ તણી ગતિ ધીર; ૪૧

બ્રહ્મબીજ વીસારે નહીં; મનમાં સમરી રાખે સહી."
પ્રાણાયામ કહીને હવે, પ્રત્યાહાર તણી ગતિ સ્તવેઃ ૪૨
"મને કરી મન મધ્યે ધરે; વિષય થકી ઇન્દ્રિયને હરે;
નિશ્ચલ બુદ્ધિરૂપ સારથિ; ઇન્દ્રિય-અશ્વ ગ્રહે મનથી. ૪૩
કર્મવાસના-વેગે કરી તાણ્યૂં મન જો છૂટે ફરી,
તોહ્ય ધારણા જે દૃઢ કરે, સ્થૂલરૂપ ભગવન્ત ધરે." ૪૪

શુકજી કૂહે, "સુણ્ય, રાજકુમાર ! સાંભલ્ય ભાખૂં ધ્યાનપ્રકારઃ
સકલ રૂપમાં સરખો સદાં; એહ્વે ચિત્તે એકજ અંગ, ૪૫
ચીતવવૂં ચરણાદિક સાર; મન કરવૂં તેણે આકાર.
નિર્વિષયમન વલતૂં કરે; પછે મને કિઞ્ચિત નવ્ય સ્મરે; ૪૬

સ્થિર ભૂત મન પામે સાર, પરમાનન્દ તણો આકાર.
તેહ પરમ પદ વિષ્ણુ તણું, જ્યહા મન નિર્મલ થાય ઘણું. ૪૭
રજોગુણે જે પાછું હરયું, તમોગુણે મન મૂરખ કરયૂ
ફરી ધારણાયે વશ કરે, તો તે રજ–તમનો મલ હરે. ૪૮
જેહ ધારણા ધારે થકે, ભક્તિયોગ જન પામી સકે;
જેહ ઇછિનો મ્હા સુખ–ભોગ, તે યોગીજન પામે યોગ. ૪૯
એહ ધારણા કેરી રીત્ય, ભક્તિયોગમા વાધે પ્રીત્ય.''
સુણી ધારણા કેરું રૂપ, મુનિને પૂછે પરીક્ષિત ભૂપઃ ૫૦

राजोवाच—

''શુકજી ! જ્યમ ધરિયે ધારણા, જે સ્થાનક જોઇયે કારણા,
જેહવી જે રીતે આચરે, પુરુષના મનનો મલ હરે, ૫૧
મુનિજન ! તે મુઝને કહો એવ.'' એમ સુણી બોલ્યા શુકદેવ :

शुक उवाच—

''જીતે આસન; જીતે શ્વાસ, જીતે ઇન્દ્રિય–સર્જ–વિલાસ; ૫૨
સ્થૂલ–રૂપ જે શ્રીભગવન્ત, ધિયે ધરે ત્યહાં મન માહન્ત.
વૈરાટ દેહ વિભુનો જેહ, મોટામા મોટેરો તેહ, ૫૩
ભૂ ભુવન સ્વર્ગનું માન, જ્યહા આ સર્વ રૂપનું માન;
અણ્ડકોશાન્તર એહ શરીરય, સપ્તાવરણે સંયુત, ધીરઃ ૫૪
કટાહ અણ્ડકોશ તે માહ, પૃથ્વીનું આવરણુજ ત્યાંહ,
ઉદક, તેજ, વાયુ, આકાશ, અહઙ્કાર, મહત્તત્ત્વ પ્રકાશ, ૫૫
સપ્તાવરણ વિરાટ અતીવ, અન્તર્યામી ને વલી જીવ.
એકરૂપતા કરી અભેદ; કહે છે એમ ઉપાસન વેદ. ૫૬
પાદમૂલ [1]પાતાલજ થયું. પાદની–પાદ [2]રસાતલ કહ્યુ.
ગુલ્ફ઼ાખ્ય [3]મ્હાતલ આણિયે. [4]તલાતલે જઙ્ઘા જાણિયે. ૫૭
[5]સુતલરૂપ બે જાનુ જાણ્ય. [6]વિતલ [7]અતલ તાં ઊરુ પ્રમાણ
[8]મહિતલ હરિનું જઘન મહાન. નાભિઠામ [9]નભસ્થલ માન. ૫૮

[૧૦]સ્વર્ગલોક તે રદે વિશેષ. [૧૧]મહર્લોક તે ગ્રીવા-દેશ.
વદન કહ્યું [૧૨]જનલોક વિરાટ. [૧૩]તપોલોક કલ્પ્યો લલ્લાટ. ૫૯
સહસ્રશીર્ષો શ્રીહરિ તણા, [૧૪]સત્યલોક તે શીર્ષજ ઘણા.
ઇન્દ્રાદિક જે કુહાવે દેવ, નારાયણના બાહુ એવ. ૬૦

દશે દિશા તે કુહાવે કાન; કર્ણવિવર તે સૃષ્ટિ મહાન.
કુમાર અશ્વિની નાસાદેશ, ગન્ધઘ્રાણનો વિષય વિશેષ. ૬૧
જ્વાલાજ્યોત હુતાશન જેહ, વિરાટવદન-વિરાજિત તેહ.
અન્તરિક્ષ અક્ષિના ઠામ; સૂર્યચન્દ્રમા દષ્ટિધામ. ૬૨

રાત્રિ દિવસ મેષોન્મેષાઙ્ગ. બ્રહ્મા લોક ભ્રુકુટીનો ભઙ્ગ.
ઉદક ઇશનૂં તાલુ જાણ્ય. જિહ્વા રસરૂપી પરમાણ્ય. ૬૩
બ્રહ્મરન્ધ્ર તે વેદવિચાર. યમરૂપી દંષ્ટ્રા નિરધાર.
પુત્રાદિક પ્રિયતાનો લેશ, તે દામોદર-દન્ત વિશેષ. ૬૪

જન-ઉન્માદક માયા જેહ, જાણો હાસ્ય હરિનૂં તેહ.
સૃષ્ટિ તણો જે સર્ગ અપાર, કટાક્ષ કેશવજીના સાર. ૬૫
લજ્જા ઉત્તર ઓષ્ઠ અનન્ત. અધર ઓષ્ઠ તે લોભ લસન્ત.
ધર્મમાર્ગ સ્તન શોભાગ્યશી. અધર્મ-માગ્ગ વાસો વશી. ૬૬

પ્રજાપતિ તે મેણ્ડ્ર જાણ્ય. મિત્રાવરુણ વૃષણ પરમાણ્ય.
કુક્ષિ-સ્થાનક સાગર કહ્યા. અસ્થિ-સ્થાનક પર્વત રહ્યા. ૬૭
નદીરૂપ નાડી તા એવ. તૃણ તરુઅગ્નૂં રોમ રમેશ.
અનન્ત વીરય વાયુ જેહ, શ્વાસોચ્છ્વાસ હરિનો તેહ. ૬૮
પ્રાણિદેહ પ્રાયઃ પરિણામ, ઇશ-અવસ્થાત્રયને ઠામ્ય.
પ્રાણી ને ગુણમય સંસાર, હરિ નિષ્કર્મ જડ વ્યાપાર. ૬૯
અમ્બુદ છે ઇશ્વરના કેશ. ત્વચા વિશ્વનૂં સન્ધ્યા વિશેષ.
હરિ બુદ્ધિ (હૃદય) પ્રધાનજ કહે. મનરૂપે ચન્દ્રમા રહે. ૭૦
મનરૂપ ચન્દ્રમા સાર, સકલ વિકાર તણો ભણ્ડાર.
સ્વપ્ન વિશે ઇન્દ્રિયનાં કાર્ય; મન-મધ્યે આરોપે આર્ય. ૭૧

ધૂમમાર્ગ ઇન્દુ જે માટ્ય, વિકાર કોશ કહો તે માટ્ય.
મહત્તત્ત્વ માધવજી તણું, વિજ્ઞાન શક્તિ-સ્વરૂપે ઘણું. ૭૨
સર્વાત્મા ને અન્ત કરણ, મહાદેવરૂપે આચરણ
હયવર કુન્જર વેસર નામ, ઉષ્ટ્ર અજાદિ નખને ઠામ. ૭૩
શ્રેણિબદ્ધ નાના પશુ જેહ, શ્રોણિ-દેશ કેશવનો તેહ.
નાના પક્ષીની જે જાત્ય, તેહ્ની વાણ્ય વ્યાકરણી ભાત્ય. ૭૪
હંસ મોર શુક વિચિત્ર-વર્ણ, શિલ્પ ચાતુરી અશરણશરણ.
સ્વાયમ્ભૂ મનુ કહાવે જેહ, હરિની બુદ્ધિ કહાવે તેહ. ૭૫
પૂરુષને રૂપે વિશ્રામ, નારાયણનો આશ્રયઠામ.
વિદ્યાધર, ચારણ, ગાન્ધર્વ, વલી અપ્સરા સાથે સર્વ, ૭૬
એ સર્વે હરિના સ્વર-સાદ. સ્મૃતિ-રૂપ જાણો પ્રહ્લાદ.
મુખઠામે બ્રાહ્મણ ભાવતા. ભુજાઠામ્ય ક્ષત્રી કહાવતા. ૭૭
ઊરુવર ઉત્તમ વૈશ્ય વખાણ ચરણ-ઠામ્ય તે શૂદ્ર પ્રમાણ.
નાનાભિધને નામે એવ, વસુ-રુદ્રાદિક જે છે દેવ. ૭૮
તે દેવે સંયુક્ત સહાય, હુત દ્રવ્યથી પૂરણ થાય
એહ્વો યજ્ઞ કહાવે આર્ય, જેહ્નેં અર્થે કરવું કાર્ય. ૭૯
એહ એટલો ઈશ્વર-દેહ, મે તુઝને દેખાડચો તેહ.
મોક્ષ-માર્ગને જે અનુસરે, બુદ્ધિ વડે એહ્મા મન ધરે. ૮૦
એ તા સ્થૂલરૂપતા કથી, એથી અન્યત્ કાંઇએ નથી.
દેહ-જીવ ઈશ્વરમા ધરી, એકરૂપ તા ધાવા હરિ. ૮૧
સાભલ્ય, રાય પરીક્ષિત ' એવ." એહ્વૂ બોલે શ્રીશુકદેવ;
"એ રીત્યે હરિ એકાકાર, સાભલ્ય, રાય પરીક્ષિત ! સાર ૮૨
સર્વની ચિત્તવૃત્તિયે કરી, અનુભવતો સહુકોને હરિ.
અન્તર-આત્મા સહનો એક, તે હરિ ભજવો સત્ય-વિવેક
પરમાનન્દ તણો જે નિધિ, તે હરિ ભજવો એણે વિધિ
એક ઈશ તે તે ઇન્દ્રિયે, સર્વ ભોગ ભોગવનો ધિયે"

એણે ઠામ્ય કહે દૃષ્ટાન્ત, "સાભલ્ય, રાય પરીક્ષિત શાન્ત!
સ્વપ્ન વિશે જ્યમ નાના દેહ, કોય સમે કલ્પીને એહ, ૮૫
તે તે ઇન્દ્રિયર્થં એ જીવ, સર્વ ભોગવે; એ વિધિ શિવ.
વિદ્યા શક્તિબલે સમ્બન્ધ, એ વિધિ ઇશ્વરને નહિ બન્ધ. ૮૬
ઇતિ ભાગવત-પ્રથમસ્કન્ધે, ધ્યાન-ધારણાનો સમ્બન્ધ;
રત્ન કહે, યત્ને કરી કરચો, આડત્રીશ શ્લોકે વિસ્તરચો. ૮૭

इति श्रीभागवते महापुराणे द्वितीयस्कन्धे स्थूलधारणा-
कथने प्रथमोऽध्यायः ॥ १ ॥

---

## દ્વિતીય અધ્યાય

परीक्षिते पुराणज्ञः शुको भागवतो मुनिः ।
यदिदं धारणाध्यानमुवाच स पुनातु माम् ॥ १ ॥

બીજે કહે સ્થૂલજ ધારણાયે, છબ્યૂં થકૂં મન વિચારણાએ,
સદા ધરેવૂં હરિ-વિષ્ણુ-મધ્યે, સર્વેશ સાખી-પતિ સત્ત્વશુદ્ધચે. ૨
આલમ્બને દૃશ્ય-સ્વરૂપ-ધારણા, શુકે કહી શુદ્ધ વિરાજ-ધારણા.
હવે કહે તે સરખી ધણેરી, સુ-ધારણા અન્તરયામ્ય કેરી. ૩

### રાગ મારૂ

પેહ્લી ધારણા કહી છે જેહ, તેહનૂં અનાન્તર ફલ જેહ,
તે કહે પરીક્ષિતને એવ, અન્ય ધારણા શ્રીશુકદેવ: ૪
"એ વિધિ ધારણાયે ધ્યાન, આતમયોનિ પામ્યા જ્ઞાન;
પૂર્વ પ્રલયને કાલે માન, નાંઠૂં હૂંતૂં તેહજ જ્ઞાન. ૫
પુનરપિ એ ધારણાયે તુષ્ટ, હરિથી જ્ઞાન તે પામ્યા પુષ્ટ.
પ્રલયથી પ્રથમ હૂંતૂં જ્યમ્મ, વિશ્વ ફરી સરજ્યૂં ત્યહાં ત્યમ્મ. ૬
[અ]નિશ્ચલ-ધી કરવા સૃષ્ટિ, થૈ વિધિની નિઃશક્તિ હષ્ટિ.
તેહ ધારણાનો મહિમાય; દીઠા વિશ્વરૂપ તા સાદ્દશ. ૭

એહ ધારણા એકજ અર્થ, થાયે સૃષ્ટિ તણું સામર્થ્ય.
બીજૂં ઉપાસના-ફલ સાર; માટે વિરક્તને અધિકાર." ૮
દઢ વૈરાગ-અર્થે એવ, નિન્દે કર્મફલને શુકદેવ
"સમ્ભ્રમ છે સુજને એ, દેવ! તેહ તણો જે મારગ એવ, ૯
તેહમા નિરર્થ છે જે નામ, સ્વર્ગાદિક કેરા જે ધામ,
તે તો કરતા ઇચ્છા-અર્થ, બુદ્ધય વડે ભ્યાતા છે વ્યર્થ.' ૧૦
"માયામયી જેહ પરપઞ્ચ, તે મારગ તે સૂતો સઞ્ચ.
સૂતો નામ વાસના એહ, મિથ્યા માનનો સુખ તેહ. ૧૧
સૂતા સ્વપ્ન માહી ભ્યમ કોય, નાના સ્વપ્ને દેખે સોય;
સ્વપ્નભમણ કરન્તો વ્યર્થ, પામે નહિ તે એક અર્થ. ૧૨
યદ્યપિ લહ્યા તે તે લોક, તોહ ન થાયે આપ અશોક.
ન લહે નિરન્તર સુખ-સાર, ભમતો થકો ન પામે પાર." ૧૩
"કહેશો તમ્યો, મહાભાગ!, કહેતા કર્મના ફલનો ત્યાગ,
તો ત્યહા પડે દેહજ સદ્ય;' એ આશઙ્કા ભાજે અદ્ય. ૧૪
વિષયો વ્યર્થ કહેવા માત્ર; માટે વિવેકી મતિ-પાત્ર
તાવત્ કરે વિષય-ઉપાય, જેહ થકી દેહ-નિર્વાહ થાય. ૧૫
તનુ-નિર્વાહ-મધ્યે ભક્ત, ત્યહા પણ્ય ન થાયે આસક્ત.
મન માહે ધ્રમ માને એવ, 'એ સુખ નાશવન્ત વિશેષ, ૧૬
તનુ-નિર્વાહનો સમુદાય, બીજે ઠામ્ય થકી જો થાય
તો તા યત્ન કરે ત્યહા સોય, તેહને સાધન્તાં શ્રમ જોય." ૧૭
'દેહ-નિર્વાહની જે વસ્ત, શ્રમ વિન લાભે સહજ સમસ્ત;
તો શ્રમ શાદને કીજે વ્યર્થ?' એ શ્લોકે કહે તેહનો અર્થ: ૧૮
"પૃથ્વી એ મન શય્યા પરમ; શય્યાને કરે કોણ શરમ?
સુન્દર કઞ્પ્યા ભુજ અભિરામ; ઓશીશા તણું શું કામ? ૧૯
[હાથેથી-સમ્પુટ છે સાર, અન્નપાત્ર શા બહુ-પ્રકાર?]
વ'કલ દિશા-વસ્ત્રે સુગમ્ય, શે અર્થે પીતામ્બર રમ્ય? ૨૦

કેશો, 'વસ્ત્ર ને ભોજન તોય, માગ્યા વિના કયહાથી હોય?
મારગ માહ્ય પડ્યા પરપઞ્ચ, શું નવ્ય જડે અમ્બરના ખણ્ડ? ૨૧
પર-ઉપકારી તરુવર જેહ, શું ભિક્ષા નવ્ય આપે તેહ?
જો સરિતા સૂકી સર્વ હોય, તો યતિ જલ નવ્ય પામે કોય? ૨૨

વસવા ઠામ તણું શું દુઃખ? શું ગિરિગુહાના રૂંધ્યા મુખ્ખ?
યદ્યપિ ન લાભે કાંઇ તેહ, તો કહ્યા ગ્યો છે ઇશ્વર એહ? ૨૩
શરણ ગયાની શું નહિ શર્મ? વિશ્વમ્ભર તે પોષે પરમ.
એહવૂ સેવે (તે) મ્હા મુનિરાય, ધન-મદ-અન્ત થકા જે ધ્યાય. ૨૪

ભજવો એક એ શ્રીભગવાન," શુકજી કહે, "સુણ્ય, રાજાન!
એ વિધિ સાધક તે સિદ્ધરૂપ, પ્રિય આત્મા ભજવો, ભૂપ! ૨૫
જાણી સત્ય આત્મા એ અર્થ, અન્ય આતમાવત્ નહિ વ્યર્થ.
ભજવા યોગ્ય તો એ ભગવાન, આપ અનન્ત છે નિત્ય, રાજાન! ૨૬

તેહનૂ ભજન આનન્દામૃત, એ વિધિ ભજે હરિને ભક્ત;
જે હરિભજને જન નિષ્કામ, પામે છે અવિદ્યા-ઉપગમ." ૨૭
એથી અન્યત! ચિન્તા જેહ, નિન્દક નિન્દ્યા તે શુકિ એહઃ
"પશુ વિણ એહવો કોણ પુરુષ, હરિ-ધારણા મૂકે મૂર્ખ? ૨૮

અસત્ય વિષયા-ચિન્તા પોણ, તેહને ચીંતવે નર કોણ?
નિજ નિજ કર્મ તણા પરિતાપ, ભોગવતો સતો મ્હા-પાપ, ૨૯
વૈતરણી નદીમાહ્ય તેહ, નરને પડિયા દેખે જેહ;
તો ક્યમ તજિયે હરિચિન્તન, વિષયા માહે બાંધી મન?" ૩૦

કહીને ધારણા-વૈરાજ, અલગી ધારણા કહિયે આજ.
ષટ્ શ્લોકે કરી શુકદેવ, આત્મધારણા કહે છે એવ ૩૧

"કો એક દેહ-મધ્યે દાસ, હૃદય તણો જ્હા છે અવકાશ,
તેહ્મા વસે પુરુષ તે એષ, પરિમાણે કહ્યો પ્રાદેશ. ૩૨
સુન્દર ચતુર્ભુજમા ચક્ર, પઙ્કજ, ગદા ને શઙ્ખ સુવ્યક્ત;
એહવે રૂપે વૈકુણ્ઠરાય, કોયક ધારણામા તે ધ્યાય. ૩૩

કોમલ-કમલદલ-લોચન, પ્રસન્નવદન ને દુઃખમોચન,
કાન્તિ કદમ્બ-સમ કેસર-રઙ્ગ, એહવાં વસને શોભિત અઙ્ગ. ૩૪
કાઞ્ચનકલ્પિત અઙ્ગદ સાર, શોભે સરસ મણિમે-આકાર.
મણિમય મકરાકુણ્ડલ-દેશ, મણ્ડિત મુકુટથી સુન્દર વેશ. ૩૫
જેહને ધ્યાવે યોગીજન, જેહને હૃદય જાણે પરસન,
વિકસિત હૃદયા-પદ્મ-પરાગ, તેહમાં ધાર્યા જેહના પાગ. ૩૬
હૃદય વિરાજે છે શ્રીવચ્છ; કણ્ઠે કલ્પિત કૌસ્તુભ સ્વચ્છ.
જે કરમાય નહી કો કાલ્ય, એહ વિરાજે છે વનમાલ. ૩૭
કટીમેખલાનો રણકાર; અઙ્ગુલિ-કલ્પિત મુદ્રા સાર.
પદ મહામૂલ્ય નેપુર-નાદ, કરમાં ધાર્યું કઙ્કણ-આદ. ૩૮
કોમલ કુટિલા કાલા કેશ; શોભિતવદન નિ હાસ વિશેષ.
લીલા સહિતા હાસ્ય ઉદાર-સંયુક્ત કૃપાદૃષ્ટિ-પ્રસાર. ૩૯
ઈક્ષિણ-સહિતા ભ્રુકુટીભઙ્ગ; સૂચિત અનુગ્રહ તેહનું અઙ્ગ.
મનની ધારણા તો સોય, નિશ્ચલ જ્યાહર સૂધી હોય; ૪૦
એહવો મનોહર હરિ જેહ, ચિત્તસહિત તાં જોવો તેહ.
એ તો ધારણાનું રૂપ, સાંભલ્ય ધ્યાનમારગ જે, ભૂપ! ૪૧
પદ-આદ્યે ગદાભૃત-અઙ્ગ, જ્યહાં લગી લચિત હાસ્ય-પ્રસઙ્ગ;
એવું એક અઙ્ગ ચિન્તન, નિશ્ચલ ધીયે ધારે મન; ૪૨
જિતજિત ધામે મૂકે મન, ધારે જનતુ જહાં અન્ય.
જ્યમજ્યમ બુદ્ધિ નિશ્ચલ થાય, હરિના રૂપ માંહે સમાય." ૪૩
કહેશો, 'ધારણા એ વ્યર્થ,' નિર્ગુણ બ્રહ્મ ન ચિન્ત્યો અર્થ.'
એણે ઠામ્ય કહે શુકદેવ, "સાંભલ્ય, પરીક્ષિત નૃપ! એવ. ૪૪
જ્યહાં લગી પર-અવર એ બ્રહ્મ, ઈશ્વર વિશ્વના દ્રષ્ટા પરમ,
તેહમા ભક્તિયોગ ના જાન, ત્યાં લગી કર્મકૃતિ-પશ્ચાત, ૪૫
સ્મરવો સ્થૂલ પુરુષ સમર્થ; એહ જ એ મૂર્તિયો અર્થ.
નરને તે કરવા સત્ય કર્મ, ભક્તિ-યોગના મુદ્દાં પરમ."

એ તો નિકટ મૃત્યુ છે જેહ, તેહનૂં કૃત્યક બોલ્યૂં તેહ.
અધુના કહે શ્રીશુકજી તેહ, તજવા સ્વયં ઇછે દેહ, ૪૭

તેહનૂં કૃત્ય કહે નિરધાર, આઢા ચ્યાર તે શ્લોકે સારઃ
" સાભલ્ય, પરીક્ષિત રાજાન ! એહ્‌વો જિત-ઇન્દ્રિય નિદાન, ૪૮
ઇછે દેહનિ તજવા સોય, ત્યાહ્‌રે દેશ નિ કાલ ન જોય.
નિશ્ચલ સહિત-સુખ આસન્ન, જીતે પ્રાણ નિ ઇન્દ્રિય-મન્ન. ૪૯

વયતો નિર્મલ બુદ્ધયે જન્ન, નિશ્ચલ કરી ગ્રહેતો મન્ન.
તે બુદ્ધિને વલતો એય, ક્ષેત્રજ્ઞાને મધ્યપ્રવેશ. ૫૦
ક્ષેત્રજ્ઞાન તો કહિયે તેહ, બુદ્ધિ તણો ઇષ્ટા છે જેહ.
તે ક્ષેત્રજ્ઞનિ જીતી એય, આતમ શુચિમા તેહ પ્રવેશ. ૫૧

તેહ શુદ્ધ આત્માને છેક, ભલે બ્રહ્મને મધ્યે એક.
આત્મ-બ્રહ્મ તે એકાકાર; પામ્યો પરમ શાન્તિ તે સાર. ૫૨
પામ્યો નિવૃત્તિમારગ-પાર; વિરમે કૃત્ય થકી નિરધાર.
કહેશો, 'બ્રહ્મ તેહ શૂં હોય ?' સાભલ્ય, પરીક્ષિત નૃપ ! સોય. ૫૩

અનિમિષ કીધો દેવ વિશાલ; તેહનો પ્રભુ કહિએ તે કાલ.
તેહને બ્રહ્માદિક આધીન, આત્મરૂપ આગલ્ય તે દીન. ૫૪
જેહ્‌મા કાલની ગતિ નવ્ય હોય, તે શ્યા માટે દેવજ સોય ?
તે દેવને વશ સહૂ જુક્ત, કયમ લહે બ્રહ્મની ગતિ અવ્યક્ત ? ૫૫

જે બ્રહ્મમા નહી અહઙ્કાર, નહીં ગુણ સત્ત્વ-રજસ્તમ સાર,
નહિ જ્યહા મહાન્ત ને પરમાન, એહ્‌વો બ્રહ્મજ છે, રાજાન ! ૫૬
જ્યહા નહિ કાલ-આદિ-સામર્થ્ય." ' તો એ શશકશૃઙ્ગવત વ્યર્થ.
તો શૂં નથી બ્રહ્મ નિદાન ?' એ આશઙ્કા સુણ્ય, રાજાન ! ૫૭

માને તે મુનિજન મન્ય-હેત, આત્મ વિના તે નેતિનેતિ.
મૂકી દેહના ભાવ વિશેષ, ન કરે અન્યતા સૌહૃદ શેષ. ૫૮
ક્ષણ ક્ષણ વિષ્ણુના પદ જન્ન, મનસા શુદ્ધે આલિઙ્ગન્ન.
જે કા અનિર્વચનીય રૂપ, તેં તેહને અનુભવતા, ભૂપ ! ૫૯

તે પદ પરમ-વૈષ્ણુવ-ઇષ્ટ, જાણે બ્રહ્મ સહુથી શ્રેષ્ઠ."
જે કહ્યું અન્તકાલને આમ, નરને કરવું જોઇએ કામ; ૬૦
તેહનો કરચો ઉપસંહાર; શુકજી કહે, " સુણો, નૃપ ! સાર.
એણે પ્રકારે મુનિ મ્હાસિદ્ધ, ઉદ્યમ બ્રહ્મરૂપે તે કીધ; ૬૧
બ્રહ્મજ્ઞાનની હૃદયે દષ્ટચ, તેહને બલે એ બાલી સૃષ્ટચ,
પામ્યો પરમાશ્રયનો પાર, વિષયવાસનાનો સંહાર. ૬૨
દેહ ત્યાગ તો તેહનો સાર. અધુના કહિએ તેહ પ્રકારઃ,
પોતા તણી પાહની જેહ, તેણે રૂંધતો ગુદને તેહ, ૬૩
મૂલાધારને રૂંધી જાણ્ય, ઊંચો ધારે વાયુ-પ્રાણ.
મૂલાધાર તણું જે સદ્મ, ત્હાં છે ચ્યાર પત્રનું પદ્મ. ૬૪
ત્હાંથો ગ્રહવો ઊંચો વાયુ, સ્વાધિષ્ઠાન પ્રત્યે તે જાય.
ત્હાથી નામે મ્હા મણિપૂર, ષડ્દલ કમલ ચ્યલાવે શૂર. ૬૫
વલતો હૃદયે દશ-દલ વક્ર, પઙ્કજ અનાહત જે ચક્ર,
તેહમાં પ્રાણ આરોપી, રાજાન! ઊંચો કરતો વૃત્તિ ઉદાન. ૬૬
વલતો ઉરઃપઙ્કજ ઠામ, હેઠો કણ્ઠ થકી તે ઠામ;
ત્હાં કમલ છે દ્વાદશપત્ર, વમે તે વિશુદ્ધ ચક્રજ પત્ર. ૬૭
તેહમાં ઠરાવે તે વાયુ; ત્હાંથી તાલુ-મારગ્ય જાય.
ઉરથી ઊકાસે, રાજાન ! સાધે શનૈઃ શનૈઃ સન્ધાન. ૬૮
તેમાં મન ધરયૂં મહાનન્ત; સાધે સમીરણુને સન્ત.
જાવાના મારગ બહુ જ્યહાં; માટે યતન કરેવૂં ત્હા. ૬૯
ઉરથી ધારે તાલુ-મૂલ, ષોડશ-દલ કમલ અનુકૂલ.
મુખનો અગ્ર ભાગ વિશેષ, તેહને કહેતાં તાલુ-દેશ. ૭૦
ત્હાંથી ભ્રુકુટીમધ્યે વક્ર, દ્વિદલ પદ્મ તે અક્ષિ ચક્ર.
તેહમાં આરોપે મન-પ્રાણ, રૂંધી સાત મારગને જાણ્ય. ૭૧
ન કરે અપેક્ષા-સંસાર; મન એકાગ્રે રાખે સાર.
તે મુનિ સકલ-દષ્ટિ તે સાર, ઘડી એક રહે તે સાર. ૭૨

ભેદી બ્રહ્મરન્ધ્ર જે પરમ, પામ્યો થકો તે પૂરણ બ્રહ્મ,
મૂક્યો દેહ-ઇન્દ્રિય-હ્રદા. એ તો મુક્તિનો મારગ સદા." ૭૩
અધુના કહે છે શ્રીશુકદેવ, મુક્તિ એ અનુક્રમણાથી એવઃ
"જે મન્ય ધારે યોગીજન, પરમેષ્ઠી-પદને પાવન. ૭૪

અથવા સિદ્ધ સ્થાનક સાર, જ્યહાં રહી કરે સિદ્ધિ-વિહાર.
અણિમા-આદિ સિદ્ધિ અષ્ટ, તેહનું પરમ સુખ જ્યહાં સ્પષ્ટ; ૭૫
એહવો સગુણ જે બ્રહ્માણ્ડ, તેહમા રમે સિદ્ધ પરચણ્ડ.
એહ વિધિ રહે ઇચ્છા જેહ, તે તાં આચરતો વિધિ એહ, ૭૬
દેહ-ત્યાગ-સમયે તે શર, મન-ઇન્દ્રિયને મૂકે દૂર.
મન ને ઇન્દ્રિય સાથ્યે જાય, તે તે લોક મહીં સુખ થાય." ૭૭
જેથી કર્મગતિ વીતી સન્ધ, નય્ય ઇછે કર્મગતિના બન્ધ;
એહવૂં કહેતા શ્રીશુકદેવ, "સાંભલ્ય, પરીક્ષિત નૃપ! એવઃ ૭૮

યોગેશ્વર તણી ગતિ સાર; વર્તે ત્રિલોક્ય મધ્યે બાહર.
બ્રહ્માણ્ડ થકી બાહરે થાય; મહર્લોક સુધી તે જાય. ૭૯
તેથી પવનમાં રહે ધીર, યોગી-જનનું લિઙ્ગ શરીર.
વિદ્યા-ઉપાસન તાં પરમ; તપ તો એ છે ભગવદ્ધર્મ. ૮૦
જેહમાં યોગ કહ્યો અષ્ટાઙ્ગ, સમ્યક્-જ્ઞાન સહિત એ સઙ્ગ.
એહો ચ્યાર પદારથ ઇશ, જે માટે ભજતા યોગીશ." ૮૧
યોગી તણી ગતિ છે જેહ, આઠ શ્લોકે કહે શુક તેહઃ
"જે કહી અનુક્રમ સમીરણ-ગતિ, તેહને કહે સદ્દગતિ સુગતિ. ૮૨

નાડી સુષુમણા છે તાં જેહ, જ્યોતિસ્વરૂપે છે તાં તેહ.
તે નાડીયે આવે બાહરય, મારગ બ્રહ્મરન્ધ્રને સાર, ૮૩

વલતો વમે જઈ આકાશ; અગ્નિ દેવતા માંહે વાસ.
મૂકી મેલ નિ નિર્મલ થાય, તો શિશુમાર-ચક્રે જાય. ૮૪

તે શિશુમાર કેરૂં જે રૂપ, પઞ્ચમસ્કન્ધે કહેશે, ભૂપ!
આદિત્ય-આદ્યે ધ્રુવ-પર્યન્ત, તેહમાં સ્થાનક પામે સન્ત. ૮૫

વસતો વિશ્વનાભિ વક્ર, વિષ્ણુ તણા તે તો જે ચક્ર,
તેહને અતિક્રમતો છેક, નિર્મલ લિઙ્ગે દહતો એક. ૮૬

વસતો મહર્લોકે પલાય, જે સ્થલ બ્રહ્મવાદી જન જોય
જેહ્ને મ્હાકલ્પે આયુષ-અન્ત, જ્યહા ભૃગુ-આદ્યે વિનસે સન્ત. ૮૭
જ્યાહરે શેષરૂપ-મુખ-અગ્ન્ય, દેખે વિશ્વ તેહમા મગ્ન,
ત્યાહરે પલાયે મુનિ તિહા, પરમેષ્ઠી કેરૂ પદ જિહા, ૮૮

મોટા સાધુનો જ્યહા વાસ, આયુષ પરાર્દ્ધદ્વય જેહ્ને પાશ.
નહિ જ્યહા જરા, મૃત્યુ ને શોક, દુ:ખ, ઉદ્વેગ નિ રોગજ ફોક. ૮૯
ઈશ્વર-ઉપાસનાથી એહ, હિરણ્યગર્ભ-પદવી લ્હે તેહ
ન લહે ઉપાસના તો એહ, કેવલ કર્મ-આકારી જેહ ૯૦

તે નરને નવ્ય દીસે સુખ્ખ; વારંવાર તે પામે દુખ્ખ
બ્રહ્મલોક જે વસતા દેવ, ત્યહા ત્રય પ્રકારે ગતિ એવ ૯૧
'જે કરી પુણ્ય તે પામે વાસ, તે રૂહે પુણ્ય સુધી ત્યહા દાસ
હિરણ્યગર્ભને તો જે ધાય, બ્રહ્મા સાથ્યે તે મૂકાય. ૯૨

ભગવદુપાસક છે જેહ, બ્રહ્માણ્ડને ભેદી તેહ,
તે વિચરે સ્વયં ઇચ્છા-કામ, પામે પરમ વૈષ્ણવ-ધામ.' ૯૩
ભગવદ્‌ભક્તની એ કહી નીત્ય, મહા બ્રહ્માણ્ડ-ભેદનની રીત્ય
વ્યાપક લિઙ્ગ દેહે, ભૂપ ! પામે વૃત્તિ આતમ-રૂપ. ૯૪

પૃથ્વી-રૂપને પામી સોય, યોગી સદા નિર્ભય તો હોય.
પૃથ્વી-અન્તર તે અપ સાર; જલમા ભવે તવ એકાકાર. ૯૫
ન કરે સત્વરા યોગીજન, જલને સ્વરૂપે પાવન.
સ્વેદન-દાહા-શઙ્કાશન્ય, નાનાભોગ તે પામે મુન્ય. ૯૬

અપને અનન્તરે જે જ્યોત્ય, તદ્રૂપતા થઈ ઉદ્યોન.
જ્યોત્યસ્વરૂપાન્તર જે વાય, પવન તદા તન્મય થૈ જાય. ૯૭
ભોગ-સમાપ્તિકાલે સોય, વાયુ થકી ત્હા ગગનજ હોય.
વાયુ-અન્તર જે આકાશ, પામે તાદાત્મ્ય ત્યહા વાસ. ૯૮

આત્મલિઙ્ગ ભોગવતો જેહ, શબ્દાત્મકમય જાણો તેહ.
એહવું પરમ પદ આકાશ, તદ્રૂપતા ત્યાં પામ્યો વાસ." ૯૯
અધુના ઇન્દ્રિયના જે અર્થ, તે તાં વિષય નાના વ્યર્થ.
તેહ્નો અતિક્રમ કહે એવ, વિષય-શૂન્યતાથી શુકદેવઃ ૧૦૦
"ઘ્રાણે કરી ગન્ધમય થાય. રસના થકી તે રસમાં જાય.
દૃષ્ટિ રૂપ માંહે પરવેશ. ત્વકથી સ્પર્શિત ભાવ વિશેષ. ૧૦૧
શ્રવણે શબ્દ-આતમા હોય; એ વિષ્ય એકતા મલે સોય.
કર્મેન્દ્રિયે કરીને, ભૂપ! તેહ્નાં કારન્યમાં તદ્રૂપ. ૧૦૨
એ વિષ્ય સ્થૂલ સૂક્ષમ જેહ, તેહ્નો અતિક્રમ કહિયે એહ."
તત આવરણ ભૂત અહઙ્કાર; તેહ્ની પ્રાપ્તિ નિમિષ સાર, ૧૦૩
મહદાદિ તણી પ્રાપત્ય, તે ત્યાં કહે શ્રીશુકજી સત્યઃ
"વલતો તેહ યોગીજન, સૂક્ષ્મ ભૂત ને ઇન્દ્રિય મન; ૧૦૪
તેહ્ને સન્નિધાને સોય, સ્વયં અહંકારરૂપે હોય.
હતો સનાતન શ્રીભગવાન; આપે અનાદિ એ, રાજન! ૧૦૫
મનમય દેવમયી હઙ્કાર; તમ રજ સત્ત્વ એ ત્રણ્ય પ્રકાર.
જે અહઙ્કારરૂપે વાસ, થાએ તેહ્ને સાથ્યે નાશ; ૧૦૬
તેથઈ મહત્તત્ત્વે જાય; મહત્તત્ત્વ તે રૂપે થાય.
જેહ્માં સકલ ગુણોની હાન્ય, પામે પછે તેહ્માં પરધાન. ૧૦૭
પરધાનને રૂપે પરમ, સ્વયં આનન્દમય મ્હાશર્મ,
વર્જિત-ઉપાધ્ય એ આનન્દ, અવિકૃત શાન્ત એ પરમાનન્દ. ૧૦૮
પરમાત્મા-રૂપે તે થાય; પુનરપિ ન આવે તે ભવ માંહ્ય.
સાંભલ્ય તૂં, પરીક્ષિત રાજન! એહ્વો મારગ છે પાવન. ૧૦૯
એક સદ્ય-મુક્તિ તે મુક્તિ, બીજી અનુક્રમથી જે મુક્તિ.
ભાખ્યા સનાતન શ્રુતિ એહ, મુઝને પ્રશ્ન કર્યું તેં જેહ. ૧૧૦
એહ્વે પન્થે પૂરવ કાલ, બ્રહ્માજી કહ્યા, ભૂપાલ!
વિધિયે આરાધ્યા ભગવાન, શ્રીમદ્વાસુદેવ વિધાન. ૧૧૧

પૂછ્યા મુક્તિ-મારગ એહ; બ્રહ્માને કહ્યા હરિયે તેહ.
કહે છે મુક્તિ-મારગ અનેક; પણ સુણ સમીચીનજ એકઃ ૧૧૨

જેહ કો પ્રવેશે સંસાર, તેહને એહ યકી નહિ સાર.
અન્યત નથી શિવ પન્થાન; જેથી વાસુદેવ ભગવાન, ૧૧૩

તેહમા ભક્તિયોગજ હોય, મહા કલ્યાણપન્થ તાં સોય.
એહ પન્થ સુગમ શા માટય? સાભલ્ય, પરીક્ષિત! કહું આ માટય.૧૧૪

વેદવ્યાસ (? બ્રહ્માજી) તે જે ભગવાન, મહામુનિ નિર્વિકાર મહાન,
નિશ્ચલ મને કરી જોયા વેદ; કીધા ત્રણ આવર્ત્યે ભેદ; ૧૧૫

એહવો કીધો નિશ્ચય સોય, જેથી પ્રીત્ય હરિમાં હોય.
સાધન શ્રેષ્ઠ કહિએ તેહ. એમા ન ધરવો સન્દેહ. ૧૧૬

કહેશો, ' અનુભવ્યા નહીં ઈશ, તો કયમ પ્રીત થયા મુનીશ ? '
એ સ્થલ કહે છે શ્રીશુકદેવ, " સાભલ્ય તું, પરીક્ષિત નૃપ! એવ. ૧૧૭

મઘલા ભૂત મહીં ભગવાન, અન્તર્યામી હરિ, રાજન!
બુદ્ધયાદિક દશ્યે, એ જાણ, દ્રવ્ય નિહાલે નારાયણ ૧૧૮

લક્ષણ અને તથા અનુમાન; એણે નિરખિયો ભગવાન."
પૂછ્યું એ પરીક્ષિત રાજન, તેહો ઉત્તર કહેશે મુન્યઃ ૧૧૯

" માટે એ ઉત્તરનું-પ્રશ્ન: જે નિર્ભ્રાન્તયજ ભજવા કૃષ્ણ.
સઘવે સર્વદા હરિ ઈશ, જ્યમ ત્યમ જાણેવો જગદીશ. ૧૨૦

સાભલવા ને સ્મરવા રામ, કીર્તન કરીને ગાવા શ્યામ.
નર-જન્મ તે સફલ-સમાન, નિત્યે ભજવા શ્રીભગવાન. ૧૨૧

ભગત-આતમા શ્રીહરિ બ્રહ્મ, સર્જનમા પરકાસ્યો પરમ.
તેહનું કથામૃત જે કોય, પીતા શ્રવણ-પુટે તાં સોય, ૧૨૨

પાવન કરે છે તે જન, વિષય-મલિનથી નિર્મલ મન;
અન્ત્ય પલાયે તે તા દાસ, શ્રીહરિ-ચરણકમલને પાશ." ૧૨૩

ઇતિ ભાગવત-દ્વીતિયસ્કન્ધ, સંસ્થાપુરુષ તણો સમ્બન્ધ,
કીધો દ્વિતીય અધ્યાય ઇશ, જેહમા શ્લોક અછે છત્રીશ.
કૃહે છે રત્ન યતને મમેન, ભગવદ્‌ભજન એ જનને હેત. ૧૨૪
૨૧૧

इति श्रीभागवते महापुराणे द्वितीयस्कन्धे पुरुषसंस्थानु-
चरितं नाम द्वितीयोऽध्याय. ॥ २ ॥

---

## તૃતીય અધ્યાય

येन मुक्तिरभिभाषिता द्विधा
वैष्णवाय वरयोग्यमुक्तिना ॥
यं भजन्ति भुवि सिद्ध-साधवो
मां सदैव स पुनातु माधवः ॥ १ ॥

ત્રીજે હવે ભક્તિ તણો વિશેષ, સુણો સ્વયં ભૂપતિ એજ એષ,
ને કૃષ્ણની કર્મકથા સુણેવા, કહે મુનિ આદર આત્મ-સેવા.
હવે દેવતા અન્યની ભક્તિ કેરૂ કહે છે, 'હવે તુચ્છ જાણો ઘણેરૂ.'
ત્યજેવા કહે પૂર્વ સમ્બન્ધ-શાલી, નરાધીશને તે મુનિદેવશાલી. ૩

શુક ઉવાચ— [ રાગ કેદારો ]

"એ મે તુઝને વર્ણવ્યું, તેં પૂછ્યૂં જે અભિનવું.
મરણને ઇછે મુનિ, તેહની કથા રે. ૪
જે ઈછે ફલ-કામના, તેણે અન્યત સુર-ઉપાસના;"
સેવવા ચરણ મુનીશ્વર કહે યથા રે. ૫

ઢાલ-કહે મુનીશ્વર, "સાભલ્ય, ભૂપત્ય ! અન્યત સુર આરાધે.
બ્રહ્મતેજનો કામી બ્રહ્માકેરી સેવા સાધે. ૬
ઇન્દ્રિય-બલ-અભિલાષી પુરુષે ઇન્દ્ર-ભક્તિ આચરવી.
પ્રજા તણા અભિલાષી પુરુષે પ્રજાપતિ-સ્તુતિ કરવી. ૭

લક્ષ્મીનો અભિલાષી નર તે સેવે માયારૂપે.
તેજ તણો અભિલાષી નર અગ્નિને સેવે, ભૂપ ! ૮
ધનકામી અષ્ટાવસુ કેરી સેવા સાધે સોય
વીરજયકામી વીર્યના દાતા રુદ્ર-ઉપાસક હોય ૯
અન્નકામ અદિતિને સેવે, સ્વર્ગકામ સુર ભજતા
રાજ્યકામ વિશ્વેદેવાને. સાધક સાધ્યનિ યજતા ૧૦
આયુષનો અભિલાષી નર તે સેવે અશ્વિનીકુમાર
પુષ્ટિકામ પૃથ્વીને સેવે સાભ'ય, નૃપ ! નિરધાર ૧૧
ઉત્તમ સ્થાનક સ્થિર રહેવાને ઈચ્છે જે કો જન,
તેણે દ્યાવા-પૃથ્વી કેરી સેવા કરવી સન્ન ૧૨
સ્વરૂપકામી ગાન્ધર્વ સેવે, ઉર્વશી સ્ત્રીકામી
આધિપત્ય-અભિલાષી સેવે પરમેષ્ઠીને પામી ૧૩
યજ્ઞ કરી હરિને સન્તોષે, યશને ઈચ્છે જેહ.
નિજ ભણ્ડાર ભરવા ઈચ્છે નર, યજે વરુણને તેહ ૧૪
વિદ્યા કેરો અર્થી નર શઙ્કરની સેવા સાધે
નરનારી-હિતકારી નર તે પારવતી આરાધે ૧૫
ધર્માર્થ-કામી નર સેવે નારાયણને સૂઝે
વંશવૃદ્ધિને ઈચ્છે પુરુષ તે પિતૃલોકને પૂજે ૧૬
યક્ષપુરુષને સેવે નર જે રક્ષાકામી હોય
બલયશ-કામી મારુત-ગણને સેવે નિશ્ચલ સોય ૧૭
રાજકામના મનુ ચતુર્દશની સેવા તો કરતા
શત્રુ-મારણ-મનોરથ માનવ રાક્ષસપતિને વરતા. ૧૮
કામભોગ-અભિલાષી નરને સોમ તણી તો સેવ.
નિષ્કામી નર પરમપુરુષને આરાધે અશ્વમેવ. ૧૯
અકામ અથવા સર્વકામ કે મોક્ષકામ મુનિ હોય,
તીન ભક્તિયોગે તેણે (નર) પુરુષોત્તમ યજવા સોય." ૨૦

'સર્વની સેવાથી હરિભક્તિ-યોગ છે તાં સાર,'
એહવું કહેવા પરીક્ષિત પ્રત્યે શુકજી કહે નિરધારઃ ૨૧
"ઇન્દ્રાદિક દેવતાનિ યજતા તેહને પણ્ય એ સાર,
ભક્તિ-સંયુત ભગવન્નામે અચલ ભાવના ભાર. ૨૨
અન્યત્ફલ તે તુચ્છ સકલ છે." એમ કહ્યો સિદ્ધાન્ત.
હવે સ્તવે હરિકથા તણી રતિ રાજાર્થ શુક શાન્તઃ ૨૩
"કોણ પુરુષ હરિચરિતકથામાં ન કરે પ્રીત્ય-પ્રસઙ્ગ,
જેથી જ્ઞાન અનોપમ પ્રગટે, સાધુ તણો જ્યહાં સઙ્ગ? ૨૪
જ્ઞાન થકી ગુણ-ઊર્મિ-ચક્ર નિવર્તે નરને ભાગ્ય,
જેથી આત્મ-પ્રસાદ પ્રકાશે; વિષયા વિશે વૈરાગ્ય. ૨૫
જેહ જ્ઞાન વિશે મહામુનિયે કેવલ પદ પરમાણ્યૂં
ભક્તિયોગ ને જ્ઞાન થકી, તે કૃષ્ણકથાથી જાણ્યૂં. ૨૬
તે માટે એ કૃષ્ણકથામાં પ્રીત્ય કરે નહિ કોણ?"
એમ સુણીને શૌનક પૂછે સૂત પ્રતિ ધરી પોણઃ ૨૭

શૌનક ઉવાચ—

ભક્તિ-શિરોમણિ પરીક્ષિત રાજા એમ સુણીને સદ્ય,
વ્યાસકુંઅર શુકદેવ પ્રત્યે શું પૂછ્યૂં, પુનરપિ ગદ્ય? ૨૮
અરે સુણેવા ઇછું અમ્યો. તું છે કહેવા યોગ્ય.
કથા કહો જ્યહાં કૃષ્ણકથા-ફલ, સન્ત-સમાગમ-ભોગ. ૨૯
ભગવદીય તે રાજા મ્હારથ પાણ્ડવસુત સમ્ભાલે
કૃષ્ણ ક્રીડા-અનુભવ તે કરતો બાલક્રીડા-કાલે. ૩૦
વ્યાસકુંઅર ભગવાન નારાયણ વાસુદેવમાં જ્યાંહ,
ગોવ્યન્દગુણ-ગ્રામે ગુરચર્ચા સન્ત-સમાગમ ત્યાંહ. ૩૧
મિથ્યા આયુષ હરિચર્ચાયે સફલ કરો સહુ કોય.
એહવૂં કહેવા ત્રણ્ય શ્લોકથી શુકજી(? શૌનક) કહે છે સોયઃ ૩૨
હરિ-ચર્ચાને ક્ષણ્ય મૂકીને અન્ય આયુ જે રહે છે,
ઉદય પામતા અસ્ત પામતા સૂરજ્ય મિથ્યા લ્હે છે. ૩૩

તોહ કહેશો, 'તેહના આયુષ કેરૂં ફલ તો એહ,
મનુષ્ય-દેહમા જીવે છે;" ત્હાં કહે છે શુકજી (? શૌનક) તેહ. ૩૪
તરુઅર તા શું નથી જીવતા ? કહેશો તે જડરૂપ.
શ્વાસોચ્છ્વાસ કરે છે નિત્યે ધમણ ચર્મની, ભૂપ (?)   ૩૫
તો કહેશો, 'ત્હાં આહાર નથી.' તે સ્થાનક સાભલ્ય, ભૂપ (?)
ગ્રામપશુને ખાદન મેહન, તેહ થાય નરરૂપ.   ૩૬
જેહને કર્ણ કદાચિત ન પડ્યૂ નારાયણ-અભિધાન,
વિટ, વરાહ ને શ્વાન, ઉષ્ટ્ર પશુ નર તો તેહ સમાન.   ૩૭
જ્યહા જ્યહા અવગણના તે પામે, માટે જાણો શ્વાન.
મલિન-વિષય-અભિલાષી; માટે વિટ-વરાહ-વ્યાખ્યાન.   ૩૮
કણ્ટકવત વિષયી દુઃખદાયી આસક્તિ જે માટ
ઉષ્ટ્ર-ખર તણું ઉપમાન તાં આપ્યૂં છે તે માટય.   ૩૯
ભાર વહે, માટે ખર જાણોઃ અભક્તના એંધાણ."
હવે કહે છે, "અખિલ અઙ્ગ તે નિષ્ફલ તેહનાં જાણ્ય.   ૪૦
જેહ પુરુષના કર્ણ-વિવર તે ન સુણે કૃષ્ણચરિત્ર,
વૃથા રન્ધ્ર તે રાફ-સરીખા જાણો અતિ અપવિત્ર.   ૪૧
ઊરુગાય ગોવ્યન્દ-કથા તા જે જિહ્વા નવ્ય ગાતી,
તેહ પુરુષની જિહ્વા જાણો દાદુર-જિહ્વા-જાતિ.   ૪૨
જે માનવનૂં મસ્તક ન નમે માધવને નિરધાર,
શિરોવેષ્ટિકા-મુગટ સહિત પણ્ય જાણો તનુને ભાર.   ૪૩
જે કર હરિની પૂજા ન કરી તે કર શબ-કર જેહ્વા.
કાઞ્ચન-કઙ્કણ-સહિત ભલા, પણ્ય નામ નિરર્થક કહેવા.   ૪૪
નરના લોચન નારાયણનૂં રૂપ ન નિરખે જેહ,
મયુરપિચ્છવત શોભા-સંયુત નરના લોચન તેહ.   ૪૫
જેહ પુરુષના પાગ પનોતા હરિ-તીરથ નવ્ય જાય,
તે પદ મિથ્યા તરુવર કેરી શાખા-સમ કહેવાય.   ૪૬

ભગવદીય-પદપંકજ-રજને જે નવ્ય સ્પર્શે સાર
જીવિત શબ સરખા તે નરના જાણવા નિરધાર. ૪૭

કૃષ્ણ-ચરણ-તુલસીની ગન્ધે જે નવ્ય પામે હર્ષ,
શ્વાસોચ્છ્વાસ સહી તે જાણો શબ સરખો ઉત્કર્ષ. ૪૮

નારાયણ-નામધ્યેયની ગણનાને કરે યત્ન,
જેહ પુરુષનૂ હૃદય દ્રવે નહિ રોમહર્ષ-સર્વત્ર. ૪૯

લોચનથી જલધાર ન વહે હરિગુણ સુણી અદ્‌ભુત,
તેહ હૃદય પાષાણ સરીખૂં કઠિણ, વખાણ્યૂં, સૂત! ૫૦

ભગવદીય શુકદેવ-વિશારદ આત્મવિદ્યા-જાણ,
સમ્યક્‌ રીતે પૂછ્યૂં પરીક્ષિત પ્રત્યે બોલ્યા વાણ્ય. ૫૧

તેહ્‌ની ગોષ્ઠી ગુહ્ય ગુણસંયુત અમને કહોને, સૂત!
સૂત પુરાણી શૌનક પ્રત્યે કહેશે ગુણ અદ્‌ભુત. ૫૨

ઇતિ **ભાગવત-દ્વિતીયસ્કન્ધે** અધ્યા તૃતીય સાર,
જેહ્‌મા સૂત પુરાણિક પ્રત્યે શૌનક-પ્રશ્ન-વિચાર. ૫૩

શ્લોક કહ્યા જે અધ્યા મધ્યે પૂરણ તા પચ્ચીશ,
**રત્ન** કહે, યત્ને કરી કીધા પદ પચ્ચાશ મુનીશ. ૫૪

૨૬૫

**इति श्रीभागवते महापुराणे द्वितीयस्कन्धे शौनकप्रश्न-विचारो नाम तृतीयोऽध्यायः ॥३॥**

---

## ચતુર્થ અધ્યાય

परीक्षितो(?)यच्छुकदेवकाय पप्रच्छ सूताय च शौनको वै।
पप्रार्तया वै विलसन्ति सन्तः स वासुदेवोऽस्तु सतां सुखाय॥१॥

રાજા પ્રત્યે પ્રશ્ન ચતુર્થ માંહે, સૃષ્ટયાદિનૂં કૃષ્ણ-ચરિત્ર જ્યાંહે,
સંવાદ બ્રહ્મા તત-પુત્ર કેરો, શુકે સુવિસ્તાર કરયો ઘણેરો. ૨

સૂત ઉવાચ— [ રાગ રામકલી ]

સૂત કહે છે, સાભલ્ય, મુન્યજી! શુકની વાણી પૂરણ-પુણ્યજી.
નિશ્ચે જેહમા આતમ-તત્ત્વજી, તે પરમાણ્યૂં પરીક્ષિત સત્ત્વજી. ૩

પરીક્ષિત માન્યૂં એહવૂં પ્રશ્નજી, 'સર્વાત્મા સેવૂં કૃષ્ણજી.'
એમ વિચારી કીધી બુદ્ધયજી; નારાયણમા નિશ્ચલ શુદ્ધયજી. ૪

ઢાલ—નારાયણમાં બુદ્ધિ નિશ્ચલ ધરી પરીક્ષિત રાય,
દેહ-દયિના-દીકયરાથી કરી મમતા દૂર, ૫

ગૃહ ને ગજયૂથ બાન્ધવ દ્રવ્ય ને પરિવાર;
ચક્રવર્તી રાજમાથી, ધરી મમતા બાહર. ૬

તમ્યો જે પૂછયૂં મુને તે પૂછતો પાવન,
કૃષ્ણલીલા-શ્રવણ સાદર મ્હાયશા રાજન. ૭

નિકટ જાણી મૃત્યુ, મૂકયાં ત્રિવર્ગિક જે કર્મ;
પરમ પ્રેમે આતમ-ભગવદ્દભાવ પામ્યો પરમ. ૮

કહે નૃપ, "સર્વજ્ઞ મુનિ હે! વચન તાહરૂં સાર,
હરિકથા કહેતા વિદારે અજ્ઞાનતા નિરધાર. ૯

વલી હૂં જાણવા ઈચ્છૂં; સૃજે હરિ સંસાર
આતમમાયા વડે; બ્રહ્માદિક ન જાણે પાર. ૧૦

વલી પાલે, (ને) સંહારે સંસારને ભગવાન.
શકિત જે જે આશ્રયી એ શકિત-બહુધા-માન. ૧૧

બ્રહ્માદિ-રૂપે આત્મને, ક્રીડા કરાવે જેહ,
કરે લીલા વિવિધ્ય-શીલક, કરે નાના ભેદ. ૧૨
હે બ્રહ્મ ! તે ભગવાનજીના કર્મ અદ્ભુત-રૂપ,
કો કવિજન જાણે નહી, એવા ચરિત્ર (છે) અનૂપ. ૧૩
જ્યમ એક પુરુષ સ્વરૂપ ધરી હરિ ભોગવે ગુણ લક્ષ,
બ્રહ્માદિ-રૂપે અનુભવે પ્રકૃતિ તણા ગુણ દક્ષ. ૧૪
જન્મ નાના ધરી નાના કર્મ કરતો એક,
સ્વયં એક અનેક-રૂપે વિલસનો સત્યવિવેક. ૧૫
સાષ્ટને ક્યમ કરે હરિ ? એટલૂ ઇછૂ જ્ઞાન
તમ્યો કહેવા યોગ્ય છો, શુકદેવજી ભગવાન ! ૧૬
(તમ્યો) શબ્દબ્રહ્મે સ્થાન કીધૂં, પરબ્રહ્મે સ્થાન,
તે માટઃ મુઝને કહો માંડી પ્રશ્ન-ઉત્તર-જ્ઞાન." ૧૭
સૂત કહે, [ઋષિજી !] સુણો, ઇમ પરીક્ષિતનૂ પ્રશ્ન
સાંભળી શુકદેવ બોલે સ્મરી મનમા કૃષ્ણ. ૧૮
ગુરુદેવને પરણામ મંગલ આચરયૂ શુકદેવ,
ત્રયોદશ શ્લોકે કરીને કહે ઉત્તર એવ ૧૯

શુક ઉવાચ—

"નમો (નમો) પુરુષોત્તમ્મ, જેહનો અપરિમલ મહિમાય,
સંસારના જે સૃજન, પાલન, સંહારણ કહેવાય. ૨૦
એહ લીલા-કાજ લીલા ત્રિગુણમયતા-રૂપ,
અગોચર ઇન્દ્રિયરૂપે અન્તર્ગરૂપ અનૂપ. ૨૧
નમો પુનરપિ સાધુજનના દુખછેદન દેવ,
અસાધુ તણા નાશકારી સત્ત્વમૂર્તિ એવ. ૨૨
પરમહંસાશ્રમે રહેતા પુરુષ પૂરણ-જ્ઞાન,
(તેહને) આત્મપદ દાતાર છો, પરમાતમા ભગવાન ૨૩
નમો તુઝ નિજ-ભક્તજનના પાલનાગ પૂર,
ભક્તિહીણા પુરુષને જે દિશા છે પણ્ય દૂરપ. ૨૪

જે થકી કો અધિકો નહી ને નથી કોય સમાન,
ઐશ્વર્ય અતિ નિજ ધામ બ્રહ્મે રમિતને પરણામ" ૨૫
'(હવે) સર્વ સાધન થકી ભક્તિ શ્રેષ્ઠ છે અવશ્યમેવ,'
એહવું કહેવા પરીક્ષિતને કહે શ્રીશુકદેવઃ ૨૬
"જેહનું કીર્તન, સ્મરણ, વન્દન, નિરીક્ષણ નિરધાર,
શ્રવણ, પૂજન લોકના બહુ દહે પાતક-ભાર; ૨૭
મહા મઙ્ગલ રૂપ-યશ જે જગદ્ગુરુનું જાણ્ય,
(તેહને) પૂજી પુનઃ હું પરણમૂં, જાણજે, નૃપ! નિરવાણ્ય, ૨૮
વિચક્ષણ જેહને ચરણ-ભજને રહિત-કષ્ટ-પ્રવાસ.
આ લોક ને પરલોકમા મન-સઙ્ગ છોડે પાશ. ૨૯
બ્રહ્મગતિ પામે પરમ શ્રમ વિના મ્હેલ્યે સાર,
તે મહામઙ્ગલ-યશ જગદ્ગુરુને કરૂં નમસ્કાર." ૩૦
'ભક્તિવર્જિત પુરુષને છે સકલ સાધન વ્યર્થ,'
એહવું કહેવા પરીક્ષિતને કહે શુકજી અર્થ: ૩૧
"તપસ્વી દાતાર-વર ને મનસ્વી, યશવન્ત,
આગમી, આચારવન્તા સકલ-સાધન સન્ત, ૩૨
જે કૃષ્ણચરણ વિના કહીં કો ન પામે કલ્યાણ,
તે મહામઙ્ગલ રૂપ-જશને નમૂં છું નિરવાણ્ય" ૩૩
'સર્વથી એ ભક્તિ મોટી શુદ્ધ કરતી સદ્ય,'
એહવું કહેવા પરીક્ષિતને કહે શુકજી ગદ્ય' ૩૪
'ભિલ્લ, હૂણ, પુલિન્દ, પુક્કસ, અન્ધ ને આભીર,
કઙ્ક ને વલી યવન કહાવે ખસાદિક ધિક ધીર, ૩૫
અન્ય પાપીજાત્ય પણ્ય યશભક્તસઙ્ગે સ્વામ્ય,
પવિત્ર થાયે તત્ક્ષણે, તે ત્રિભુવનનિ પરણામ. ૩૬
તેહ આતમવન્તનો આતમારૂપી રામ,
ત્રયીમય ને ધર્મમય વલી તપોમય શિવધામ. ૩૭

કપટવર્જિત બ્રહ્મ-શઙ્કર-આદિકા બહુ જેહ
વિચારે, વિશ્વેશ મુઝનિ પ્રસન્ન હોજ્યો તેહ. ૩૮
'સર્વનો એ પાલન્હારો,' એમ કહેવા એવ,
પરીક્ષિતને કહે છે શ્રીમુખે શ્રીશુકદેવ: ૩૯

" શ્રીયપતિ ને યજ્ઞપતિ વલી પ્રજાપતિ પરમાણ,
ધીયપતિ ને લોકપતિ વલી ધરાપતિ એ જાણ્ય; ૪૦
વૃષ્ણિ-અન્ધક-સાત્વતાદિક-પતિ ગતિ છે જેહ,
સન્તપતિ ભગવાન મુઝનિ પ્રસન્ન હોજ્યો તેહ. ૪૧

(જેહ્‌ના) ચરણધ્યાન-સમાધિ-કૃત નિર્મલી બુદ્ધિ જોય
આતમાનૂં તત્ત્વ દેખી કવિજન જે કોય, ૪૨
(પછે) યથારુચિયે રચાવે કહી સગુણ રુચિયે ભેદ,
ભગવાન તેહ મુકુન્દ મુઝનિ પ્રસન્ન થાજ્યો વેદ. ૪૩

(જેણે) કલ્પ-આદ્યે વિરઞ્ચિના હૃદય-આશય માંય,
શ્રુતિ વિસ્તારી સકલ જે થકી સૃષ્ટિ થાય; ૪૪
હૃદયથી પ્રેરી થકી જે(ણે) પ્રગટ કીધી સાર,
બ્રહ્મા તણા મુખ થકી પ્રગટી સરસ્વતી-ઉચ્ચાર; ૪૫
પછે જેણે શિષ્ય-મારગ્ય પ્રસારી તે વાણ્ય,
તે ઇન્દ્રિય કેરા અધિપ હરિ મુનિ પ્રસન્ન થાજ્યો, જાણ્ય." ૪૬
હવે પોતા તણી બુદ્ધિ અલઙ્કરવા એવ,
પ્રારથે પરમેશને આ શ્લોકમાં શુકદેવ: ૪૭
" જે મહાભૂતે કરી સરજે પુરુષ દેહ-સ્વરૂપ;
પછે તેહ્‌માં પ્રવેશિત જે પુરુષરૂપે ભૂપ, ૪૮
ભાવ સોલે ભોગવે હરિ સોલભાવ-સ્વરૂપ,
તે વિભુ માહરા વચનને શોભાવજ્યોજ્ય અનૂપ. ૪૯
હવે પ્રણમૂં વ્યાસને ભગવાન તેજ અનન્ત,
(જેહ્‌ના) મુખામ્બુજ-મકરન્દ-જ્ઞાને તદ્રૂપ સ્થાપિત સન્ત. ૫૦

એ પ્રશ્ન બ્રહ્માયે કહ્યું પૂછતા નારદ દેવ,
વેદ જેહના હૃદયમાં એહવા બ્રહ્મા એવ. ૫૧
તે, ભૂપતિ ! જે પ્રશ્ન બ્રહ્માને કહ્યું ભગવાન,
તે યથામતિ હું તુને ભાખીશ, સુણ્ય, રાજાન !" ૫૨
ઇતિ દ્વિતીયસ્કન્ધ-મધ્યે ચતુર્થો અધ્યાય,
શુક સ્તવતા શ્રીહરિને એહ અધ્યા માય. ૫૩
શ્લોક એ અધ્યા વિશે છે પચવીશ પુરાતન;
રત્ન કહે, યત્ને કરીને કર્યા પદ બાવન. ૫૪
૩૧૯

**इति श्रीभागवते महापुराणे द्वितीयस्कन्धे शुककृत-
हरिस्तुतिर्नाम चतुर्थोऽध्याय. ॥ ४ ॥**

---

## પઞ્ચમ અધ્યાય

**यः स्तुतः शुकदेवेन वचसां सिद्धिमिच्छता ।
स सर्वान्तर्गतो देव. पुनातु परमेश्वर. ॥ १ ॥**

હવે પાચમે નારદે પ્રશ્ન કીધું; અજે સૃષ્ટિલીલા કહી; કાર્ય સીધું.
કહે કાલ-કર્માદિ ચાતુર્યે કરીને, શુકાચાર્યજી ભૂપને તે ફરીને. ૨

**નારદ ઉવાચ—** [ રાગ ગોડી ]

" નારદ કહે, ' બ્રાહ્મણ, વિધાતાર ! દેવદેવાત્મનને નમસ્કાર.
અનાદિરૂપ તણા ભાવન ! હે જગદીશ પરમ પાવન ! ૩
એહવું જ્ઞાન કહો મહિમાય, જેથી આતમતત્ત્વ જણાય.
જેહવું [1]રૂપ, જયહા [2]આશ્રયું, જેણે [3]સરજીને [4]સ્થિર કર્યું, ૪
જેહમા [5]લય પામે છે દીન, એહ વિશ્વ [6]જેહનું આધીન,
[7]સ્વય થયું, તે [8]કારણ, [9]તત્ત્વ; એ સર્વે સુઝને કહો, અન્ય'." ૫
' હું નવ્ય જાણું, કહેવું નહીં.' એણે દાસ્ય કરે છે અજી:
" ભૂત ભવિષ્ય તથા વર્તમાન; તે સર્વેનું તુઝમાં જ્ઞાન.

તમ્યો વિશ્વ કર-આમલ ધરી, નિર્ધાર્યું વિજ્ઞાને કરી.
એહ વાત એટલેથી રહો, પ્રથમ રૂપ તમારૂં કહો. ૭
જ્ઞાનદાનના કર્તા-પણે કોણ તમારે, કૃહોજી મને.
કોણ તમારે આશ્રયહીન? તમ્યો કહો, કોહનો આધીન? ૮
જેહવું રૂપ તમારૂં હોય, કૃપા કરીને કહિએ સોય.
એક થકો સરજો સહૂ ભૂત, મ્હાભૂતે માયા અદ્ભુત. ૯
ભૂત ભમાડે આતમ માહ્ય, ભૂત માહ્ય આતમને આહ્ય.
વિશ્વજાલ ગૂંથ્યો છે તમ્યો, ઊર્ણનાભિવત જાણૂં અમ્યો. ૧૦
તૂંથી ઉત્તમ અધમ સમાન, કોહને નવ્ય જાણૂં ભગવાન.
નામ-રૂપ ગુણથી જે થાય, સૂક્ષ્મ સ્થૂલ સકલ મહિમાય. ૧૧
સકલ વસ્તુ તુંમથી પ્રગટે; તે તુઝને આહ્વૂં નવ્ય ઘટે.
તમને એકજ જાણૂં અમ્યો. અનન્યભક્તિ તપ સાધો તમ્યો ૧૨
એ કારણ ઉપજાવો ખેદઃ અન્ય દેવ-આશર્યો વેદ.
કોણ દેવતાને તૂં ધ્યાય? તૂંથી ઉચ્ચ કવણ કૃહેવાય? ૧૩
એ સંશય ભાગો, ભગવાન! કહી યથારથ સર્વ જ્ઞાન."

[બ્રહ્મોવાચ—]

બ્રહ્માજી કૃહે, 'સાભવ્ય વચ્છ! પ્રશ્ન તમારૂ સમ્યક સ્વચ્છ. ૧૪
કેવલ કરણા કીધી એહ ધન્ય તમારો એ સન્દેહ.
જે માટચે તે પ્રેરયો મુને, ભગવતના વીરય-દર્શને, ૧૫
યદ્યપિ તૂં જિજ્ઞાસુ ખરો, તોહ્ય અનુગ્રહ માહ્રો કરયો.
હૂં પ્રત્યે જે બોલ્યા તમ્યો, તે નવ્ય અનૃત માનૂં અમ્યો. ૧૬
મુઝથી બીજો જાણ્યો નથી, તે માટે એ વાણી કથી."
"તૂં મુઝ ગણતો ઇશ્વર એક. ભ્રાન્ય થકી ભાખ્યૂં અવિવેક." ૧૭
ઇશ્વર કોણ હશે એ ઠામ્યે? શ્લોક ત્રણ કૃહે કહી પ્રણામઃ
"સ્વપ્રકાશ જે શ્રીપરમેશ, તેણે વિશ્વ પ્રકાશ્યૂં એષ. ૧૮
તાવત્કરી પ્રકાશ્યૂં અમ્યો, નારદ! નિશ્ચય જાંણો તમ્યો.
યથા અર્ક, અગ્નિ ને સોમ, નક્ષત્ર, ગ્રહ, તારા, વ્યોમ, ૧૯

ચૈતન્યે પરકાશ્યૂ જેહ, તેહ્‌ને તેન્ય પ્રકાશે તેહ.
જે ભગવતને તેજે કરી, સકલ પદારથ-વશતા ધરી, ૨૦
નમો નમો હૂં તે ભગવાન; વાસુદેવનૂ વારૂ ધ્યાન,
જેહ્‌ની માયા-મોહ્યા લોક, મુઝને જગદ્‌ગુરુ કૂહે ફોક." ૨૧
હરિની દુર્જય માયા હશે,' શુકજી કૂહે તે વિષય-વિશે
"જેહ્‌ની દૃષ્ટિના પથ માહ્ય, લાજે માયા ઊભી ત્યાહ્ય. ૨૨
તે માયાયે વર્જિત સુધી, અસ્મદાદિ મોહ્યા દુર્બુદ્ધિ.
જ્ઞાન અવિદ્યાયે આવરયૂં, 'હં, મારૂ,' મિથ્યા અનુસરયૂં." ૨૩
યદ્યપી પૂછ્યો સંસાર, તે તો પ્રશ્ન કહ્‌ય નિરધાર.
'પોતા થકી પરમેશ્વર અન્ય,' એમ કહ્યુ બ્રહ્માયે ધન્ય. ૨૪
'અધિષ્ઠાન શૂં છે એહ્‌નૂં?' છોડે પ્રશ્ન મુનિ એહ્‌નૂં:
"વિષ્ણુ વિના એ કાઇયે નથી," ઇમ કૂહે શુક શ્રદ્ધાયે કથી. ૨૫
"દ્રવ્ય, કર્મ ને કાલ અતીવ, સ્વભાવ ને વલી જે છે જીવ,
તત્ત્વ વિચારી જોતા સહી, વાસુદેવથી બીજૂં નહી. ૨૬
કાર્ય્ય ને કારણ છે એક;" શુકજી કૂહે છે એહ વિવેક
"નારાયણપર ચ્યાહ્‌રે વેદ. નારાયણથી દેવ અભેદ. ૨૭
યજ્ઞ-રૂપ નારાયણ અતિ નારાયણ સર્વેની ગતિ.
કોણ માત્ર હૂં કૂહાવૂં દીન? સર્વે નારાયણ-આધીન. ૨૮
તો કૂહેશો, 'તાહ્‌રૂં શૂં કામ?" બ્રહ્મા કૂહે છે તેણે ઠામ·
"તેણે સરજ્યો જે સંસાર, તેહ્‌ને સર્જૂં છૂ નિરધાર. ૨૯
તેહ ઇશ, દૃષ્ટા, કૂટસ્થ, અખિલ આતમા આપે સ્વચ્છ.
તે ભગવાને નિરમ્યો હૂ; કૃપા-કટાક્ષે પ્રેરચો છૂં." ૩૦
'અહી ભાસે ઇશ્વર ને જીવ,' કૂહિછે તેહ્‌નો હેતુ અતીવ:
"સત્ત્વ-રજસ્તમ કૂહાવે જેહ, નિર્ગુણના ત્રણ્યે ગુણ એહ. ૩૧
સૃષ્ટિ-સ્થિતિ કરવા સંહાર, માયાયે લીધા અવતાર.
કારય્ય કારણ કર્તા થયા; જ્ઞાન-વિજ્ઞાન-ક્રિયા આશ્રયા. ૩૨

કારજ્યં તે અધિભૂત પ્રમાણ; કારણ તે અધ્યાતમ જાણ્ય.
કર્તા તે અધિદૈવજ હોય, જેહમા નરને બાધે સોય. ૩૩
દ્રવ્ય મહાભૂતાએ વ્યતા, જ્ઞાનશબ્દ કહાવે દેવતા.
ક્રિયા કહાવે ઇન્દ્રિય નામ; તેહના ગુણ કારણ તા હામ— ૩૪

ઇત્યાદિ અભિમાને આશ, ગુણ બાધે પુરુષને પાશ.
તે ભગવાન અધોક્ષજ હરિ; જેણે આ માયા વશ્ય કરી, ૩૫
જીવ તણા આવરણ ઉપાધ્ય, એણે ત્રણ્ય ગુણે કરી બાધ
મુઝને ને સરવેને આમ અણજાણી ગતિ અન્તર્યામ્ય. ૩૬

અન્તર્ગતિ અણજાણ્યો રહે." હવે સૃષ્ટિનૂં કારણ કહે:
"એક અનેક થવાને એહ, કાલ-કર્મ-સ્વભાવજ જેહ, ૩૭
આપણની ઇચ્છાયે કરી આતમમા આરોપ્યા હરિ,
કાલ ઇશ્વરે વ્યાપ્યો જેહ, તેથી ગુણનો ક્ષોભજ એહ. ૩૮

સમાનતાને ટાલે તેહ; ગુણક્ષોભનૂ લક્ષણ એહ.
સ્વભાવથી પ્રગટે પરિણામ; અન્યરૂપતા તેહનૂં નામ. ૩૯
મહત્તત્ત્વ કર્મેથી થાય. ઇશ્વર વ્યાપ્યા સરવે માય.
રજોગુણે સર્વે સંયુક્ત, મહત્તત્ત્વ જેહમા છે યુક્ત. ૪૦

મહત્તત્ત્વ પામે જીવકાર; તમ-પ્રધાન પ્રગટે હંકાર.
ત્રિગુણ ગર્ભમય જેથી થયો, તમ પ્રધાન હંકારજ કહ્યો. ૪૧

અહંકાર-ઉપાધિક જીવ, ધારે તામસભાવ અતીવ.
રૂપાન્તર પામ્યો હંકાર, વિકાર પામ્યો ત્રણ્ય પ્રકાર. ૪૨
સાત્વિક, રાજસ, તામસ વેદ, ત્રણ્ય પ્રકારે પામ્યો ભેદ.
દ્રવ્ય કહ્યા મહાભૂતે વ્યક્ત. તેહમા તામસ કેરી શક્તિ. ૪૩

ક્રિયા કહાવે ઇન્દ્રિય નામ; રજઃશક્તિ તેહમા અભિરામ.
જ્ઞાન કહાવે ઇન્દ્રિય-દેવ; સત્ત્વશક્તિ તે મધ્યે એવ. ૪૪
ભૂત-આદિ જે તામસ સાર, તે જ્યાહરે પામ્યોજ વિકાર,
તેહમાથી પ્રગટ્યું આકાશ, 'શબ્દદ્વારે' સગુણ વિકાસ. ૪૫

દ્રષ્ટા દૃશ્ય તણા જે લિઙ્ગ, તે આકાશ શબ્દનૂં અઙ્ગ.
વિકર્યૂ તે આકાશ સહેત; પવન પ્રકાશ્યો સ્પર્શ સમેત. ૪૬
કારણ મૂલ ગગન જે માટ્ય, શબ્દવાન વાયુ તે માટ્ય.
તે વાયુનૂં લક્ષણ જાણ્ય, દેહધારણા-રૂપે પ્રાણ. ૪૭
ઇન્દ્રિય-મનનૂં કાયા તણૂં, જેથી છે સામર્થ્યજ ઘણૂં.
કાલ-કર્મ-સ્વભાવે તદા, વિકાર પામ્યો વાયુ યદા, ૪૮
તેથી તેજ પ્રકાશ્યૂ જેહ, રૂપસહિત તા જાણો તેહ.
વાયુ-નભ-અનુસારે ત્હેજ, સ્પર્શ-શબ્દ-યુત જાણો તેજ. ૪૯
તેજ વિકાર પછે પામિયૂં, રસસાથ્યે જલ પ્રગટજ થયૂં.
રૂપ-શબ્દ-સ્પર્શવત કોય, પૂરવને અનુસારે હોય. ૫૦
જલવિકાર પામ્યો જે ઘડી, ગન્ધસહિત પૃથ્વી પ્રગડી.
રસ-સ્પર્શના-આદિક રૂપ, પઞ્ચવિષયમય પૃથ્વી, ભૂપ! ૫૧
વિકારી સાત્ત્વિક અહઙ્કાર, તેથી મન ને ચન્દ્રપ્રમાર
ઇન્દ્રિયના દશ દેવજ સોય, વૈકારિક હઙ્કારી હોય. ૫૨
કાણ-દેવતા દિશ કહેવાય, ત્વચા-દેવતા વાયુ થાય.
ચક્ષુનો સૂરજ છે દેવ. વરુણદેવ જિહ્વાનો એવ ૫૩
ઘ્રાણદેવતા અશ્વિનીકુમાર, પઞ્ચેન્દ્રિયના પાચે સાર.
વાણીનો વહ્નિ દેવતા, પાણિ તણો વાસવ સેવિતા. ૫૪
ઉપેન્દ્ર પાદ તણા છે દેવ. વાયુ-દેવતા મિત્રજ એવ
ઉપસ્થ દેવ પ્રજાપતિ હોય. કર્મેન્દ્રિયના પાચે સોય. ૫૫
તૈજસ જે રાજસ હઙ્કાર, તે પામ્યો જે સમે વિકાર,
દશ ઇન્દ્રિય પ્રગટ્યા તેહથી. જ્ઞાન-ક્રિયાશક્તિ ત્યાહથી, ૫૬
બુદ્ધિ-પ્રાણ તૈજસથી હોય, રાજસ હઙ્કૃતિકારક સોય.
ત્વચા, શ્રોત્ર, દૃષ્ટિ ને ઘ્રાણ, જિહ્વા, વાણી, પાણ્ય પ્રમાણ, ૫૭
ઉપસ્થ, પદ ને પાયુ જેહ, દશ ઇન્દ્રિય તા જાણો તેહ.
સરવે ભાવ મળીને એક, ભૂતેન્દ્રિય, મન ને ગુણ જેહ." ૫૮

એ વિધ્ય કારણ-સૃષ્ટિ કહી; કૂહે કારણની સૃષ્ટિ સહીઃ
"યદા તત્ત્વ ચોવીશે તેહ, અન્યોઅન્ય અમલતાં એહ, ૫૯
કરવા દેહ તણૂં નિર્માણ ન હવા સમરથ; વ્યર્થ પ્રમાણ.
ભગવચ્છક્ત્યે પ્રેરયા સત્ત્વ; અન્યોઅન્ય મલ્યાં તે તત્ત્વ. ૬૦
પ્રધાન ગુણ ભાવે કરી ધીર સર્જ્યૂં સમ્યક સમ્પુષ્ટ શરીર.
વર્ષ અનન્ત સહસે સોય, ઉદક વિશે તે ઇન્દુ હોય. ૬૧

કાલે કર્મ-સભાવે રહ્યો, જીવાડે જે જીવજ કહ્યો.
આ જીવ જીવાડે નહીં. આત્મજીવ જીવાડે સહી. ૬૨
આણ્ડકોશને ભેદી ગયો, તે એ પૂરુષ પ્રગટ થયો.
સહસ ઊરુ અંઘ્રિ ને પાણ્ય, સહસ અક્ષિ-મુખ-શિર જાણ્ય. ૬૩
જેહને અઙ્ગે અણખણ્ડિતે, ચૌદ લોક કલ્પ્યા પણ્ડિતે.
ઊરુ-આદિક અધ અઙ્ગે સાત જઘનાદિક ઊરધ પશ્ચાત. ૬૪
અતલ આદ્ય અધ વરતે સાત; ભૂમિ આદ્ય ઊરધ વિખ્યાત."
તેહ પુરુષથી કૂહે છે સત્ય, ચ્યાહ્‌રે વર્ણ તણી ઉત્પત્ત્યઃ ૬૫
"બ્રાહ્મણ મુખ નારાયણ તણૂં, ક્ષત્રી બાહુ વિરાજે ઘણૂં.
ઊરુ થકી ત્હા વૈશ્યજ કહ્યા. શૂદ્ર પાગથી પ્રકટિત થયા." ૬૬

ભેદ-ઉપાસન જેથી લહે, સાત લોક તે માટે કહેઃ
"પદથી ઊંચો તે ભૂર્લોક. ભુવર્લોક નાભિમા ઓક. ૬૭
હૃદય વિશે સ્વર્લોક-પ્રકાશ. મહર્લોક ઊરુ-મધ્યે વાસ.
ગ્રીવાયે જનલોક-પ્રકાશ. તપોલોક ઓષ્ઠદ્વય-વાસ. ૬૮
સત્યલોક તે શીર્ષનિ ઠામ્ય. બ્રહ્મરન્ધ્ર તે વૈકુણ્ઠ-ધામ.
વૈકુણ્ઠલોક નિરન્તર હોય; સૃષ્ટિ-પ્રપઞ્ચ વિશે નહિ સોય." ૬૯
લોક ચતુર્દશ બોલ્યા જેહ, તેહ્‌નો પક્ષ કહેછે એહઃ
"જઘનતલે તો અતલજ હોય, ઊરુમા વિતલ વિચારી જોય. ૭૦
સુતલ શુદ્ધ જે જાનુ માહ્ય. વસે તલાતલ જઙ્ઘા જ્યાહ્ય.
ગુલ્ફ વિશે તો મ્હાતલ વસે; રસાતલ પ્રપદે ઉલ્લસે. ૭૧

પાદતલે પાતાલજ, ભૂપ ! એ વિધ્ય પૂરુષલોક-સ્વરૂપ."
ત્રણ્ય લોકનો કહે છે પક્ષ-"સાંભળ્ય, રાય પરીક્ષિત દક્ષ ! ૭૨
ભૂમિલોક પગદામ્યે કરયો ભુવર્લોક નાભિયે ધરયો.
સ્વર્ગલોક શીરપને દેશ. ત્રણ્યલોક રૂપી હરિ એપ." ૭૩
ઇતિ ભાગવતે-દ્વિતીયસ્કન્ધ બ્રહ્માણ્ડ-રચનાનો સમ્બન્ધ.
પઞ્ચમ અધ્યા પૂરણ થયો, બેહ્તાલીશ શ્લોકે કહ્યો.
રત્ન કહે, યત્ને કરી કરયો; યથા-બુદ્ધિમાને વિસ્તરયો. ૭૪
૩૯૩

**इति श्रीभागवते महापुराणे द्वितीयस्कन्धे ब्रह्माण्ड-रचना नाम पञ्चमोऽध्याय ॥ ५ ॥**

---

## ષષ્ઠ અધ્યાય

**कालकर्मस्वभावैश्च गुणतत्त्वविभूतिभिः ।
चक्रे चतुर्विधां सृष्टिं तस्मै सर्वात्मने नमः ॥ १ ॥**

છઠ્ઠે વિરાટાદિ વિભૂતિ વેદે કહી તથા અધ્યાતમ-આદિ-ભેદે
દ્દઢીકરયૂ પૂરુષસૂક્ત-સાખે, પૂર્વે કહ્યૂ તેહ સમસ્ત ભાખે ૨

**ब्रह्मोवाच—** [ રાગ કેદારો ]

" હવે વિભૂતિ વિરાજની, સહિત પ્રપઞ્ચ સમાજની,
વર્ણવે બ્રહ્મા, ' નારદ ! સુણો કહૂં વિસ્તારજ અતિ ઘણો
વિષયના સ્થાનક કહૂ સ્થિરતાપણે રે ૩

ઢાલ-વિષય તણા સ્થાનક કહૂં સ્થિરતા મુખ-આદિકમા જેહ.
વાણી તે વહ્નિનૂં સ્થાનક, વદન વિરાજે એહ ૪
છન્દ માતનૂં સ્થાનક શોભે સપ્ત ધાતુ નિરવાણ્ય
ગાયત્રી, ઉષ્ણિક નિ અનુષ્ટુપ, બૃહતી પઙ્ક્તિ જાણ્ય. ૫

ત્રિષ્ટુપ, જગતીઃ સાત છન્દના સપ્ત ધાતુ સ્થિર હેત.
ત્વચા, મેદ, માંસ ને મજ્જા, અસ્થિ, રુધિર ને રેત ૬
હવ્ય કહાવે દેવ-અન્ન ને કવ્ય પિતૃનૂ અન્ન.
તેથી વાધ્યૂ અમૃત-નામે મનુષ્યને ભોજન. ૭

મધુર-આદિ ષટ રસ, સહૂ રસના ઇન્દ્રિય કેરૂ.
તથા વરણનૂં પુરુષ-જિહ્વા ઉત્પત્તિસ્થાન વખેરૂં. ૮
અસ્મદાદિના પ્રાણ તણૂં તન વાયુ તણૂં નિરવાણ્ય;
પૂરુષ કેરા નાસા-રન્ધ્રજ પરમ અયન પરમાણ, ૯

અશ્વનીકુમાર ઓષધિનૂ તે ગન્ધ-સુગન્ધનૂં સાર,
પૂરુષ કેરૂં ઘ્રાણેન્દ્રિય તે પરમ અયન નિરધાર. ૧૦
રૂપ તણૂં ને તેજ તણૂં તા સ્થાનક શોભે સાર,
પૂરુષ કેરા ચક્ષુ-ઇન્દ્રિય સુણ્ય, નારદ ! નિરધાર. ૧૧

સૂર્ય તણૂ ને સ્વર્ગ તણૂં તા સ્થાનક શોભે તેહ,
પુરુષ તણૂં તે અક્ષિ-ગોલક જાણો નિ:સન્દેહ ૧૨
દિશા અને તીરથનૂં સ્થાનક કર્ણ તણે તા સાર.
શબ્દ તથા આકાશ તણૂ સ્થલ શ્રોત્રેન્દ્રિય નિરધાર. ૧૩

વસ્તુ સકલનૂં સાર અને વલી સુન્દરતા છે જેહ,
તેહનૂં ઉત્પત્તિ-સ્થાનક કહિયે, પુરુષ તણો જે દેહ. ૧૪

ત્વચા તેહની સ્પર્શ અને વલી વાયુ તણો તા ઠામ,
સર્વયજ્ઞનૂં સ્થાનક કહાવે ત્વચો પુરુષની નામ્ય. ૧૫
તેહ પુરુષના રોમ થકી તહા સકલ-વૃક્ષ-ઉત્પત્ય,
જેણે વૃક્ષે સમ્યક રીત્યે યજ્ઞ થાય છે સત્ય. ૧૬

મેઘ તણૂં ત્યહા ક્ષેત્ર કહાવે, કેશવજીના કેશ.
વિદ્યુતની ઉત્પત્તિ-સ્થાનક શ્મશ્રૂ કેરો દેશ. ૧૭
પાગ-ચરણના નખે પ્રગટતા શિલા-લોહ નિરવાણ્ય.
૧ લોકપાલ બાહુથી પ્રગટતા કરતા અતિ કલ્યાણ ૧૮

ભૂર્ભુવઃસ્વર કેરૂં સ્થાનક પૂરુષ-પાદ-ન્યાસ.
શરણ તથા રક્ષણનૂં સ્થાનક પાદ-ન્યાસ-વિલાસ. ૧૯
અપ ને વીરય, સર્ગ તથા વળી પ્રજાપતિ, પરજન્ય;
એટલાનૂં ઉત્પત્તિસ્થાનક શિશ્ન પુરુષનૂં ધન્ય. ૨૦

પ્રજા-અર્થ સમ્ભોગ-યોગથી અતિ આનન્દ જે હોય,
પૂરુષ કેરે ઉપસ્થ ઇન્દ્રિય, તેહનૂં સ્થાનક સોય. ૨૧
યમ ને મિત્ર મલત્યાગનૂં પાયુ-ઇન્દ્રિય સોય.
હિંસા-નિઋતિ-મૃત્યુ-નરકનૂં સ્થાનક ત્યહાં ગુદ સોય. ૨૨

અધર્મ ને અજ્ઞાન પરાભવ કેરૂં સ્થાનક એહ,
પૃષ્ઠ ભાગ ભગવાન તણો છે, નારદ! નિઃસન્દેહ. ૨૩
નદ ને નદી તણૂં તાં સ્થાનક નરની નાડી-દેશ.
ઇશ્વિરનાં અસ્થિથી પ્રગટી પર્વતજાતિ અશેષ. ૨૪

પ્રધાનનૂં, સહ વસ્તુ-સારનૂં, સમુદ્રનૂં, સિદ્ધાન્ત,
ભૂત સર્વના લયનૂં સ્થાનક ઉદર પુરુષનૂં શાન્ત. ૨૫
અસ્મદાદિના લિઙ્ગ દેહનૂં સ્થાનક શોભે સાર,
આદિ પુરુષનૂં હૃદય વિરાજે, નારદજી! નિરધાર. ૨૬

ધર્મ તણૂં, માહ્રૂં ને તાહ્રૂં, સનકાદિકનૂં સોય,
સહ તણૂં, વિજ્ઞાન, તત્ત્વનૂં સ્થાનક ચિત્તજ હોય." ૨૭
'સહસ્રશીર્ષા', અર્ધઋચા ને 'બ્રાહ્મણોઽસ્ય મુખ'મેવ
એહ ઋચાનો અર્થ નિરૂપ્યો, એ અધ્યાયમાં એવ. ૨૮

'પુરુષ પ્રવ' એ સર્વ વિરાજે એહ ઋચાનો અર્થ.'
બ્રહ્મા નારદજીને કૂહે છે, "સાંભળ્ય, પુત્ર સમર્થ! ૨૯
હૂં ને તૂં ને રુદ્ર મહામુનિ, સનકાદિક તાં હોય,
સુર, દાનવ, નર, નાગ, ખગ, મૃગ, જલચર જન્તુ સોય, ૩૦

ગાન્ધર્વ, અપ્સરા, યક્ષ, રક્ષ ને ભૂત, ઉરગ-ગણ એવ,
પશુ, પિતર, સિદ્ધ, વિદ્યાધર, ચારણ, વૃક્ષવિશેષ, ૩૧

અન્ય વલી જલ-થલ-નભગામી નાનાવિધના જીવ,
ગ્રહ, નક્ષત્ર, કેતુ ને તારા, તડિત, ગર્જના તીવ્ર, ૩૨
'સર્વ પુરૂષ એવ' એ શોભે ભૂત-ભવિષ્ય-વર્તમાન.
સર્વસ્પર્શી દશાંગુલ રહે ?" કહે ઋચા-ગુણ-ગાન. ૩૩
"કોટિ બ્રહ્માણ્ડાધિપ કહાવે," એ વિધ વિધાતા ભાખે.
નારદ-પ્રશ્ન-નિરૂપણ કરવા પ્રગટ અર્થ તાં દાખે: ૩૪
"તેણે પુરૂષે વિશ્વ આવરયૂં વિતસ્તિમાત્રે માન;
આગલ્ય પાછલ્ય દશ-અંગુલ છે વિશ્વ વિશે ભગવાન, ૩૫
સૂરય જ્યમ મણ્ડલ-પરકાશી બાહરે જ્યમ પરકાશે,
આદિ પુરૂષ એહો પાશ પ્રકાશ્યો વિશ્વ વિશે ઇમ ભાસે. ૩૬
પ્રકાશ કરતો વિરાટ દેહનિ એણી રીત્યે એહ
બાહ્ય ભીતર બ્રહ્મ-અણ્ડને પ્રકાશકર્તા તેહ. ૩૭
અમૃત-મોક્ષ તણા જે સ્વામી નિર્ભય નહિ-સન્તાપ
મરણધર્મ ઇહ ધર્મ થકી તો અલગો ઇશ્વર આપ." ૩૮
તો કહેશો, 'પરપઞ્ચરૂપ તે નિત્યમુક્ત ક્યમ થાય ?'
એ આશંકા હરવા એ તો બ્યાન કરે મહિમાય: ૩૯
"તે માટે એ આદ્ય-પુરૂષનો મહિમા એક અપાર,
પ્રપઞ્ચમય અમૃતનો સ્વામી તે માટે નિરધાર. ૪૦
એહ પુરૂષ તો નિત્ય મુક્ત છે. તેહના આશ્રિત જીવ,
બન્ધ-મોક્ષ તેહને નિરધાર્યો," એહવૂં કહે અતીવ. ૪૧
"ભૂ-આદિ ત્રય લોક કહ્યા તે જેહ પુરૂષના પાદ,
તે પાદ વિશે સહુ જીવ રહ્યા છે," એમ કહે મુનિ આદ્ય. ૪૨
ભૂર્ભુવઃસ્વર ત્રણ્ય લોકથી ઊરધ ત્રણ્યે લોક;
અમૃત, ખેમ, અભય તે ત્રણ્યે નિશ્ચલ સુખનૂં ઓક. ૪૩
ત્રણ્ય લોકનૂં મસ્તક તે તો મહર્લોક છે સાર.
તે ઊપરના લોક તેહના મસ્તક છે, નિરધાર. ૪૪

મહર્લોકના મસ્તક તે જન–તપોલોક ને સત્ય.
અદ્યાપિ તે અમૃત; ખેમ ને અભય વિરાજે અત્ય! ૪૫

ભૂ–આદે જે ત્રણ્ય લોક ત્યહાં યત્કિંચિત્ સુખ જે માટ,
મહર્લોક મુક્તિનું સ્થાનક તોહે ત્યહાં ઊચાટ. ૪૬

ત્યહાં રહેતાને કલ્પાન્તે અવિનાશી સુખ તો હોય
જનલોકમા અમૃત, તેથી અવિનાશી સુખ સોય. ૪૭

યાવજ્જીવ તે સ્થાન ન મૂકે, પામ્યા જે જનલોક;
કલ્પાન્તે ત્રૈલોકી દાહે, મહર્લોકમા શોક. ૪૮

ત્રણ્ય લોકને તાપે દાધા મહર્લોક–જન એમ,
વસે જઈ જન લોકે; માટે મહર્લોક અક્ષેમ. ૪૯

જનલોક ત્યહાં અમૃત–સુખ છે; તપલોકે છે ખેમ;
સત્યલોકમા મોક્ષ–મહાસુખ. અભય પદારથ એમ. ૫૦

પ્રજા–રહિત જે બ્રહ્મચારય, ને વાનપ્રસ્થ, સંન્યાસી
ત્રણ્ય લોકથી ઊંચા ત્રણ્યે લોક તણા તે વાસી. ૫૧

ગૃહસ્થાશ્રમની ગતિને વર્તે ત્રણ્ય લોકને માંય,
બ્રહ્મચર્ય–વર્જિત જે માટે ચોથો લોકય ન જાય. ૫૨

ગૃહસ્થ–આશ્રમ વિષયાલોભી; માટે રહે છે નીચો.
કદાપિ કાલે કો નવ્ય જાયે ત્રણ્ય લોકથી ઊંચો. ૫૩

ઉત્તર–દક્ષિણ મારગ્ય જાયે પુરુષ ક્ષેત્રકર્તા,
વિદ્યા–અવિદ્યા રૂપી બેહુ્યે ભોગ–મોક્ષના દાતા." ૫૪

વૈરાટ–અન્તર્વર્તીની કહી કર્મવિચિત્રતા એહ.
ઈશ્વરનું વૈલક્ષણ્ય કહેવા, અણભેદ કહે તેહ: ૫૫

"જે આણથી વૈરાટ પ્રગટતો ભૂતેન્દ્રિય–ગુણ–રૂપ,
બ્રહ્મ–અણ્ડ ને વિશ્વરૂપને અતિક્રમ્યો અનૂપ. ૫૬

સરસ્વતી પેર જ્યહાં પાસે લપે તેજ પરકાશ.
આદિ પુરુષ તે ઈશ્વર પોતે જોને શ્રીઅવિનાશ. ૫૭

તો કહેશો, 'સદ્ પુરુષરૂપ છે.' ત્યહાં મન્યે ઉત્પન્ન.
યજ્ઞ તણા તો સાધન ત્યાહરે પુરુષ થકી નહિ ભિન્ન." ૫૮
'યજ્ઞ કરવે પૂરુષ-આરાધન, એ સિદ્ધિ નવ્ય હોય;'
એ આશઙ્કા પરહરવાને, બ્રહ્માજી કહે સોય: ૫૯
"વિરાટ અન્તર્યામી નરના નાભિકમલથી જ્યાહરે
પ્રગટ થયો હું જેણે કાલે, કાંઇ ન સૂઝે ત્યાહરે. ૬૦
યજ્ઞ તણી સામગ્રી ગ્રહવા, ઘણું વિચાર્યું મન્ય;
આદ્યપુરુષના અઙ્ગ વિના મેં કાંઇ ન દીઠું અન્ય. ૬૧
ત્યારે તે સમ્ભાર કરયા તે પુરુષ તણે તો અઙ્ગે.
યજ્ઞ-પશુને યૂપ કરયા મેં કુશ કીધા મનરઙ્ગે; ૬૨
યજ્ઞ તણું સ્થાનક કરી ભૂમિ, સમ્યક્ સોધી લીધી;
વસન્ત-આદિક ઉત્તમ જે છે કાલ-વિવરયા કીધી, ૬૩
પાત્ર ને વ્રીહ-આદિ ઓષધિ, ઘૃત-આદ્ય જે સ્નેહ;
મધુરાદિક રસ, લોહ-મૃત્તિકા, તોય કહાવે જેહ; ૬૪
યજુર્વેદ ને સામવેદની ઋચા કહાવે પરમ;
હોતા, ઉદ્ગાતા તે બ્રહ્મા, ઋત્વિજ કેરા કર્મ; ૬૫
નામ કહ્યા અગ્નિષ્ટોમાદિક, સ્વાહાદિક જે મન્ત્ર;
દક્ષિણા, વ્રત ને દેવ-અનુક્રમ, પ્રયોગવિધિ ને તન્ત્ર, ૬૬
ગતિ, મતિ ને પ્રાયશ્ચિત, બલિ ભગવત-અર્પણ સાર;
પૂરુષને અવયવથી એ મેં સમ્પાદ્યા સમ્ભાર. ૬૭
એ વિધિ યજ્ઞવિધિ મેં કલ્પ્યા પૂરુષ કેરે અઙ્ગે.
તે સામાને યજ્ઞપુરુષ મેં યજ્યા સનાતન સઙ્ગે. ૬૮
વધતા તાહરા ભ્રાત પ્રજાપતિ નવે નિરન્તર યજતા,
વ્યક્ત ને અવ્યક્ત-રૂપને ભાવ ધરીને ભજતા. ૬૯
પછે અવસરે યજતા મનુ, ને ઋષિ કહાવે જેહ,
દેવ, પિતર, નર, દૈત્ય મલીને યજતા પ્રભુને તેહ." ૭૦

અધિષ્ઠાન એહનું કહ્યું બ્રહ્મા, નારદ પૂછ્યું જેહ,
બ્રહ્માજી નારદને કહે છે નિશ્ચય ઉત્તર એહ: ૭૧
"નારાયણ ભગવાન વિશે એ, વિશ્વ રહ્યું છે નિત્ય.
ગૃહીત-માયાગુણ, સર્ગાદિક, સ્વયં અગુણ એ સત્ય. ૭૨
તેહનો પ્રેરચો સર્જું છું હું; સંહારે મ્હાદેવ;
પોતે પુરુષરૂપે પાળે, ત્રણ્ય શક્તિધર એવ." ૭૩
"વિશ્વ કોણ ને તમ્યો કોણ છો?" એહવું પૂછ્યું જેહ,
મધલા પ્રશ્ન તણો પ્રતિ-ઉત્તર બ્રહ્માજી કહે એહ: ૭૪
"એ મેં તુજને કહ્યું, તાત! જે તેં પૂછ્યું પાવન.
કારજ્ય-કારણ અન્ય નથી, એ વાસુદેવથી અન્ય. ૭૫
ઈશ્વરને અણમાની મુજને ઈશ્વર કહે છે વ્યર્થ."
એહનો ઉત્તર સંક્ષેપ કરી, સમાપ્ત કરશે અર્થ- ૭૬
"જે માટે મેં ભક્તિસહિત હૃદયાં (કરી) હરિ આરાધ્યા,
તે માટે મુજ વાણી, મન, ઇન્દ્રિય સત્યારથી સાધ્યા. ૭૭
એ માહરો પરતાપ નહીં; એ હરિ-ભક્તિ-મહિમાય.
હવે કહી મેં માહરી ઉત્પત્ય, (તે) હામ ન જાણ્યો જાય. ૭૮
તે હું વેદ તપોમય કહાવું પ્રજાપતિના સ્વામી,
અમ્યક રીત્ય સમાહિત ચિત્તે યોગ તણી ગતિ પામી. ૭૯
તે મેં માહરી ઉત્પત્ય કેરો હામ ન જાણ્યો જાય;
અન્ય તણી શી ગણનાં?" કહેશે તૃતીયસ્કન્ધજ માંહ્ય. ૮૦
"શરણ્ય ગયે સંસાર નિવર્તે, મ્હામંગલનું ઠામ.
સ્વસ્તિ કેરું સ્થાનક તે હરિ-ચરણે કરું પ્રણામ. ૮૧
જે પોતે પોતાની માયા કેરો પાર ન જાણે,
જે માટે એ અપાર માયા ત્યાં દૃષ્ટાન્ત પ્રમાણે. ૮૨
જ્યમ આકાશ ન જાણે પૂરણ આપણનો વિસ્તાર,
તો બીજા શું જાણે, જેથી આતમ એક અપાર!" ૮૩

" કૂહેશો, 'કયમ સર્વજ્ઞ ન જાણે, માયાનો મહિમાય ?'
ગગન-કુસુમ અણુદર્શનથી સર્વજ્ઞપણું નવ્ય જાય." ૮૪
આપણુની કીધી માયા તે આપણુપા નવ્ય લ્હેશે,
એ વાતે મોટિમ આપણુની વેદસ્તુતિમા કૂહેશે. ૮૫

" જે હરિ-ગતિને હું નવ્ય જાણું; તમ્યો ન જાણો કોય.
વામદેવ મુનિ નવ્ય જાણે. બીજો કુણુ માનુષ હોય? ૮૬
અમ્યો એહ ઇમ જાણ્યૂં, એ પરમેશ્વર કેરી માયા,
તેથી વિશ્વ થયૂં જાણું છું, જેથી અમ્યો બ્યહ્વાયા. ૮૭

તોહે પણ્ય સઘલૂં નવ્ય જાણ્યૂં, જ્ઞાનસમાન પ્રમાણ્યૂં.
તો કૂહેશો, 'સહૂ કેહતા દીસે.' એણે ઠામ્ય વિખાણૂં- ૮૮
અસ્મદાદિ ગાએ છે જેહ્‌ના જન્મ-કર્મ અવસ્યમેવ,
તોહે તત્ત્વ ન જાણે જેહ્‌નૂં, **નમો ભગવતે** એવ. ૮૯

તે એ આદિપુરુષ અજ પોતે કલ્પે કલ્પે સરજે:
આપણુપામા આપણુપે કરી આપણુપાને સરજે, ૯૦
સંહારે ને પાલે-પોતે; કોય ન જાણે મર્મ."
પુરુષ તણો અવતાર કહી, હવે તત્ત્વ કહે છે પરમ : ૯૧

" વિશુદ્ધ કેવલ જ્ઞાન નિરન્તર સમ્યક સ્થિર થૈ ઊભૂં
પૂરણુ સત્ય અનાદિ નિર્ગુણુ અદ્વિતીય નિત્ય શોભ્યૂં. ૯૨
નારદજી ! જે મુનિના પ્રશાન્ત તન-ધન-ઇન્દ્રિય હોય,
દુર્જન તર્કે ટાલ્યૂં તત્ત્વજ વિચલે, જાણે સોય." ૯૩
હવે કહ્યૂં જે કલ્પે-કલ્પે કલ્પ્યા બહુ અવતાર,
તે અવતાર કહે વિસ્તારી, " સાંભલ્ય, નારદ ! સાર. ૯૪

પ્રકૃતિ-પ્રવર્તક સહસ્રશીર્ષા પુરુષ કહ્યો જે સાર,
ભગવદ-ભૂમા પરમેશ્વરનો પેહૂલો તે અવતાર. ૯૫
મહા-સૃષ્ટિ તે એકરૂપ. તે બ્રહ્માણ્ડસ્થિતિ, જે બીજૂં.
પરમેશ્વરનાં ત્રણ્ય રૂપ ત્યહાં, ભૂતસ્થિતિ તે ત્રીજૂં. ૯

યદ્યપિ સકળ પદારથ છે તે શ્રીહરિના અવતાર,
તોય કેટલાએક કહું જે મનના મધ્યે સાર ૯૭
કાળ, સ્વભાવ અને વળી પ્રકૃતિ કારજ્ય-કારણાકાર,
વિભૂતિ દક્ષાદિક ને બ્રહ્મા-આદિક ગુણ-અવતાર ૯૮
મળ કહાવે મહત્તત્ત્વ, ને દ્રવ્ય કહ્યા મહાભૂત,
અહંકાર ને ગુણ સત્ત્વાદિક વિરાટ-તનુ અદ્ભુત ૯૯
સ્થાવર, જંગમ સકળ પદારથ સર્વે શ્રીભગવાન
કિમ્બહુના ! હવે સંક્ષેપે ( કહું. ) સુણ્ય, નારદ 'મ વખાન ૧૦૦
અહં, રુદ્ર ને વિષ્ણુજી વળી પ્રજાપતિ સહ જોય,
પ્રજાપતિમાં દક્ષ અને તુમ આદે [ મુનિવર ] સોય, ૧૦૧
સ્વર્ગપતિ ઇન્દ્રાદિક ને ( વળી ) પાતાળ તણા પતિ જેહ,
ગાન્ધર્વ, વિદ્યાધર ને ચારણ કેરા સ્વામી જેહ, ૧૦૨
રાક્ષસ, યક્ષ, કિન્નરના સ્વામી, ઋષિ, પિતૃના નાથ,
દૈત્યપતિ, સિદ્ધેશ્વર, દાનવ, પ્રેત, પિશાચી સાથ, ૧૦૩
લોક વિશે જે ભાગ્યયુક્ત, ક્ષમા-તેજ-બળવાન,
વિભૂતિ, હી એ રૂપ અરૂપી, સર્વે તે ભગવાન' ૧૦૪
હવે કહે છે, "શુદ્ધ સત્ત્વ જે મહા-મોટા અવતાર ।
પરધાને અવતાર જણાવું, પુરુષના અવતાર ૧૦૫
અસત્કથા સાંભળતાં શ્રવણે પૂરાં ને મન હોય
તે મલને શોધે સુન્દર અવતાર-કથા, સુણ્ય સોય" ૧૦૬
ઇતિ ભાગવત-દ્વિતીયસ્કન્ધે મહાપુરાણજ માંય
પુરુષસૂક્ત કહ્યા તણો એ છઠ્ઠો છે અધ્યાય. ૧૦૭
શ્લોક થયા એ અધ્યા-મધ્યે પિસ્તાલિશ શુભ-મન્ય
રત્ન કહે, યત્ને પદ કીધા સાઠ ને ઊપરાંત પાંચ. ૧૦૮
૫૦૧

इति श्रीभागवते महापुराणे द्वितीयस्कन्धे पुरुष
सूक्तं नाम षष्ठोऽध्याय ॥ ६ ॥

## સપ્તમ અધ્યાય

यद्गीतं विधिना विवेकनिधिना श्रीनारदोपासने
प्रोधत्पूरुपसूक्त[कानुसरणं] भक्ताय मुक्तिप्रदम् ।
यस्मिन्प्रोतमिद परावरजग[ज्ञागर्तियत्] सर्वदा
तद्ब्रह्माण्डमयं स्वय पृथगहो ध्यानास्पद धीमहि ॥१॥

હવે સાતમે કૃષ્ણલીલાવતાર, કહ્યા તે અજે પુત્રને વાક્યસાર.
તિહ્‌ના કર્મ સાથે પ્રયોજન ભાખ્યાં ગુણો વર્ણવ્યા વૈષ્ણવે
મન ગમ્યા. ૨

[ રાગ—ગોડી ]

બ્રહ્મા નારદને કહે અવતાર હરિના
પેહલો વેષ વરાહનો વર્ણવે રસભીના : ૩
"જ્યારે અવનીને ઉધરવા હરિ કરી [1]શૂકર-કાયા
યજ્ઞ તનુ જગદીશ, જે હરિની માયા ૪
મ્હાસાગરમાં મહીં તે અમે મ્હાદૈત્ય વિડારયો;
વજ્ર સરીખી ડાઢથ હિરણ્યાક્ષજ મારયો. ૫
[ રુચિ પ્રજાપતિ કેરી ભાર્યા આકૃતિ નામ.
તેહ્‌મા પુત્રરૂપે થયા [2]સુયજ્ઞ અભિરામ.] ૬
તેહ્‌ની દયિતા દક્ષિણામા રક્ષણકારી
સુયમ નામે દેવતા અવતારયા ભારી. ૭
સ્વાયમ્ભુવ મનુયે સ્તવ્યા હરિ દીનદયાલ.
ત્રણ્ય લોકની આપદા ટાલી તત્કાલ. ૮
તેહ સમેનો ઇન્દ્ર તે તા યજ્ઞ સુધામ.
માતામહ મનુએ પછે પરઠ્યું હરિનામ. ૯
દેવ તણું ઉપજાવવું જન-રક્ષણ જેહ,
કર્મ યજ્ઞ-અવતારનું દેખાડ્યુ તેહ. ૧૦

કર્દમ નામ પ્રજાપતિ, દેવહૂતિ નારય;
[3]કપિલ નામ તેહને વિશે લીધો અવતાર, ૧૧
નવ ભગિની સાથ્યે; મુનિ બ્રહ્મવિદ્યા ભાખી;
કપિલે નિજજનને વિશે કરુણા બહુ રાખી. ૧૨
અત્રિપુત્ર પ્રભુજી થયા [4]દત્તજી અભિધાન.
'અહં દત્ત,' ઇતિ અત્રિને આપ્યું વરદાન. ૧૩
દત્ત નામ ભગવાનનૂં તે માટ્યે અનાદ્ય;
જેહની પંકજ-પદ-રજે યદુ-હૈહય-આદ્ય ૧૪
[ પવિત્ર થૈ નિજ હૃદય મહાભક્તિ-યુક્ત ]
યોગસિદ્ધ્ય પામ્યા મહાભુક્તિ ને મુક્ત્ય. ૧૫
તપ કીધૂં લોકને સૃજવા બહુ ભાત્ય;
ચ્યાર સ્વરૂપે હરિ હવા; સાભળો સાક્ષાત; ૧૬
[5]સનક, સનન્દન ને વળી જે સનત્કુમાર,
સનાતન મુનિવર થયા એ અભિધાન ચ્યાર. ૧૭
પૂરવ કલ્પે પ્રલયમા ગયૂં આતમ-તત્ત્વ;
આકલ્પે સમ્યક કરી પ્રકાશ્યૂં મુનિ-સત્ત્વ. ૧૮
જે કહેતા મુનિને થયૂં દર્શન સાક્ષાત"
નરનારાયણનો કહે અવતાર સુજાન— ૧૯
"દક્ષસુતા જે મૂરતિ ધર્મ કેરી નારય,
[6]નર-નારાયણ તેહને વિશે લીધો અવતાર. ૨૦
બે રૂપે પ્રગટ્યા. મહા તપ કીધૂં તેહમા.
અનઙ્ગ તણી સેના સરખી સુરનારી જેહમા, ૨૧
પોતાનં પણ નીરમ્યૂં—બ્રહ્મચર્ય-વિનાશ:
નેટ નિરાશ થઇ ગઇ મઘવાને પાશ. ૨૨
કામજયી, જે ક્રોધ તે ભય પામે ત્યારે;
કામ વિચારી સ્હો ભિદે: શૂં કહેવૂં ત્યારે ! ૨૩

ક્રોધયુક્ત દષ્ટે કરી રુદ્ર—આદે દેવ,
મહાસમર્થ તે કામને બાલે તાં તતખેવ. ૨૪

પણ પોતાને બાલતો પણ એહવા ક્રોધને જેહ
બાલી ન સકે બાપડા, તેણે જીત્યા તેહ. ૨૫
તેહ ક્રોધ જેહને વિશે પરવેશતો બીહે,
નરનારાયણ તેહને કામ લેખે કીહે?" ૨૬

એ અવતાર પ્રગટ કહ્યા. વલી કહે છે કોય;
ધ્રુવજીને અર્થે ધરયો, સૂચવે છે સોય— ૨૭
"માત સુનીતિ. શોકય જે સુરુચિ વિકરાલ,
તેહનાં વાક્યબાણે વેધ્યો (થકો) પઞ્ચ-વાર્ષિક બાલ, ૨૮
ઉત્તાનપાદ પિતા તણે સમીપે સોય;
તપ કરવા વનમાં ગયો; સમરયા ૭હરિ (ત્યાં) સોય. ૨૯
ધ્રુવ-પદને પામ્યા પછી ગતિ તે સાક્ષાત,
(જેહને) ઊંચા ભૃગુ-આદિ સ્તવે, નીચા ઋષિ સાત." ૩૦

પૃથુરાજા કેરો કહે અવતારજ એહ—.
"જ્યાહરે વિપ્રે પ્રારથ્યો, ન રહ્યો વંશ તેહ, ૩૧
ત્યાહરે વિપ્રશાપ-વજ્રથી જે બલ-સમ્પત્તિ હારયો,
પુત્ર ૮પૃથુરૂપે થયા; નરકેથી તારયો. ૩૨

જે પુન્નામ નરક થકી તારે શુભ-સુત્ર,
વિદ્વ્ય લોક વ્યાકરણથી તેહને કહે પુત્ર. ૩૩
વેનપુત્ર પૃથુજી થયા; કીધો મ્હાયતન;
ધેનુરૂપ ધરણી થકી દોહ્યાં સર્વ રત્ન. ૩૪

નાભિ પિતા, માતા તથા મરુદેવી આર્ય,
૯ઋષભ હવા, જેણે કરી જડવત યોગાચાર. ૩૫
પરમહંસ-પદ જેહનું મોટા મુનિ માને,
મુક્તસઙ્ગ, સમદષ્ટિ જે શાન્ત-ઇન્દ્રિયવાને. ૩૬

યજ્ઞપુરુષ મુજ યજ્ઞમાં [10]હયગ્રીવ-સમાન,
કનકવર્ણ પ્રગટ્યા પ્રભુ પોતે ભગવાન. ૩૭
મખ્ય વેદ-રૂપી સ્વયં વળી યજ્ઞસ્વરૂપ,
અખિલ દેવનો આતમા તદ્રૂપ અનૂપ. ૩૮

જેહના શ્વાસોચ્છ્વાસમાં નાસાપુટ-વાટે
વેદમયી વાણી થઈ પ્રગટી જે માટે. ૩૯

સત્યવ્રત રાજા મનુ વૈવસ્વત ભાવી
[11]મત્સ્ય-રૂપે દીઠા તેહને કલ્પાન્તે આવી. ૪૦
આશ્રય જે અવની તણો સર્વ જીવની ખાણ,
મુજને મહાભય ઊપનો, કલ્પાન્તે જાણ્ય ૪૧

ત્યાહરે મુજ મુખથી. પડ્યા શ્રુતિમારગ જેહ,
તેહને ગ્રહી કલ્પાન્તના જલમાં રમ્યો જેહ ૪૨
દાનવ દેવ તણા સુખી જ્યાહરે અમૃતકામી.
ક્ષીરોદધિ મથતા હવા અતિશય શ્રમ પામી, ૪૩

[12]કચ્છપ-રૂપે કૃષ્ણજી પૂંઠે ગિરિધારી
ગિરિધરણ કણ્ડૂ ટાળવા નિદ્રાકારી. ૪૪
દૈત્ય તણું દુઃખ ટાળવા [13]નૃસિંહ વિશાળ,
વક્રભ્રુકુટી મુખને વળી દંષ્ટ્રા વિકરાલ. ૪૫

ગદા ગ્રહીને આવતો હિરણ્યકશ્યપ કાલ,
તેજરૂપ તેણે નખે ચીર્યો તત્કાલ. ૪૬
મહાબલિયે ગ્રાહે ગ્રહ્યો સરોવર કરી ચગ્ગ્ય;
ગજયૂથ-પતિ પીડ્યો ઘણું: માન્યું નિજ મરણ. ૪૭

અમ્બુજ લોહકરે શોભનું; સમ્ભાર્યા શ્યામ.
'આદિ પુરુષ! આવો હવે, પડી આપદા આમ. ૪૮
અખિલ લોકના નાથ હે તીર્થંશ્વર દેવ!
નામધેય-શ્રવણે થશે મહામઙ્ગલ એવ.' ૪૯

૧૪શ્રીહરિયે તે સાભલ્યું શરણાગતિ-ત્રક;
ગરુડ ચઢી ગોવ્યન્દજી ધાયા ધરી ચક્ર. ૫૦
નક્ર-વદન ચક્રે કરી ચીરયૂં ભગવાન;
સૂંઢય ગ્રહી કરુણાકરે કાઢ્યો કરી મ્હાન. ૫૧
અદિતિ કેરા બાલકા જે આદિત્ય બાર,
તે મધ્યે યજ્ઞનો અધિષ્ઠાતા સાર, ૫૨
સર્વ થકી લઘુ પુત્ર તે ગુણ જોતા જ્યેષ્ઠ;
નારદજી! તેહ્‌ના તમ્યો સાંભલો ગુણ શ્રેષ્ઠ. ૫૩
ત્રણ્ય લોક જેણે આક્રમ્યા ત્રણ્ય કર્મ વિભાગી
૧૫વામનરૂપે મેદિની બલિથી ગ્રહી માગી.'' ૫૪
"કહેશો, 'પ્રભુયે કા કરી દુર્બલવત ભીક્ષા ?''
ત્યાં કહે છે, "ધર્મિષ્ઠને દેવી નહીં શિક્ષા. ૫૫
ધર્મમાર્ગે વર્તતો વિષ્ણુજન જેહ
આપ્યા વિન નિજ રાજ્યથી નવ્ય ચૂકે તેહ. ૫૬
નારાયણનાં-ચરણ ક્ષાલન-જલ જેહ,
બલિયે શિરમધ્યે ધરયૂં; શુદ્ધ કીધો દેહ. ૫૭
યાચીને પણ્ય પાડવો ન ઘટે કરી ફેક,
એમ કરયૂં તેથી આપવા અધિકૂં-સાલોક્ય. ૫૮
શુક્રાચાર્યે શીખવ્યો; નવ્ય માન્યૂં મન;
ત્રીજે પદ પૂરો થવા આપ્યૂં સ્વયં તન. ૫૯
શ્રદ્ધાયે ત્રયલોકથં આપ્યૂં નિજ ગામ.
વિબુધપતિપણું તેહ્‌ને આપ્યૂં શા માત્ર ? ૬૦
અતિશય ભક્તયે ભાવતો પોતે (હંસ) ભગવાન,૧૬
નારદ! તુઝને ઊચરયા જેણે યોગ ને જ્ઞાન. ૬૧
ભાગવત ભાખ્યૂં તુને તત્વદીપક તેહવૂં,
વાસુદેવ-શરણાથી સહૂ જાણે જેહવૂં. ૬૨

નિજ પરતાપ તણું જેણે ધર્યું ચક્ર વિશાલ
દશ દિશ-મધ્યે દીપતું દીસે વિકરાલ, ૬૩
મન્વન્તરમાં મહામત્સ્ય દુષ્ટ-ભૂપ-સંહારી,
ત્રણ્ય લોકમાં નિર્મલી-કીરત્ય-કારી, ૬૪
રૂપ ધરી ધન્વન્તરિ[17] જન્મ્યા મ્હાયોગ્ય,
નિજ નામે રોગી તણા ટાલે મ્હારોગ. ૬૫
દાનવ ભાગ ન આપતા જ્યારે કરતા યાગ,
અમૃત આયુષ યજ્ઞમાં લીધો નિજ ભાગ. ૬૬
આયુર્વેદ જગત વિશે વિસ્તાર્યો તેણે,
રોગ-વિનાશન ઓષધિ ઊપજાવી જેણે. ૬૭
વિશ્વ તણા સંહારને દૈવે જવ ધાર્યા,
બ્રાહ્મણના દ્રોહી થયા; વેદ-મારગ વાર્યા. ૬૮
નરક તણી આરત્ય થકા અભિલાખી એહવા
પૃથ્વીમાં પીડા કરે કટ કણ્ટક જેહવા. ૬૯
[18]પરશુરામ-રૂપે થઈ પોતેજ પધાર્યા;
તીક્ષ્ણ ફરશી-ધારથં ક્ષત્રી સહુ માર્યા. ૭૦
થામ્યા (તે) અમ્યો જેણે સમે માયાપતિ સ્વામ,
ઇક્ષ્વાકુના વંશમા જન્મ્યા શ્રીરામ;[19] ૭૧
ભરત-આદ્યે ઉત્તમ કલા સાથે અવતાર;
દશરથ ગુરુની આગન્યા માની નિરધાર. ૭૨
વન્ય ચાલ્યાં સીતા સતી ને લક્ષ્મણ ચરણ્ય,
રાવણ જે સાથે વઢ્યો, પામ્યો, મરણ. ૭૩
શંકર ત્રિપુર પ્રત્યે ગયા, એમ લંકા જાતા
સીતાજીના સ્નેહને વશ વિહ્વલ થાતા. ૭૪
સિન્ધુ વિશે કોપે કરવાં હરિ લોચન રાતાં,
મકર ઉરગ જલચર સહુ તાપે અકળાતાં; ૭૫

ત્યારે સાગર ભય પામ્યો; ઘણું કમ્પ્યો, પરિતાપ્યો;
વારિનિધ્યે શ્રીરામને સદ્ય મારગ આપ્યો. ૭૯
દારાનો હરનાર જે રિપુ રાવણ જેહ્‌વો,
તેહ્‌ને હણશે શ્રીહરિ; કહે રાવણ કેહ્‌વો ? ૮૦
ઐરાવત જે ઇન્દ્રનો, તેહ્‌ના દન્ત પ્રચણ્ડ
રણમા રાવણ-વક્ષને સ્પર્શે શત ખણ્ડ;
તે કટકે કરી ઊજલી દિશ સઘલી સાર
તેહ્‌ને નિરન્તર રાખતો રાવણ નિરધાર.
રાવણ બલ અતિ ધારતો ક્રોધ્‌થી નવ્ય
ધનુપ તણે ટઙ્કારવે રઘુનાથે મારચો.
અસુર-અંશ રાજા હવા તેહ્‌નાં સૈન્ય
તેણે મરદી મેદિની સુખ કરવા કાજ;
સહિત-કલા ૨૦બલિભદ્રથું પ્રગટયા
જેણે શોભાને ધરચા સિત શ્યામલ
જેહ્‌નો મહિમા માનુષે ન લહ્યો આ
અદ્‌ભુત કર્મ કરી પ્રભુતા પરકાશ
બાલ થકે જેણે પૂતનાના લીધા
ત્રીજે માસ પદે હણ્યો શકટાસુર
ઉલૂખલ-ઉદરે બાંધવા જનની ગ્રહ્યાં
એકે પણ્ય નવ્ય પોંહ્‌ચશેઃ અતિ
ઘસતે ઘૂંટણ ચાલતાં મધ્ય પેશી
આકાશે અડકયાં તરુ જમલાર્જુન
ગોપ-પશુ પીધું યદા યમુના-વિષ
જેણે અનુગ્રહ-દૃષ્ટિયે જીવાડ્યાં
તે જલ શુદ્ધ થવા વિષધરચો મા
કાલી અહિને કાઢિયો જમુના-જલ

એક અલૌકિક વન ગ્રીષ્મ કેરૂં,
તેહમાં વ્રજ સતૂં સહ નિશિ નિદ્રા-ઘેરૂં. ૮૯
દાવાનલ લાગો ત્યહાં. વ્રજવાસી દાધાં;
મનમાં જાણ્યો અન્ત, 'એ કલ્પાન્તે ખાધાં.' ૯૦
લોચન મીંચાવી કરી ભગવાન સહરામ,
ગોકુલને મૂકાવશે કરી અદ્દભુત કામ. ૯૧
જૃમ્ભમાણ મુખને વિશે જનનીને વાહ્લા,
ચૌદ ભુવન દેખાડશે ઐશ્વર્ય જણાવા. ૯૨
વરુણ-પાશથી નન્દને મૂકાવી આવે;
વ્યોમે ગર્હરમા ગ્રહા ગોપને ધૈર્ય લ્યાવે. ૯૩
દિવસે ગૃહ-વ્યાપારમાં, નિશિ નિદ્રાકારી,
એહવા ગોકુલને દેખાડશે વૈકુણ્ઠ મોરારિ. ૯૪
દિવસે ગૃહવ્યાપારમાં, રજનીમાં સૂતૂં,
ગોકુલ વૈકુણ્ઠ દેખવા અધિકારી નોતૂં. ૯૫
તોહ કૃપા ભગવાનની બલવાનજ જાણો:
મહાસમરથ શ્રીકૃષ્ણજીયે અર્થ પ્રમાણ્યો. ૯૬
ઇન્દ્ર તણો અહંકાર હણ્યો ગોપે મળી જ્યાહ્રે,
વરસ્યો વાસવ રેલવા ગોકુલને ત્યારે. ૯૭
હસ્તિ-સુણ્ડાકારવત વરસ્યો દિન સાત.
સકલ પશુને પાળવા, એ અદ્દભુત વાતઃ ૯૮
એક કરે ધરશે ગિરિ સૂક્ષ્મ-લીલાકારી,
સાત વરસનો બાલકો ગોવર્ધનધારી. ૯૯
રાસ રચે, વનમાં રમે, નિશિ ચન્દ્ર-પ્રકાશ.
ગીત-પ્રીત-હિત ગોપિકા રમતી નિજ પાશ. ૧૦૦
તે ગોપીને મહી નાસનો શઙ્ખચૂડજ વારચો.
મસ્તક ઉંઠું મૂકનૂં: ધનદાનુજ મારચો. ૧૦૧

ત્યારે સાગર ભય પામ્યો; ઘણું કમ્પ્યો, પરિતાપ્યો;
વારિનિધે શ્રીરામને સદ્ય મારગ આપ્યો. ૭૬
દારાનો હરનાર જે રિપુ રાવણ જેહવો,
તેહને હણશે શ્રીહરિ; કહે રાવણ કેહવો ? ૭૭

ઐરાવત જે ઇન્દ્રનો, તેહના દન્ત પ્રચણ્ડ
રણમા રાવણ-વક્ષને સ્પર્શે શત ખણ્ડ; ૭૮
તે કટકે કરી ઊજલી દિશ સઘલી સાર
તેહને નિરન્તર રાખતો રાવણ નિરધાર. ૭૯

રાવણ બલ અતિ ધારતો કોહથી નવ્ય હારયો;
ધનુપ તણે ટંકારવે રઘુનાથે મારયો. ૮૦
અસુર-અંશ રાજા હવા તેહના સૈન્ય સમાજ;
તેણે મરદી મેદિની સુખ કરવા કાજ, ૮૧

સહિત-કલા [૨૦]બલિભદ્રશું પ્રગટયા [૨૧]**પરમેશ,**
જેણે શોભાને ધરયા સિત શ્યામલ કેશ. ૮૨
જેહનો મહિમા માનુષે ન લહ્યો અવિનાશી.
અદ્દભુત કર્મ કરી પ્રભુતા પરકાશી. ૮૩

બાલ થકે જેણે પૂતનાના લીધા પ્રાણ.
ત્રીજે માસ પદે હણ્યો શકટાસુર જાણ્ય. ૮૪
ઉલૂખલ-ઉદરે બાંધવા જનની ગ્રહ્યા દામ;
એકે પણ્ય નવ્ય પોહચશે અતિ અદ્દભુત કામ. ૮૫

ઘસતે ઘૂંટણ ચાલતા મધ્ય પેશી ગાજ્યા;
આકાશી અડકયા તરુ જમલાર્જુન ભાંજ્યા. ૮૬
ગોપ-પશુ પીધું યદા યમુના-વિષ તોય,
જેણે અનુગ્રહ-દષ્ટિએ જીવાડયા સોય ૮૭

તે જલ શુદ્ધ થવા વિષધરચો માતો
કાલી અહિને કાઢિયો જમુના-જલ ન્હાતો. ૮૮

એક અલૌકિક વન ઓખમ કેરૂં,
તેહમાં વ્રજ સૂતું સહ નિશિ નિદ્રા-ઘેરૂં. ૮૯

દાવાનલ લાગો ત્યહાં. વ્રજવાસી દાધાં;
મનમાં જાણ્યો અન્ત, ' એ કલ્પાન્તે ખાધાં.' ૯૦

લોચન મીંચાવી કરી ભગવાન સઘરામ,
ગોકુલને મૂકાવશે કરી અદ્ભુત કામ. ૯૧

જૃમ્ભમાણ મુખને વિશે જનનીને વાહ્લા,
ચૌદ ભુવન દેખાડશે ઐશ્વર્ય જણાવા. ૯૨

વરુણ-પાશથી નન્દને મુકાવી આવે;
વ્યોમે ગહ્વરમાં પ્રભા ગોપને ઘેરવ લાવે. ૯૩

દિવસે ગૃહ-વ્યાપારમાં, નિશિ નિદ્રાકારી,
એહ્વા ગોકુલને દેખાડશે વૈકુણ્ઠ મોરારિ. ૯૪

દિવસે ગૃહવ્યાપારમા, રજનીમાં સૂતું,
ગોકુલ વૈકુણ્ઠ દેખવા અધિકારી નોતું. ૯૫

તોય કૃપા ભગવાનની બલવાનજ જાણો:
મ્હાસમરથ શ્રીકૃષ્ણજીયે અર્થ પ્રમાણ્યો. ૯૬

ઇન્દ્ર તણો અહંકાર હણ્યો ગોપે મળી જ્યાહરે,
વરશ્યો વાસવ રેલવા ગોકુલને ત્યારે. ૯૭

હસ્તિ-સુણ્ડાકારવત વરશ્યો દિન સાત.
સકલ પશુને પાલવા, એ અદ્ભુત વાતઃ ૯૮

એક કરે ધરશે ગિરિ સૂક્ષ્મ-લીલાકારી,
સાત વરસનો બાલકો ગોવર્ધનધારી. ૯૯

રાસ રચે, વનમાં રમે, નિશિ ચન્દ્ર-પ્રકાશ.
ગીત-પ્રીત-હિત ગોપિકા રમતી નિજ પાસ. ૧૦૦

તે ગોપીને હરી નાસતો શઙ્ખચૂડજ વારશે.
મસ્તક ઉદ્ધૂ મૂકવું; ધનદાનુજ મારશે. ૧૦૧

જેહ વળી પ્રલમ્બ ને બક, ધેનુક નામ,
કેશી, વૃષભાસુર તથા મહામલ્લ સુધામ, ૧૦૨
કંસ, કુવલયાપીડ ને કાલયવન-સમાન,
નરકાસુર, પૌણ્ડ્રક તથા શાલ્વ બલવાન, ૧૦૩
દ્વિવિદ, ઇલ્વલ ને દન્તવક્ર, વૃષભ નાથ્યા સાત;
શમ્બર, રુકમૈયો તથા તેહ વિદૂરથ વાત; ૧૦૪
જેહ વળી સઙ્ગ્રામમા ઊભા રણધીર,
ધનુષ ધરી સામા થયા વાઙ્વ ને વીર, ૧૦૫
મચ્છ તથા કામ્બોજના, કુરુ-કૈકય વારયા;
ભીમ-પારથ-બલને મિષે પણ્ય પોતે મારયા. ૧૦૬
એ સર્વે વૈકુણ્ઠ જે આપણૂં ધામ
અન્તે પણ દર્શ પામશે; પ્રભુ પૂરણ-કામ. ૧૦૭
સપ્ત વૃષભ વૈકુણ્ઠમા જાશે કોકાલે,
જે માટયે દેવે દમ્યા દિવ્યકર્મ દયાલે. ૧૦૮
યુગ યુગ જાતે લોકની મતિ મલિન વિચારી,
વેદ વિલોકયા દોહલા લઘુ આયુષ-ધારી: ૧૦૯
સત્યવતીમા અવતરીને વેંહ્ચ્યા વેદ:
[22]વેદવ્યાસજીયે કરયા બહુ શાખા-ભેદ. ૧૧૦
વેદ-પથ્યે વરત્યા હતા જે દાનવ ભૂપ,
તેહ્ને મોહ પમાડવા થયા [23]બુદ્ધ-સ્વરૂપ. ૧૧૧
મયદાનવ-નિર્મી પુરી જે અદસ્ય નિવાસ,
તે પુરમા બેઠા પ્રભુ પાખણ્ડ-પ્રકાશ. ૧૧૨
ધર્મ કહે અણધર્મને, પાખણ્ડજ હોય;
મતિને મોહ પમાડશે બુદ્ધરૂપી સોય. ૧૧૩
સર્જનના ઘરમાં કથા હરિની નવ્ય થાશે.
પાખણ્ડી દ્વિજ, ભૂપતિ સુદ્દર થાશે. ૧૧૪

વષટ્કાર, સ્વાહા, સ્વધા, એ વાણી જાશે,
ત્યાહરે [૨૪]કલ્કી શ્રીહરિ કલિનાશન થાશે." ૧૧૫
હવે બ્રહ્મા–નારદ–વાદથી, પેહલા અવતાર,
મચ્છ–આદ્યે વામન લગી જાણો નિરધાર. ૧૧૬

મન્વન્તર–અવતાર કો થયા થાનાર.
ધન્વન્તર, પરશુરામ તો વિદ્યમાનજ ત્યાહર. ૧૧૭
શ્રીરામાદિક જન્મતા ભાવી પરમાણો.
કહી એક ભૂત–પ્રયોગ છે, (માટે) તે આર્ષ જાણો. ૧૧૮

સૃષ્ટ્યાદિક કારણ્ય વિશે માયાગુણ ધારી,
અવતાર વિભૂતિ ઓચરે વિધિ વેદ વિચારી— ૧૧૯
"સૃષ્ટિ વિશે તપ, ને અજ", નવ નામ પ્રજેશ,
ધર્મ–જગન–મનુ પાલવા વળી દેવ નરેશ, ૧૨૦

સંહરવા હરિ સર્વ વળી અસુર અધર્મ,
એહ વિભૂતિ ઈશની કહું શક્તિ પરમ. ૧૨૧
એ તો સઙ્ક્ષેપે કહ્યું. કેહવા વિસ્તાર
બીજો સમરથ મેં નથી એહવું ઉચ્ચાર. ૧૨૨

વિષ્ણુ તણા વીરત્વ તણી ગણનાને કરવા
કોણ સમરથ સાંભળ્યો ગુણસાગર તરવા ? ૧૨૩
પરમાણુ પૃથ્વી તણા; તેહને ગણે કોય;
વિષ્ણુના વીરત્વ ગણે, નથી સાંભળ્યા સોય. ૧૨૪

જે વિષ્ણુ ત્રૈવિક્રમે અતિ અદ્ભુત ગાયો,
ચરણવેગ કહી નવ્ય હણ્યો; સત્યલોક પલાયો. ૧૨૫
કમ્પમાન પદવેગથી ભય પામી પલાયો,
ચરણવેગ સ્તમ્ભી રહ્યે સત્યલોક ટૂં સાહ્યો. ૧૨૬
અનિ–પરમાણે સાંભળ્યું એહવું વીરત્વ જેહનું.
કોણ ગણે ગુણરાશનું સઙ્ખ્યાપદ તેહનું ! ૧૨૭

માધવની માયા તણો હું પાર ન જાણું.
તાહરા અગ્રજ ન લહે; અન્ય કોણ પ્રમાણું ? ૧૨૮
દશશત મુખ જે શેષ, તે જેહના ગુણ ગાતો,
અદ્યાપિ હરિગુણ તણો તોહે પાર ન જાતો." ૧૨૯

'જે કો ગુણ જાણે નહીં તો ક્યમ ઉચ્ચાર ?'
બ્રહ્મા કહે, "નારદ ! સુણો એ કામ્ય વિચાર— ૧૩૦
જેહને એ કરણા કરે ભગવાન અનન્ત,
કપટ-રહિત સર્વાતમા-પદ-સેવે સન્ત. ૧૩૧

દેવમાયા દુસ્તર તરે, જેહને અહમ્મતિ નાવે;
શ્વાન-શિયાલનું ભક્ષ જે આ દેહ કહાવે. ૧૩૨
અન્તર્જ્ઞાન-અભાવ છે, તોહે માયા જાણે,
એહવા સન્ત અનન્ત છે," ત્રણ્ય શ્લોકે વ્યખાણે. ૧૩૩

"યોગમાયા જગદીશની હું જાણું એક.
શિવ જાણે, જાણો તમ્યો, પ્રહ્લાદ વિવેક, ૧૩૪
સ્વાયમ્ભુવ મનુ ને તથા શતરૂપા નારી,
મનુના પુત્ર પ્રિયવ્રતાદિક આનન્દકારી, ૧૩૫

પ્રાચીન-બર્હિ ને ઋભુ, અઙ્ગ ને ધ્રુવ જેહ,
યોગમાયા યદુનાથની સહૂ જાણે તેહ. ૧૩૬
ઇક્ષ્વાકુ ને એકલવ્ય છે મુચુકુન્દ વિદેહ,
ગાધ્ય, રઘુ, અમરીષ, ગય નામે જેહ, ૧૩૭

સગર, નિઘુષ, માન્ધાતા ને શતધન્વા નામ,
અલર્ક ને રન્તિદેવ, જે ભીષ્મ અભિરામ, ૧૩૮
રાય દિલીપ અને વલી બલિરાજા જેહ,
યોગમાયા જગદીશની સહૂ જાણે તેહ. ૧૩૯

સૌભરિ, ઉત્તઙ્ક ને શિબિ, દેવલ, પિપ્પલાદ,
સારસ્વત, ઉદ્દવ, પરાશર, ભૂરિષેણુ-આદ, ૧૪૦

બીજા શુક, હનુમન્ત ને વિભીષણ એવ,
આર્ષ્ટિષેણ, વીર વિદુર, છે શ્રુતદેવ; ૧૪૧
किम्बहुना ? સત્સઙ્ગથી સર્વેકો જાણે."
બ્રહ્માજી નારદ પ્રત્યે એ વાત વિખાણે— ૧૪૨

"દેવમાયાને તે તરે, જાણે તેહ,
નારાયણના ભક્તના વિદ્યાર્થી જેહ. ૧૪૩
સ્ત્રી ને શૂદ્ર, શમ્બર તથા પાપી પ્રાણી,
તિર્યગ જન માયા તરે સત્સઙ્ગે જાણી; ૧૪૪
તો બ્રાહ્મણ જે માયા તરે, તેહમા શું કહેવું ?
હવે બ્રહ્મરૂપ ભગવાનને, સુણ્ય, નારદ ! એહવું. ૧૪૫
શાન્તરૂપ નિર્ભય સદા પ્રતિબોધ સત્ત્વ,
शुद्धं समं सत् परं પરમાતમ-તત્ત્વ. ૧૪૬
શબ્દ ન જાણે જેહને પરમાતમ-ધામ,
માયા લાજે જે થકી ઊફરાટી આમ. ૧૪૭
પરમપુરાણ ભગવાનનું પદ તે પરમાણ્યું.
બ્રહ્મ, સનાતન સુખ સદી, ગતશોક વિખાણ્યું." ૧૪૮

કહે, 'એહવા ભગવાનમાં મન નિયમ્યું જેણે,
કૃત્ય કરાં સાધન મિષે નવ્ય કરવું તેણે ?' ૧૪૯
"મોટા મુનિ કરે ભગવાનમાં ગત્ય;
અભેદનું સાધન તજે; ન કરે કાંઇ કૃત્ય." ૧૫૦

'સાધનથી જે પામી છે તન્મયતા શાન્તિ,
તે માટે સાધન ત્યજે,' ત્યાં કહે દૃષ્ટાન્ત— ૧૫૧
"મેઘસ્વરૂપી ઇન્દ્ર જે વ્હેતો જલપૂર
કૂપ ખણ્યાનું ખણેતરું ત્યજી મૂકે દૂર." ૧૫૨
હવડાં કહે, "તે બ્રહ્મથી પેલો પરધાન.
સર્વ કામ-દાતા પ્રભુ સેવો ભગવાન. ૧૫૩

તે પ્રભુ સહૂ કલ્યાણનો દાતા ભગવાન.
જેથી સર્વ સત્કર્મની ઉત્પત્તિ-માન. ૧૫૪
કહેશો, ' કર્ત્તા કર્મનો મૃત્યુ પામે દેહ,
સ્વર્ગાદિક ફલ ભોગવો. કોણ એહ્મા એહ ?' ૧૫૫

ભૂત-વિયોગી દેહ ત્યા એહ મિથ્યા હોય.
પણ્ય ગગન-તુલ્ય એ આતમા અવિનાશી ન્હોય." ૧૫૬
અધુના અધ્યા ત્રણ્યનો જે અર્થજ એવ,
તેહ્‍ને સઙ્ક્ષેપે કરી કહે છે શુકદેવ ( ? બ્રહ્મદેવ )— ૧૫૭

[ "તે આ ટૂંક તને કહ્યુ હરિનૂં વર્ણન,
જે ભગવાન સ્વયં રચ્યા વિશ્વના ભાવન. ] ૧૫૮
કારણ ને કારય કહ્યા લઘુ દીરઘ વસ્તુ,
ઇશ્વરથી અલગા નથી હરિરૂપ સમસ્ત." ૧૫૯

તો તા કારણ-કાર્યનો વિકારજ વળગો—
" કારણ-રૂપ કહ્યો હરિ, કાર્યથી અલગો. ૧૬૦
એ મેં તુઝને ઉચરયૂં. અતિ આદર ગખ્યું.
ભાગવત-નામે વસ્તુ તે ભગવાને ભાખ્યું. ૧૬૧

સઙ્ગ્રહ સર્વ વિભૂતિનો ભગવદ્ગુણ-સાર;
નારદજી ! એ તો તમ્યો કરજ્યો વિસ્તાર. ૧૬૨
એમ વિચારી વર્ણવજ્યો જ્યમ માણસ કેરી
પ્રગટે શ્રીભગવાનમા ભક્તિજ ઘણેરી. ૧૬૩

અખિલ લોક-આધાર જે હરિમા હિતકારી,
જે સંવ્વર્ણને પ્રગટે, ભગતિ ભવ-હારી. ૧૬૪
લીલા-પ્રધાને કરી વર્ણવજ્યો સત્ત્વ,
ભક્તિરહિત રખ્યે તમ્યો કહો કેવલ તત્ત્વ! ૧૬૫

તો કહેશો, ' માયા વલી માયામય બન્ધ,
તો શાહ્‍ને વર્ણન કરો ? ' સુણ્ય તેહ સમન્ધ: ૧૬૬

એ ઇશ્વિરની આણ ને વરણવતો માયા
શ્રદ્ધા ધરીને સાભલે, મનસા વાચક-કાયા, ૧૬૭
તેહનું મન માયા થકી નવ્ય મોહજ પામે.
હરિલીલા મ્હામોક્ષને આપે; અઘ વામે." ૧૬૮
**દ્વિતીયે-ભાગવતે** ઇતિ સપ્તમ અધ્યાય,
બ્રહ્માનારદ-ગોષ્ઠીનો જેહમા મહિમાય. ૧૬૯
શ્લોક થયા અધ્યા વિશે ત્રેહૂપન શુભ પેગ્ય.
રત્ન કહે, યત્ને કરયા પદ સો-સિત્યેરચ. ૧૭૦
૬૭૧

**इति श्रीभागवते महापुराणे द्वितीयस्कन्धे ब्रह्म-नारद-सम्वादे सप्तमोऽध्यायः ॥ ७ ॥**

---

### અષ્ટમ અધ્યાય

नारदाय यदाख्यात ब्रह्मणाद्भुतकर्मणा ।
नानावतारकं कृष्णं ब्रह्मरूपमहं भजे ॥ १ ॥

'તનુ-સમાન લસે શિવ-જનમા, ઇતિ વિચારી પરીક્ષિત અષ્ટમાં,
બહુ પુરાણુ-સમ-ધર્જ પૂછતા, શુકજી તે પદુ પાતક લૂંછતા. ૨
"બ્રહ્મા કહે નારદને વિચારી, 'વિસ્તાર એહનો કરજ્યો વિચારી.'
વિસ્તારનું જે કરવું અનૂપ, પુછે હરિને હરિભક્ત ભૂપ— ૩

राजोवाचः— [ રાગ-રામગ્રી ]

પરીક્ષિત પુછે, "સુણો, શુકદેવજી ! વિધિયે પ્રેરયા નારદ એવજી.
નિર્ગુણ હરિના ગુણ જે પુણ્યજી, જેહને જેહને ભાખ્યા મુન્યજી;
દિવ્ય દર્શન નારદ એવજી, તેહની વાણ્ય કહો, શુકદેવજી ! ૪

ઢાલ—શુકદેવ ! તે વાણી કહો, જાણવા ઇછૂં જેહ.
તત્ત્વવેદીને વિશે તમ્યો શિરોમણ્ય છો એહ, ૫

અદ્‌ભુત-વીરય વિષ્ણુ કેરી કથા કહિયે જેહ,
ભક્તિભાવન પરમ પાવન મહામઙ્ગલ તેહ. ૬
મહાભક્તયે એક વિષ્ય હરિ અખિલ આત્મા માંહ્ય,
નિઃસઙ્ગ મને નિવેશી મૂકું કલેવર આહ્ય. ૭
જે સુણે શ્રદ્ધાયે કરીને ચરિત હરિના ગાય,
સૂક્ષ્મ કાલે શ્રીહરિ તેહ્‌ને પ્રવેશે મન માંહ્ય ૮
કર્ણરન્ધ્રે પ્રવેશી નિજ-ભક્ત-અન્તઃકરણ્ય,
હરે મલ હરિ, યથા શરદે ઉદક ઉજ્જ્વલ-વર્ણ. ૯
ધૌત-આત્મા પુરષ વર્તતો કૃતારથ થૈ સાર,
શ્રીકૃષ્ણના પદમૂલને તાં ન મૂકે નિરધાર. ૧૦
ત્યજી સઘલા કલેશ-આદિક, રાગદ્વેષી કામ,
હરિચરણને ન મુકે, જ્યમ પથિક પામ્યો ધામ.'' ૧૧
ઇમ શ્રવણોત્સુક્તા કહીને પરીક્ષિત પાવન્ન,
સન્દેહ સઘલા અર્થનો પૂછતો નિર્મલ-મન્ન— ૧૨
" હે બ્રહ્મ ! આ જે જીવ તે તો અધાતુ ક્‌હેવાય,
ધાતુ જે મ્હાભૂતમાં સમ્બન્ધતા કયમ થાય ? ૧૩
દેહનો આરમ્ભ એહ્‌નો ધાતુથી તાં હોય.
તે સ્વભાવે કે કાલ-કર્મે થકી કહિયે સોય ? ૧૪
તે યથારથ જાણો તમ્યો, તે માટ્ય કહિયે ક્ષેમ.
જો દેહનો આરન્ભ એહ્‌ને નથી, કહિયે એમ, ૧૫
તો જેહ ઇશ્વિર, તેહ પણ [છે] દેહધારી કૃષ્ણ,
તો જીવ-શિવમા કરયો અન્તર ?" ત્યહાં પૂછે પ્રશ્ન— ૧૬
" જેણે કરીને લોક સર્જ્યાં; કમલ એહ્‌વું જેહ,
ઉદર જેહ્‌ના થકી પ્રગટ્યૂં, પરમ પુરષ તેહ. ૧૭
દેહનો આરમ્ભ એહ્‌વા ઈશને કયમ્ યોગ્ય,
યથા લૌકિક પુરષ જેહ્‌વો પૃથક અઙ્ગ-વિભાગ ? ૧૮

"જીવ ને ઇશ્વર વિશે છે એટલોજ વિશેષ
જેહના અનુગ્રહ થકી બ્રહ્મા સૃજે સૃષ્ટિ અશેષ ૧૯
નાભિ-પઙ્કજ થકી પ્રગટ્યા વિરઞ્ચિ નિરધાર,
જેહના અનુગ્રહ થકી જેહનૂ રૂપ દીઠૂ સાર, ૨૦
તેહ ઇશ્વરને ઘટે ક્યમ દેહનો આરમ્ભ ?"
હવે બીજો પ્રશ્ન પૂછે પરીક્ષિત ગત-દમ્ભ— ૨૧
"વિશ્વની ઉત્પત્તિ, પ્રલયનો સ્વયં કર્તા જેહ,
સકલ-જન-મન-ગુહા સૂતો ત્યજી માયા તેહ ૨૨
સ્વયં માયા તણો ઇશ્વર, સુએ જેણે ઠામ્ય,
તે 'મુનિ' મુઝને કહો" વળી પ્રશ્ન પૂછ્યૂ આમ— ૨૩
"પુરુષને અઙ્ગે કરીને લોક કંપ્યા એહ.
લોકે કરીને અઙ્ગ એહના સુણ્યા," એહવૂ જેહ, ૨૪
કરયા સંશય-વિપર્યયથી પ્રશ્ન પૂછ્યૂ રાજન,
હવે અણજાણ્યા ઘણા એક અર્થ પૂછે અન્ય— ૨૫
"જેટલો મ્હાકલ્પ ને વળી લઘુ કલ્પજ હોય,
(તેહના) કાલનૂ અનુમાન મુઝને કહો, શુકજી 'સોય ૨૬
વર્તમાન, ભૂત, ભવિષ્યનૂ કહો કાલમાન મહાન
દેવ, પિત્ર, મનુષ્યના આયુષનૂ કહો માન ૨૭
પ્રવૃત્તિ કહી કાલની લઘુ દીર્ઘ લક્ષણવન્ત,
કર્મની ગતિ જેટલી જેહવી કહીયે સન્ત ૨૮
કર્મ જેણે પ્રકારે ભોગવે જે કો જીવ,
ગુણ કહીયે જીવને ગુણમત્ત્વ-આદિ અતીવ ૨૯
કર્મનો સમુદાય ક્યમ પરિણામ પામે સોય ?
કર્મ ક્યહારે કરે મ્હેવા ? અધિકાર કેહવો હોય ? ૩૦
પૃથ્વીને પાતાલ, દિશ, આકાશ ને નક્ષત્ર,
શૈલ, સરિતા, દ્વીપ, સાગર તણો સમ્ભવ તત્ર.

બાહ્ય આભ્યન્તર કહો બ્રહ્માણ્ડનું પરિમાણ.
મોટા તણું ચારિત્ર્ય, પ્રકૃતિ-વર્ણન-આશય, જાણ્ય. ૩૨
આશ્ચર્યરૂપી કહો હરિ-અવતાર-ચારિત્ર્ય પરમ.
યુગ કહો, યુગમાન કહો, યુગ યુગ તણા કહો ધર્મ. ૩૩
સર્વ નરનો ધર્મ સાધારણ કહો, શુકદેવ!
વર્ણ-આશ્રમ-બન્ધ-મર્મ-વિશેષ કહિયે એવ. ૩૪
વ્યવહાર વ્યાપારી તણા ને પ્રજાપાલક-ધર્મ.
કષ્ટ-આપત વિશે જીવે, કહો તેહનાં કર્મ. ૩૫
તત્ત્વની સઙ્ખ્યા કહો; ને કહો તત્ત્વ-સ્વરૂપ.
બહુ કાર્ય-મધ્યે હેતુ-રૂપે કહો લક્ષણ-રૂપ. ૩૬
દેવપૂજા તણો વિધિ, અષ્ટાઙ્ગ યોગ-પ્રકાર,
અધ્યાત્મનો મારગ કહો, શુકદેવજી! સુવિચાર. ૩૭
ઐશ્વર્ય યોગીશ્વર તણા, અણિમાદિ સિદ્ધિ-સ્થાન,
કહો યોગેશ્વર તણા કૈવલ્ય-પદ-ગતિ-માન. ૩૮
વેદ ને ઉપવેદ કેરા ધર્મ કહિયે, સ્વામ્ય!
ઇતિહાસ પુરાણ કેરી ગતિ કહો અભિરામ. ૩૯
કહો ઉત્પત્ત્ય ભૂતની; સ્થિતિ તથા પ્રલય પ્રમાણ.
ઇષ્ટ કહિયે કર્મ વૈદિક; પૂર્ત સ્મારત જાણ્ય. ૪૦
કામ્ય કર્મજ અગ્નિહોત્રાદિક તણો વિધિ એવ.
વર્ગ ત્રણ્ય તણો વિધિ, મુઝને કહો, શુકદેવ! ૪૧
જીવ સહુની સૃષ્ટિ કહો; પાખણ્ડ-સમ્ભવ-નામ.
બન્ધ-મોક્ષ-વર્જિત જીવનું કહો સ્વરૂપે સ્વસ્થાન. ૪૨
જેમ આતમમાયા વડે આતમ-તન્ત્ર શ્રીભગવાન,
હું શરણ પામ્યો તમારૂં. તત્ત્વાર્થ કહિયે, સ્વામ્ય! ૪૩
તમ્યો કહેશો, 'ન જાણું હું', તમ્યો પૂછ્યું જેહ,'
તે કામ્ય સાભલ્યજો, પ્રભુ! હું કહું નિઃસન્દેહ. ૪૪

એ પ્રશ્ન-ઉત્તર તણા જ્ઞાતા સ્વયં શ્રીભગવાન,
ભગવાનથી બ્રહ્મા ભણ્યા. તે થકી નારદ માન. ૪૫
નારદે કહ્યું વ્યાસને. તે કહ્યું તમને વ્યાસ.
તમે તે જાણો સહી; તે માટ્ય મુજ વિશ્વાસ. ૪૬
તમ થકી જે અન્ય તે તો ગતાનુગતિક હોય,
તત્ત્વવિદ કો નથી, માટે તમ્યો કહેવું સોય. ૪૭
તમારે ઉપદેશ કરવો, સુણો તેહનો ન્યાયઃ
પૂર્વજે જે આચર્યું તે કરે, સુત કહેવાય. ૪૮
કહેશો, 'તમ્યો ઉપવાસી ને દ્વિજશાપ-આકુલ મન,
શ્રવણ ક્યમ કરશો તમ્યો ?' ત્યાં કહું સુણ્ય, મુનિજન ! ૪૯
વિપ્ર કોપ્યા વિના કેવલ ક્ષુધાએ, શુકદેવ !
પ્રાણ માહરા ત્યજ્યે, તે હામ્ય, સુણજ્યો એવ. ૫૦
શ્રીકૃષ્ણ-કીર્તિ-રૂપ-અમૃત-પાન કરતા એવ,
શાપ પામી પ્રાણ માહરા ન નાશે, શુકદેવ !" ૫૧

સૂત ઉવાચઃ—

સૂત કહે, શૌનક ! સુણો, ઇમ પ્રશ્ન પૂછ્યું રાય.
સત્યપતિ શુકદેવ કહે, "હું કહિશ હરિ-મહિમાય." ૫૨
તે સભામધ્યે વિષ્ણુરાતે કહ્યાં જેહ વચન,
તે સુણીને બ્રહ્મરાતજ થયા અતિ પરસન. ૫૩
પછે ભાગવત નામે કહ્યું એહજ બ્રહ્મ-પુરાણ.
ભગવતે બ્રહ્માને કહ્યું, જે બ્રહ્મકલ્પે, જાણ્ય. ૫૪
પાણ્ડુ-પુત્ર પરીક્ષિતે તો પ્રશ્ન કીધાં જેહ,
અનુક્રમે શુકદેવ કહેતા હવા સર્વે તેહ. ૫૫
શ્રીભાગવત ભગવન્ત-કીર્તિ ચોવિશ જે અવતાર,
તે સર્વની કથા માંહે કીધો સર્વ વિસ્તાર. ૫૬
ઇતિ ભાગવતે દ્વિતીયસ્કન્ધ-મધ્યે પ્રશ્ન-પ્રકાર,
અષ્ટ અધ્યાય પૂર્ણ, એતાં પ્રશ્ન-પ્રેરણ-વિચાર. ૫૭

શ્લોક ઓગણત્રીસ અધ્યા વિશે ભાખ્યા ભિન્ન,
રત્ન કહે, યત્ને કરયા પદ સુભગ સત્તાવન. ૫૮ / ૭૨૯

इति श्रीभागवते महापुराणे द्वितीयस्कन्धे प्रश्नविधि-
नामाष्टमोऽध्याय. ॥ ८ ॥

---

## નવમ અધ્યાય

परीक्षिता पृष्टमदृष्टपूर्वं यत्प्रश्नमाद्य च जगाद दिव्यम् ।
शुको मुनिर्भागवतं पुराण तमादिदेवं मनसा नमामि ॥१॥

કહેતા હવે ઉત્તર પ્રશ્ન કેરા, કહ્યો કેશવે તે વિધિને ઘણેરા,
કહેતા હવા તે શુકાચાર્ય જાણું, નવમે કહે ભાગવત્તી-પુરાણું. ૨

### રાગ કેદારો

અષ્ટમ અધ્યા માહે, પરીક્ષિતે પ્રશ્ન કરયૂં ત્યાહે
" જીવ ને શિવ દેહ-સમન્ધજ કયમ કેરે રે ? ૩
જીવ અધાતુ છે સદા દેહ સધાતુ સર્વદા."
તેહ્નો ઉત્તર શુકજી ઉચ્ચરે રે ૪

ઢાલ-તેહ્નો ઉત્તર શુકજી બોલ્યા, "સુણ્ય, પરીક્ષિત રાજન !
આત્મ-જીવ હરિ કેરી માયા, તે પાખે નથી અન્ય. ૫
નહીં તો પરમાત્મા અનુભવમય, તેહ્ને પરગટ બન્ધ;
દરય પદારથ દેહાદિકની સાથે શો સમ્બન્ધ ? ૬
સંસારજ સ્વપ્ન તણી દૃષ્ટિને ન ઘટે (સ્વપ્ન) દેહ-સંમ્બન્ધ;
ત્યમ એહ્ને સંસારજ મિથ્યા-માયા-બન્ધન અન્ધ. ૭
બહુરૂપી માયાથી એહ્ના ભાસે છે બહુ રૂપ,
બાલ-યુવાન-સુર-નર-તિર્યક ભાસે રૂપ અનૂપ. ૮

માયાના ગુણ દેહાદિકમા રમતો વિસયજ વિશે
'માહરૂં' 'તૂ' 'હ' મિથ્યા માને અનેક રૂપે દીસે. ૯
એ માટે વા ભક્તિયોગથી ગુણનો નાશજ થાય
ત્યારે તો મોક્ષે પણ્ય ન ધરે," એમ કહે મહિમાય— ૧૦
"જ્યાહરે એ નિજમહિમા-માયા કાન થકી પરરૂપ, •
મોહ તજીને તે મહિમામા રમશે, સાભળ્ય, ભૂપ ! ૧૧
ત્યાહરિ બેહ એ 'માહરૂ,' બાળી, બન્ધ-મોક્ષને ટાલી,
આતમ-રૂપ થઈને રહેશે પૂરણ-રૂપે વાલી." ૧૨

પ્રથમ કહ્યુ, 'પરમેશ્વરને પણ્ય દેહસમન્ધ વિચારે.
નર ને હરિમા દેહ-વિચારે, ભેદ ન ભાસે ત્યાહરે, ૧૩
તો તેહની ભક્તિ કરી માણસ મોક્ષજ પામે ક્યમ્મ,
જેહને ઉદરે પદ્મ થયૂ ?' ત્યહા કહે છે ઉત્તર ત્યમ્મ— ૧૪
"એ જીવને તત્ત્વજ્ઞાન થવાને ભગવાને તે ભાખ્યૂ
બ્રહ્માને દેખાડ્યૂ ચિન્મય રૂપ સત્યતા-ગાખ્યૂ ૧૫
નિશ્ચય તપ સાધી બ્રહ્માયે સેવ્યા શ્રીભગવાન.
'તપ-આદિ સાધન કરી માહરૂ ભજન કરો સાવધાન' ૧૬

અભિપ્રાય એ શ્લોક તણો, તે સાભળ્ય, ભૂપ ' સમન્ધ
એહ જીવને આત્મ-અવિદ્યા મિથ્યા દેહસમન્ધ. ૧૭
ઈશ્વરને તો યોગમાયાયે ચિન્મય લીનાદેહ
જીવ એહને ઈશ્વર જોતા ને મોટો અન્તર એહ ૧૮
તે માટે ભગવતને ભજને મોક્ષ-પ્રાપ્તિ નિરધાર."
એકજ ભગવદ્-ભજને તત્ત્વ-જ્ઞાન કહેવા માર, ૧૯
બ્રહ્માને તે તત્ત્વજ્ઞાન તે પરમેશ્વર-પરસાદે,
એમ જાણવા ઇતિહાસ જયારે શુકજી આદે— ૨૦
"આદિ દેવ તે જગદ્-ગુરુ વિધિ ભક્તિ-ગુણ-ઉપદેશી,
કમલે બેસ પાર ન પામ્યા જાતા જનમ પેઠી, ૨૧

'કોણ ઉપાયે વિશ્વ રચું હું ?' એમ વિચારી જોતે,
તેહ ઉપાય ન દીઠો જેણે વિશ્વ રચે વિધિ પોતે. ૨૨
એમ વિચાર કરે એહવામા શબ્દ સુણ્યો જલ માહે,
બે અક્ષર બે વાર કહ્યા તે સુણ્યા સમીપે ત્યાહે. ૨૩
વ્યાકરણે જે સ્પર્શ કહ્યા છે ક–આદિક અપાર,
ષોડશમો એકવિંશતિતમો ત્યહા તકાર ને પકાર. ૨૪
એ બે અક્ષર દીન અકિઞ્ચન મુનિનૂં ધન કહેવાય
'તપ, તપ,' એહવી વાણી વિધિયે શ્રવણે ધારી, રાય ! ૨૫

વચન સુણી તેહના વક્તાનૂ વદન–વિલોકન મન;
અરૂપરૂ અવલોકી જોતા કોય ન દીઠૂં અન્ય. ૨૬
સ્વ–સ્થાનકચ આવી તે વાણી હિત જાણી અનુસરવા,
પ્રત્યક્ષે પ્રેરયાની પેરચે મન કીધૂ તપ કરવા. ૨૭
વલતા બ્રહ્મા અખિલ લોકનૂ પરિતાપન–પરકાશ,
સહસ્ર દેવના વરસ લગી તપ કીધું વચન–વિશ્વાસ ૨૮
સફલ દૃષ્ટિ કમલાસન કેરી; જીત્યા મન ને વાય;
જ્ઞાનેન્દ્રિય ને કર્મેન્દ્રિય બે જીત્યા મ્હામહિમાય. ૨૯

તપના કર્તા–મધ્ય વિધાતા મહાતપસ્વી જાણ.
એહવૂં તપ આચરતા વિધિને સત્ય પ્રમાણી વાણ્ય. ૩૦
તે બ્રહ્માને તપ આરાધ્યે શ્રીભગવાન પ્રસન્ન
નિજસ્થાનક વૈકુણ્ઠ તણું તા દેખાડ્યૂ દર્શન. ૩૧
જેથી અન્ય નહી કો ઉત્તમ," વર્ણન પામે શ્લોક—
"જ્યહા રોગ નહી, અવિવેક નહી, ને ન મલે ભય ને શોક. ૩૨
ઇશ્વરદર્શનના અધિકારી વૃટે વિશુધ જે ૯
શ્રીપતિ–સેનાના અભિ' નહીં એ ૩૩
નથી જ્યહા રાજસ મસ્ય
શુદ્ધ તત્ત્વ શોભે તે રે પે

નથી જ્હાં માયા, તો બીજા જે રોગ લોભ, તે કુત્ર,
સુર અસુર સેવતા હરિના પાર્ષદ શોભે યત્ર ? ૩૫
શ્યામ અમલ–તેજોમય પઙ્કજ–લોચન શોભા સાર,
પીતામ્બર અતિ સુન્દર શોભે, સરસ અઙ્ગ સુકુમાર. ૩૬
સર્વ ચતુર્ભુજરૂપ વિરાજે; ઉજ્જ્વલ મણિ–આભરણ.
પોંચી પદે વિરાજે; છાજે અતિશે ઉત્તમ વર્ણ. ૩૭
વૈદૂર્ય પરવાલ મૃણાલે કોમલ કાન્તિ અપાર.
ઝલકે મુગટ મનોહર કુણ્ડલ, વદન વિરાજે સાર." ૩૮
પાર્ષદનૂં વર્ણન કરી પુનરપિ, વલી વિખાણે લોક—
"સિદ્ધ તણાં જે ઊપરચ શોભે વિમાન ભઞ્જન–શોક, ૩૯
અતિ સુન્દર સુન્દરી–છબીથી જે વૈકુણ્ઠ–પ્રકાશ,
મેઘ–અભ્ર–દામિનીયે દીપિત જ્યમ શોભે આકાશ, ૪૦
રમા રમે જ્હાં મૂરતવન્તી; સેવે શ્રીપતિ–ચરણ,
વિભૂતિનો વિસ્તાર કરન્તી અનેક વિધ્ય આભારણ, ૪૧
તે વૈકુણ્ઠ વિષે હરિ દીઠા સત્ત્વપતિ શ્રીનાથ;
યજ્ઞપતિ ને જગત્પતિ પ્રભુ–સેવક સઘલા સાથ. ૪૨
સુનન્દ, નન્દ, પ્રબલ ને અર્હણ, એહવા પાર્ષદ મુખ્ય,
તે સર્વે હરિ–સેવા કરતા રહ્યા સનાતન–સૌખ્ય. ૪૩
સેવકને પરસન્ન થવાને સુન્દર સન્મુખ હાસ્ય:
અમૃત–વૃષ્ટિ સરીખી દૃષ્ટિ, અરુણનયન સુવિશાલ. ૪૪
કુણ્ડલ મુગટ મનોહર શોભા, પીતામ્બરધર દેવ,
ચારુ ચતુર્ભુજ લક્ષ્મી જેહને વૃક્ષ વિરાજે એવ. ૪૫
સુન્દર સિંહાસન પરચ બેઠા પોતે પુરુષ પુરાણ.
ચ્યાર, પઞ્ચ ને સોલ શક્તિયે વીંટયા વિભુ નારાણ. ૪૬
પ્રકૃતિ, પુરુષ, અહઙ્કાર, મહત એ ચ્યાર; પઞ્ચ મહાભૂત:
એકાદશ ઇન્દ્રિય, તન્માત્રા, સોલ શક્તિ અદ્ભુત. ૪૭

અન્ય સ્થલ અસ્થિરા એહના ભગથી યુત ભગવાન.
ભગના નામ ષટ્ પદ, સાભળ્ય, હે પરીક્ષિત રાજન ! ૪૮
વીર્ય સકલ, ઐશ્વર્ય સકલ ને યશ નો શ્રીય સમગ્ર,
જ્ઞાન, તથા વૈરાગ્ય સકલ તે ભગ નામે ષટ અગ્ર ૪૯
પોતાના ધામ વિશે તે રમતા, પૂરણ પરમાનન્દ.
તે માટે ઈશ્વરતા આપે જે હરિનો સ્વચ્છન્દ. ૫૦
તેહના દર્શનને ઉત્સાહે વ્યાપ્યૂ જેહનૂ મન્ન,
રોમાઞ્ચિત હિત પૂરણ પ્રેમે અશ્રુ-સહિત લોચન, ૫૧
વિશ્વસૃજે કીધો કેશવને ચરણામ્બુજ-પરણામ,
જે પદ પામે પરમહંસ જે જ્ઞાનમાર્ગ, એ ધામ. ૫૨
પ્રસન્ન થૈ ઊભા પદ્માસન પ્રજા સર્જવા અર્થ;
જગદીશે નિજ શાસન કરવા દીધા દેવ સમર્થ. ૫૩
કરનો સ્પર્શ કરી કેશવજી બોલ્યા મન પ્રસન્ન,
હાસ-વિનાસ-વિરાજિત વાણી વલ્લભ અન્યોઅન્ય ૫૪
'વેદગર્ભ !' એણે સમ્બોધન ઉચ્ચરિયા મન-વેદ—
'મહાતપે સન્તોષ્યો તે હૂ પ્રહવા સૃષ્ટિ-ભેદ. ૫૫
કપટ-યોગીયે કપટ ધરીને હ નવ્ય સન્તોષાઊ;
કપટ-વિવર્જિત જે કો સેવે, તેહને તો વશ થાઊ. ૫૬
માગ્ય, માગ્ય વાઞ્છિત વર, વેધા ! તુઝને છે કલ્યાણ.
વરના દાતા-મધ્યે મુઝને જાણો મુખ્ય પ્રમાણ. ૫૭
સવલા સાધનનો શ્રમ કરવો મુઝ દર્શન લગી, જાણો;
માહરા દર્શન થકી અધિક ફલ નેટ નથી, પરમાણો.' ૫૮
'માહરી કરુણાથી પામ્યો મુઝ લોક તણૂ દર્શન,'
એહવૂ કહેવા કમલાસનને કેશવ કહે વચન— ૫૯
'મનવાઞ્છિત પામ્યા જે માહરા લોક તણૂ દર્શન,
જેહને અર્થે તપ કીધો, મુઝ કરુણા માનો મન ૬૦

તુઝને મેં ઉપદેશ્યું તપ, તૂં કર્મે મોહ્યો જેહ,
તપ તે માહરૂં હૃદય અને હું તપનો આતમ એહ. ૬૧
તપે કરીને સર્જૂં સહુને; તપે કરીને પાળૂં;
માહરૂં દુશ્વર વીર્ય તપ છે, તેથી જમને ટાળૂં.' ૬૨
એમ સુણીને બ્રહ્મા પૂછે; 'આભલ્યજો, પરમેશ !
સર્વ ભૂતના આધિષ્ઠાન છો, બુદ્ધિ વિશે, પરમેશ ! ૬૩
અણુઈચ્છે વિજ્ઞાન્ય કરીને, અન્તર્યામી ઈશ '
સર્વ લોકના મનનૂં કારણ જાણો તૂં, જગદીશ ' ૬૪
તથાપિ, નાથ ! યાચતા મુઝને યાચ્યૂં આપ્ય, પ્રમાણું,
યથા અરૂપી તાહરૂં સૂક્ષ્મ સ્થૂલરૂપ મેં જાણું. ૬૫
યથા આત્મમાયાને યોગે નાના-શક્તિ-સમેત,
સકલ વિશ્વને સરજે, પાલે, સંહારે હરિ હેત. ૬૬
સ્વયં ધરો અવતાર અનેરા બ્રહ્માદિકના રૂપ.
આત્મ આત્મને સર્જો, પાળો ને સંહારો અનૂપ. ૬૭
અફલ-મનોરથ માધવજી ! તૂં ક્રીડા કરતો ત્યમ્મ,
ઊર્ણનાભિ આતમતા ઢાંકે તન્તુ વડે કરી જ્યમ્મ. ૬૮
તે માટે તે વિષયા-બુદ્ધિ મુઝમાં મૂકો, સ્વામ્ય !
સૃષ્ટિ થકી ભય પામી તુઝને કરૂ પ્રાર્થના આમ. ૬૯
તે માટે તમ્યો કરો અનુગ્રહ, જેથી પાવન થાઉં;
સૃષ્ટિ કરન્તા અહઙ્કાર તે વાધે નવ્ય બન્ધાઉં. ૭૦
અહો ઈશ ! તે અન્ય મિત્રનો મિત્ર યથા કો હોય,
કર-સ્પર્શ કરી એણી રીતયે સન્માન્યો છૂ સોય. ૭૧
પ્રજા-સૃષ્ટિરૂપી તુઝ કારય-મધ્ય રહ્યો જ્યહાંસૂધી,
ઉત્તમ-મધ્યમ-અધમ-વિભાગે વ્હેચૂં જન ત્યહાંસૂધી, ૭૨
તાહરા મજ તણી મોટિમથી હૂંય રખે ભ્રમ જાણૂં !
'હૂં કોઇક અજ સ્વતન્ત્ર,' એહવૂં મન્ય અભિમાન ન આણૂં.' ૭૩

એમ સુણી ભગવાન કહે, 'સુણ્ય, બ્રહ્મા ! તુઝને ભાખૂં.
જ્ઞાન પરમ વિજ્ઞાન સહિત મ્હા-ગુહ્યજ તુઝને દાખૂં. ૭૪
શાસ્ત્રોક્ત તે જ્ઞાન કહાવે. અનુભવ તે વિજ્ઞાન.
ગુહ્ય ભક્તિ તે અતિ રહસ્ય; ને શક્તિ-સાધન માન. ૭૫

જ્ઞાન અને વિજ્ઞાન અને વલી સાધનશક્તિ, ભક્તિ,
ચ્યાર પદારથ તુઝને ભાખૂં. મનમાં ગ્રહજે યુક્તિ. ૭૬
હૂંય જેટલો જે વિષ્ય પ્રગટૂં યથા રૂપ-ગુણ-કર્મ,
મદનુગ્રહથી તુઝને એ વિષ્ય જ્ઞાન હજ્યો, વિધિ! પરમ;' ૭૭

એ ઉપદેશ જણાવા સમ્યક ચ્યાર શ્લોક વિખાણે;
ચતુશ્લોકિણિ ભાગવત તે બ્રહ્માને મન્ય આણે— ૭૮
'સૃષ્ટિ થકે પણ્ય પૂરવ કાલે હૂતો હૂં અજ એક.
એહ્‌માં એમ કહૂં, જે મુઝ વિન ન મલે વસ્તુ-વિવેક. ૭૯

સ્થૂલ, સૂક્ષ્મ ને તેહ્‌નૂં કારણ જે કહિયે પરધાન,
એણે રૂપે હૂંજ રહ્યો છૂં; ન મલે અન્યત માન. ૮૦
સૃષ્ટિ તણી પૂઠેં પણ્ય હૂં છૂં; વિશ્વરૂપ પણ્ય હોય;
પ્રલય થયા પૂઠે જે વાધે, મુઝને જાણે તૂંય.' ૮૧

એહ્‌માં એમ કહે, 'જે હૂં તો અનાદિ અનન્ત ભાસૂં;
અદ્વિતીય ને પૂરુષરૂપે એકજ હૂં પરકાશૂં.' ૮૨
પેહ્‌લાં પ્રશ્ન કરયૂં માયાનૂં, આગલ્ય છે ઉપયોગ;
તે માટે બ્રહ્માને ભાખે, માધવ માયા-યોગ— ૮૩

'વાસ્તવ અર્થ વિના જે ભાસે વસ્ત સરીખૂં તેહ,
અધિષ્ઠાન આત્મામાં જોતાં મિથ્યા ભાસે જેહ, ૮૪
તે તાં માહ્‌રી માયા જાણો. ત્યહાં કહૂં દૃષ્ટાન્ત—
સત્યારથ પાંખે [દિખાતાં જે] આણી, તે ભ્રાન્ય; ૮૫
અછતૂં ભાસે સદા ચન્દ્રમા-દ્વય દેખી મન હીંસે;
છતૂં ન ભાસે યથા ગ્રહણમાં, રાહુ છતો નવ્ય દીસે.' ૮૬

રહસ્ય ક્‌હે છે, 'યથા સૃષ્ટિની પૂઠે એ મ્હાભૂત
નાના દેહ વિશે પેઠા પણ્ય અણુપેઠા અદ્‌ભુત. ૮૭
પ્રત્યક્ષે દીસે છે, માટે પેઠા સરખા ભાસે.
પરમારથ જોતા અણુપેઠા. (પણ્ય) એહ્‌વો અર્થ પ્રકાશે. ૮૮
શા માટે? જે પેહ્‌લા સૂક્ષમ કારણરૂપે હ્‌તા,
તેહ્‌ને નાશે નાશ ન એહ્‌નો, રહે અનાદિ અછૂતા. ૮૯
(તથા) હૂં એ તેને ભૂત અને વળી ભૌતિક દેહે પેઠો;
તત્ત્વ-વિચારે પેઠો છૂં પણ્ય અણુપેઠો ર્‌હો એઠો. ૯૦
એહ્‌વી માહ્‌રી સત્તા છે. જે ક્‌હો, તે સાભલ્ય અર્થ.'
વળી રહસ્ય-અર્થ ભાખે હરિ. સુણજ્યો સર્વ સમર્થ— ૯૧
'આતમતાનૂં તત્ત્વ જાણવા જે કો ઈછે જન,
તેણે એમ વિચારી જોવૂ,' એમ કહે ભગવાન. ૯૨
'જેહ્‌ને સત્ત્વે સત્ત્વ જેહનૂં, અન્વય કહિયે તેહ્‌ને.
જેહ્‌ને નાશે નાશ જેહ્‌નો, વ્યતિરેક ક્‌હે એહ્‌ને. ૯૩
જાગ્રદ-આદિ અવસ્થા-કારણ સાક્ષિરૂપ છે જ્યાહ્‌રે,
કારણ-મધ્યે કારણતા, આત્માનો અન્વય ત્યાહ્‌રે. ૯૪
કારજ્યથી અનગો એ આતમ-કારણરૂપે એક,
સમાધિ-આદ્ય અવસ્થા-મધ્યે સર્વ થકી વ્યતિરેક ૯૫
અન્વય ને વ્યતિરેક આતમા સદા સર્વદા પુણ્ય
આતમ-આભાસે સહ્ ભાસે અન્યાતમતા-શૂન્ય.' ૯૬
બ્રહ્માયે માગ્યૂં જે, 'કરતા સૃષ્ટિ ન પામૂં બન્ધ'
તેહ પ્રાર્થના પૂરી કરવા પરકાશે સમ્બન્ધ— ૯૭
'ચિત્ત-સમાધ્યે માહ્‌રો મત એ પાવો, પરમેષ્ઠીય'
કલ્પ-વિકલ્પે તમ્યો કદાચિત મોહ ન પામુ કહીંય." ૯૮

શુક ઉવાચ—

શુકજી ક્‌હે, "સાભલ્ય, પરીક્ષિત! એમ ક્‌હે ભગવાન.
બ્રહ્મા જોતા આતમરૂપે પામ્યા અન્તર્ધાન. ૯૯

અન્તર્હિત છે રૂપ જેહનું એહવા જે અવિનાશ,
સર્વભૂતમય બ્રહ્મા તેહને નમસ્કાર કરી પાશ, ૧૦૦
જ્યમ હતૂ ત્યમ સર્જ્યું પાછું, વિશ્વ-વિધાતા આદ્ય.
હવે કહે છે-[એહ પછી થયો] બ્રહ્મા નારદ-વાદ — ૧૦૧

પ્રજાપતિ ધર્મપતિયે ઈચ્છૂ પ્રજા તણું કલ્યાણ,
સ્વારથ-બુદ્ધયે યમ-નયમાદિક આચરતા નિરવાણ. ૧૦૨
બ્રહ્માના સુતમા સપરાણો, નારદ જેહનું નામ,
પિતા તણી તે સેવા કરતો શમે દમે પરણામ. ૧૦૩
માયેશ્વર-માધવની માયા જાણ્યાનૂ મન ધરતો,
મહાભાગવત બ્રહ્માને સ્તવતો દાસભાવ આચરતો. ૧૦૪
પિતા પ્રસન્ન થયા મન્ય જાણ્યા, લોક-પિતામહ જેહ,
તે જે મુઝને પૂછ્યૂ, નારદ પૂછે વિધિને તેહ. ૧૦૫

તે માટે એ **ભાગવત** દશ-લક્ષણ-યુક્ત પુરાણ,
બ્રહ્માને ભગવાને ભાખ્યૂં ચ્યાર શ્લોકે જાણ્ય. ૧૦૬
સઙ્ક્ષેપે ભગવાને ભાખ્યૂ બ્રહ્માને તાં જેહ,
બ્રહ્માયે નારદને કાંઇક વિસ્તારિ કહ્યૂ તેહ. ૧૦૭

સરસ્વતીને તીરે વેદ-વ્યાસ ભણાવ્યા બ્રહ્મ,
નારદજીયે મુનિને કિઞ્ચિત વિસ્તારિ કહ્યૂં પરમ. ૧૦૮
**ભાગવતે** કરીને ભાખ્યા (ત્યહાં) બ્રહ્મ તણા સન્દેહ;
પરીક્ષિતને શુકદેવ કહે છે એક શ્લોકે તેહ : ૧૦૯
"તે પૂછ્યૂ જે, 'વિરાટ નરથી કયમ સરજ્યા આ લોક ?'
બીજા પ્રશ્ન કરયા છે તેહના સંશય કરવા ફોક." ૧૧૦
ઇતિ **ભાગવતે-મહાપુરાણે દ્વિતીયસ્કન્ધ** મોઝાર,
બ્રહ્મા-નારદ-વાદ સમર્પે નવમો અધ્યા સાર. ૧૧૧

શ્લોક થયા જે અધ્યા મધ્યે પૂરેણુ પિસ્તાલીશ,
'રત્ન' કહે, યત્ને કરી કીધા અષ્ટોતર શત, ઈશ ! ૧૨
૮૪૧

**इति श्रीमागवते महापुराणे द्वितीयस्कन्धे ब्रह्म-नारद-संम्वादे नवमोऽध्यायः ॥**

---

## દશમ અધ્યાય

**येन भागवतं नाम ब्रह्मणे ज्ञानकर्मणे ।**
**प्रोक्तं श्लोकचतुष्टयेण तस्मै भगवते नमः ॥१॥**

દશ ભાગવતાખ્યાન-મિષે મુનિ જણાવશે,
પરીક્ષિત-પ્રશ્ન-સન્દેહ-અર્ણ-ભર્ણ જણાવશે ૨

[ રાગ—ગોડી ]

(ચોપાઇ)

દશ લક્ષણુ જે કહ્યૂ પુરાણુ, તે દશ લક્ષણુ કૂહે પરમાણુ.
શુકજી કહે, "સાભળ, રાજન ! કૃષ્ણકથા ભાખૂં પાવન ૩
સર્ગ, વિસર્ગ, જ્યહા છે સ્થાન, પોષણ, ઊતિ, સુણ્ય, રાજન !
મન્વન્તર ને ઈશ્વર-કથા, નિરોધ, મુક્તિ, આશ્રય જથા ૪
તો કૂહેશો, 'દશલક્ષણુ એહ, શે અર્થે ઉચ્ચારયા તેહ ?'
દશમુ લક્ષણુ આશ્રય જેહ, તેહ્નૂં જ્ઞાન થવાને એહ ૫
નવ લક્ષણ જે પેહ્લા કહ્યા, શ્રુતિમારગમા જેહ્વા લહ્યા,
તેહ્ને આખ્યાને સાક્ષાત્, વર્ણવશે દશ-લક્ષણુ-વાત" ૬
સર્ગાદિક દશ લક્ષણુ સ્તવે, પ્રત્યેકે લક્ષણુ કૂહે હવે:
"ભૂત અને તન્માત્રા હોય, ઇન્દ્રિય ને બુદ્ધ્યાદિક સોય. ૭
તેહ્નો જન્મ કહાવે જેહ, સર્ગ તણૂં તા લક્ષણુ એહ.
પરમેશ્વર કર્તાથી ફરી, ગુણુ કેરે પરમાણૂ કરી,

વીરય પુરુષ થકી જે હોય, વિશ્વ ચરાચર પ્રગટે સોય;
**વિસર્ગ** ત્યાં તેનું અભિધાન. **સ્થાન** કહું, સાંભળ્ય, રાજાન ! ૯
સરજ્યાની મર્યાદા ધરી, સર્વ જીવને પાલે હરિ;
વૈકુણ્ઠવિજય કર્યું જે માન, એહનું માન કહાવે **સ્થાન**. ૧૦
સર્વ જીવમાં જે નિજભક્ત, તેહનો જેહ અનુગ્રહ ઉક્ત,
**પોષણ** કહિયે તેહનું નામ. સાંભળ્ય, કહું **ઊતિ** અભિરામઃ ૧૧
**ઊતિ** કર્મ-વાસનાકાર, તેથી વાધે એ સંસાર;
કર્મ-વાસના લીલા જેહ, **ઊતિ** નામ કહાવે તેહ. ૧૨
ઈશાનુગ્રહ-સહિતા સન્ત, મન્વન્તર-સ્વામી માહનન્ત,
તેણે ધર્મ પ્રમાણ્યો જેહ, **મન્વન્તર** તાં કહિએ એહ. ૧૩
નારાયણના જે અવતાર, તેહનાં ચરિત કહાવે સાર;
તેહના અનુવર્તી નર જેહ, તેણે કૃષ્ણકથા કહી એહ; ૧૩
તે તાં ઈશકથા અભિધાન. **નિરોધ**-લક્ષણ સુણ્ય, રાજાન !
આત્મરૂપ તાં હરિ છે જેહ, સુયે યોગનિદ્રામાં તેહ, ૧૪
ઉપાધ્ય શક્તિ-સહિત લય થાય, **નિરોધ**-નામે તે કહેવાય.
અનુરૂપનો એ આભાસઃ-જ્યહાં અવિદ્યાનો અભ્યાસ; ૧૫
એહવું રૂપ તજીને પરમ. સ્વ-સ્વરૂપ તાં પામે બ્રહ્મ;
બ્રહ્મ થઈને રહેવું જેહ, **મુક્તિ**-નામ તાં કહિયે તેહ. ૧૬
સૃષ્ટિ ને વલી પ્રલય-પ્રકાશ, જેથી પામે ઉત્પત્તિ-નાશ,
તે પરમાત્મા પોતે બ્રહ્મ, **આશ્રયરૂપ** કહાવે પરમ. ૧૭
એ દશ લક્ષણ કેરાં રૂપ, વિસ્તારી મેં ભાખ્યાં, ભૂપ!
પ્રગટ કહેવા **આશ્રય-રૂપ**, પરોક્ષે અનુભવથી, ભૂપ!" ૧૮
અધ્યાતમ-આદિકના ભેદ, શ્રીશુકદેવ વખાણે વેદ—

દુહા

"અભિમાની ઇન્દ્રિય માત્ર ને **અધ્યાતમ** જીવ જેહ,
સૂર્યાદિ ઇન્દ્રિય-અધિષ્ઠિત **અધિદૈવ** ત્યાં (પણ) તેહ. ૧૯

અધ્યાતમ-અધિદૈવનો, મધ્યેવર્તી જેહ,
અધિભૂત તેહ્‌ને ઓળખો, ચક્ષુરાદિ છે જેહ. ૨૦

## ચોપાઇ

જીવ, દેવતા, ઇન્દ્રિય જેહ, અધ્યાત્માદિક જાણો તેહ.
ત્રણ્યે પદારથ બોલ્યા જેહ, એક એક વિન મિથ્યા તેહ. ૨૧
દેહ વિના તાં ઇન્દ્રિય ઊન; ઇન્દ્રિય સૂર્યાદિક વિન શૂન્ય;
જીવ વિના સૂર્યાદિક વ્યર્થ; એમ પરસ્પર આશ્રય-અર્થ. ૨૨
સર્વ સચેતન જેથી હોય, તેહ્‌ને આત્મા કહિયે સોય.
તો કહેશો, 'ત્ર્યમ ત્રણ્ણે વાય, એક એકને આશ્રય થાય. ૨૩
ચોથે આતમપણુ તાદર્શ;" પણ કહે શુક ત્યહાં; પામે હર્ષ:
"એ ત્રણ્ણ્યેનૂં જે છે જ્ઞાન, તે આત્મા પોતે ભગવાન. ૨૪
સાક્ષી થૈને જોતો જેહ, આશ્રયમય પરમાત્મા તેહ.
ત્રણ્ણ્યેનો આશ્રય એ થશે; એહ્‌નો પણ્ય આશ્રય કો હશે. ૨૫
પોતાનો આશ્રય સ્વયમેવ, એહ્‌નો નહીં કો આશ્રય એવ.
વિશ્વ તણો આશ્રય એ સાર; પોતે પોતાનો આધાર." ૨૬
પેહ્‌લાં એમ કહ્યૂં શુક વ્યક્ત, 'વિરાટ પુરુષ થકી છે જગ્ત.
તે તુઝને હૂં ભાખિશ એવ,' તે વિસ્તારે કહે શુકદેવ— ૨૭
"પુરુષ પુરાણ એ તાં તદા, અણ્ડ ભેદી પ્રગટ્યો યદા,
માયા ઉપાધિ અણ્ડમહાં, અહમ્ભાવ માન્યો છે જ્યહાં. ૨૮
બ્રહ્માણ્ડ-ઉત્પત્તિ-પેહ્‌લો હતો, પોતાનૂં સ્થાનક ઇછતો
સ્વયં શુદ્ધ ઇશ્વર જે માટ્ય, નિર્મલ સરજ્યૂં જલ તે માટ્ય. ૨૯
પોતે સરજ્યા પાણી માંહ્ય, સહસ્ર વરસ વસ્યો નર ત્યાંહ્ય.
તે માટ્યે નારાયણ-નામ; પુરુષોદ્ભવ તે અપ અભિરામ. ૩૦
દ્રવ્ય મહાભૂતાદિ ભેદ, કર્મ-નિમિત્ત વખાણ્યૂં વેદ.
કાલ સદા અક્ષય ભાસના; સ્વભાવ તાં કહિયે વાસના. ૩૧

જીવ સ્વયં ભોક્તા નિરવાણ્ય, પરમાત્માથી પ્રગટ્યા, જાણ્ય.
જેહની ઇચ્છાયે સમરથ; અણ-ઇચ્છાયે જાણે વ્યર્થ. ૩૨
યોગરૂપ શય્યા ચૈ ઈશ, ઇચ્છાયે ઊઠ્યા જગદીશ
એકરૂપ આપે જે હતા, અનેક તા થાવા ઇચ્છા. ૩૩

હિરણ્મય વીરય સર્જિયૂં, સત્ત્વાદિક ત્રય-માયા-મયૂં.
સ્વયંદેહ સરજ્યો અવિનાશ, અનેક ભાસ કરયો પરકાશ. ૩૪
અધિદૈવ, અધ્યાતમ સાર, અધિભૂત, એ ત્રણ્ય પ્રકાર.
એક પુરુષનૂં વીરય વેદ, ત્રણ્ય પ્રકારે પામ્યો ભેદ. ૩૫

ક્રિયાશક્તિ-આદ્યે ત્રણ્ય રૂપ; સાભલ્ય તેહ વ્યવસ્થા, ભૂપ!
ઇન્દ્રિય અભિમાની ગુણવાન, અન્તઃકરણ ચતુષ્ટય માન. ૩૬
પઞ્ચભૂત-અભિમાની દેહ, ત્રણ્ય પ્રકારે નિપ્જ્યો તેહ
શરીર-મધ્યે જે અવકાશ, તેહમાં પુરુષ રમે પરકાશ. ૩૭

તે આકાશ થકી ત્રય હોય: ક્રિયાશક્તિયે પ્રગટવા સોય.
ઇન્દ્રિયશક્તિ અને મનશક્તિ, દેહશક્તિ એ ત્રણ્યે વ્યક્ત. ૩૮
ત્રણ્યશક્તિરૂપી, સુણ્ય, ભૂપ! પુરુષ તણૂં એ સૂક્ષમ રૂપ.
સૂક્ષમ તનથી પ્રગટ્યો પ્રાણ, સૂત્રરૂપ સન્ધાવા, જાણ્ય." ૩૯

શરીરન બન્ધારણ મુખ્ય, અસ્થિનામ તેહનૂં કહે શખ્ય.
વલી પ્રાણની મોટમ્ય કહે, રાય પરીક્ષિત મનમા લહે: ૪૦
"સર્વ જીવનના ઇન્દ્રિય જેહ, પ્રાણવિનાસે વિનસે તેહ.
પ્રાણ શમ્યે તે સર્વે શમે, (જ્યમ) રાજા પાખલ્ય સેવક રમે. ૪૧

પ્રાણવાયુ ચાલે ઘટમાય, ક્ષુધા, તૃષા, શોકે કરી થાય.
ભક્ષણ પાન-મનોરથ યદા, દેહમાં મુખ ભેદાયૂં તદા. ૪૨
મુખમા તાલુ પ્રકાસ્યૂં હવે; તે મધ્યે જિહ્વા સમ્ભવે.
જિહ્વાયે ગ્રહવાને યોગ્ય નાનાસ્વાદ, શક્તિ-સમ્ભોગ. ૪૩

એમ અનુક્રમથી અધિકાર, સઘલે જાણે ચ્યાર પ્રકાર.
અધિષ્ઠાન તાલુ તેહનૂં, જિહ્વા-ઇન્દ્રિય છે જેહનૂં. ૪૪

નાનારસ તે વિષય-વિચાર, વરણ દેવતા જાણો સાર.
વચન બોલવા ઈછ્યૂં યદા મુખ્ય વહ્નિ પરકાશ્યૂં તદા. ૪૫
વહ્નિ દેવતા ઇન્દ્રિય વાણ્ય, વચન બોલવૂં વિષય-પ્રમાણ.
જેજે ઇન્દ્રિયના જે કામ, બોલ્યા નાના વિષય વિરામ, ૪૬
દેહ પ્રકાસ્યા પૂંઠે હોય, પુરુષ તણી તા વાણી સોય.
જિહ્વા-રસ-ઉત્પત્તિ જલમાય ઘણા દિવસ સુધી રૂંધાય, ૪૭
પ્રાણવાયુ ચાલે અત્યન્ત, મુખમારગ્ય અકુલાયે અંત્ય,
બે છિદ્રે ફૂટી નાસિકા, પ્રાણવાયુ જાવા વાસિકા. ૪૮
ઘ્રાણેન્દ્રિય-નામે તે એવ, ગન્ધ વિષય ને વાયુદેવ.
જ્યાહરે આહા અન્ધારૂં ઘણૂં, નવ્ય દેખે અન્યત આપણૂં, ૪૯
આત્મ દેહ ને બીજૂં અન્ય, યદા ધરયૂં જોવાનૂં મન,
અક્ષિ ભદાયા તે સમે, ચક્ષુ-ઇન્દ્રિય તેહમાં રમે. ૫૦
સૂરય ત્હા કહાવે દેવતા, રૂપ વિષયને જે સેવતા.
વેદે જે ગુણ વર્ણન કરયૂં, તે સાભળવાનૂં મન ધરયૂં; ૫૧
કર્ણ ભેદ પામ્યા નિરધાર, દિશા દેવતાનો આધાર.
ઇન્દ્રિય શ્રોત્ર કહાવે સહી, શબ્દ વિષય ગ્રહવો છે અહીં. ૫૨
વસ્તુનૂં કોમલ-કાઠિન્ય, ગુરુ-લઘુ-ઉષ્ણ-શીતલતા અન્ય;
એહવા ભેદ જાણવા ત્યદા, ત્વચા ભેદ પામી તનુ મહીં. ૫૩
યદ્યપિ કો જન એહવૂં કહે, હલુવૂં, ભારે હાથે લહે,
હસ્ત વિશે ત્વક ઇન્દ્રિય જેહ, તેહ તણો ગુણ જાણો એહ. ૫૪
તેહ ત્વચાને બાહરે માય, સ્પર્શ વિષે વ્યાપ્યો છે વાયુ.
ત્વક ઇન્દ્રિયને ઊપરય એહ, કહૂં સુકન-સ્પર્શ છે જેહ. ૫૫
રોમ ત્યહાં ઇન્દ્રિય કહેવાય; તેહના દેવ મહિરૂહ થાય.
અન્તર બાહર સ્પર્શ ભેદના, જાણો સુખ ને વળી વેદના. ૫૬
તેહને ત્વચા કહે સહુ કોય. તેહના વાયુ દેવતા હોય."
એ વિધ્ય બહુ વ્યવસ્થા કરી, તૃતીયસ્કન્ધે કહેશે ફરી; ૫૭

નાના કામ કરેવા અર્થ, બોલે ઇન્દ્રિયનાં સામર્થ્યઃ
"વક્તા ઇન્દ્રિય, હસ્તેન્દ્રિય દેવ, ગ્રહવૂં, ત્યજવૂં કારન્ય એવ. ૫૮
મન-ગમતી ગતિ કરવા કામ, પ્રગટ થયાં બે પદ અભિરામ.
યજ્ઞરૂપ વિષ્ણુ દેવતા, અધિષ્ઠાન-રૂપે સેવતા. ૫૯

ગમન કરયે જે કારન્ય થાય, તે મધ્યે ઇન્દ્રિય કહેવાય.
ગમન કરે પામીને જેહ, યશ કેરી સામગ્રી તેહ. ૬૦
તેહ્‌ના વિષય કહાવે સહી, મનુષ લોકને એ ગતિ કહી.
યજ્ઞ વિના અન્યત આણવી, સર્વ જીવને ગતિ જાણવી. ૬૧

અપત્ય ઊપજાવાને દ્વન્દ્વ, વળી પ્રકાશ થવા આનન્દ,
પુત્રાદિકથી સ્વર્ગે જવા, શિશ્ન પ્રકાશ્યૂં સુખ જાણવા. ૬૨
ઉપસ્થ-ઇન્દ્રિય ત્યહાં સેવતા; પ્રજાપતિ કહાવે દેવતા;
કામ અને વળી સ્ત્રીસમ્ભોગ, એહો સુખનો જ્યહાં 'સઞ્જોગ. ૬૩

ભુક્ત અન્નનો જે મલ હોય, તેહ્‌ને ત્યજવા ઇછિ સોય;
અધિષ્ઠાન ગુદ પ્રગટ્યૂ ત્યાહ, પાયુ-ઇન્દ્રિય છે જે માંહ. ૬૪
મિત્ર દેવતા જેહ્‌નો સાર, મલત્યાગ ત્યહાં વિષય વિચાર,
દેહ-રૂપિયા પુરથી એહ, પ્રાણ પ્રવેશે અન્યત દેહ. ૬૫

તેહ્‌ને અર્થે નાભિદ્વાર પ્રગટ કરચૂં જાણો નિરધાર.
નાભિ-મધ્યે પ્રાણ-અપાન, બેઉ યે વાયુ તણૂં સન્ધાન. ૬૬
તે બેહૂય ત્રુટે જે સમે, મરણકાલ કહે તે સમે.
અન્ન-પાન સંહરવા સહી, કુક્ષિ-અન્ત્ર ને નાડી થઈ. ૬૭

અન્ન સંગ્રહે, અન્ત્ર પ્રધાન, નાડ઼ી થૈ સંહરવા પાન.
અન્ત્ર ને નાડી બેહૂનૂં, અધિષ્ઠાન કુક્ષિ તેહ્‌નૂં. ૬૮
અન્તર ને નાડ઼ી એવ તાં નદી અને સાગર દેવતા.
અન્ન તણો આશ્રય જે અન્ત્ર, તેહ્‌નો તુષ્ટિ વિષય સ્વતન્ત્ર. ૬૯
પાન-આશ્રયી નાડ઼ી જાણ્ય; તેહ્‌ના પુષ્ટિ વિષય પરમાણ.
તુષ્ટિ ઉદર-ભરણનૂં નામ, પુષ્ટિ કહાવે રસ-પરિણામ. ૭૦

આતમ-આમાને જાણવા, વિચાર કરી અન્તર આણવા,
હૃદય ભેદ પામ્યું અવકાશ, મન ઇન્દ્રિય તેહમા અભ્યાસ. ૭૧
મનનો ચન્દ્ર દેવતા જલ્પ, વિષય મનોરથ તે સઙ્કલ્પ."
અધિદૈવાદિક ભેદે તેહ, વિભાગ તેહનો કીધો એહ. ૭૨

તેહના અંશજ ધાતુ એવ. તેહનું રૂપ કહે શુકદેવ—
"ત્વચા, ચક્ષુ ને માંસજ ગાઢ, રુધિર, મેદ, મર્જ્જા ને હાડ; ૭૩
સાત ધાતુ બોલ્યા એ સાર, ભૂમિ અપ ને તેજ-વિકાર.
વ્યોમ-અમ્બુ-વાયુથી થયો, પ્રાણવાયુ પરકાશી કહ્યો. ૭૪

પઞ્ચભૂત ધાતુ પરકાશ, નવ્ય લીધા વાયુ આકાશ.
વૃદ્ધિ ન પામે ક્હારે કરી, તે માટે નવ્ય લીધા ફરી. ૭૫
ઇન્દ્રિય એકાદશ છે જેહ, વિષય-સ્વરૂપી જાણો તેહ.
પઞ્ચ ભૂતથી વિષય-પ્રકાશ અહઙ્કારના કલ્પ્યા આશ. ૭૬

સકલ વિકાર તણું જે રૂપ, તેના મનને જાણો, ભૂપ!
જેથી ભૂતારથ-વિજ્ઞાન, તે તો બુદ્ધિ લહો, રાજન! ૭૭
મન-બુદ્ધિનૂ એહ સ્વરૂપ, સ્થૂલ રૂપ એ મોટૂં, ભૂપ!
સ્થૂલ રૂપ એ ભગવત તણૂ, તે તુજ પ્રત્યે ભાખ્યૂં ઘણૂ. ૭૮

મહાદિક આવરણે અષ્ટ બાહરથ જે વીંટ્યૂ છે સ્પષ્ટ,
સ્થૂલ રૂપ. જે લિઙ્ગ શરીર, સાભળ્ય, તુઝને ભાખૂ, ધીર! ૭૯
હવે કહૂં, સુણ્ય સૂક્ષ્મ દેહ, સ્થૂલરૂપનૂં કારણ તેહ
લિઙ્ગશરીર સદા અવ્યક્ત, નિરાકાર નવ્ય દીસે વ્યક્ત. ૮૦

ઉત્પત્તિ, સ્થિતિ ને લયહીન, એકરૂપ તો સદા અદીન.
વાણી-મનને ગોચર નહીં, સૂક્ષ્મ રૂપ સનાતન સહી. ૮૧
ઉપાસનાને અર્થે તેહ, ભગવતમા આરોપ્યા બેહ.
મહાપુરુષ તે મિથ્યા ગણો;" પરીક્ષિત પ્રત્યે શુકજી ભણે. ૮૨
"કાર્ય-કારણ એ બે રૂપ, મેં તુઝને જે ભાખ્યા, ભૂપ!
પણ્ડિત એહને માને નહીં; માયાસમ્બન્ધી જાણે સહી."

બ્રહ્મરૂપ-ધારી જે હરિ, વાચ્ય-વાચકતા એકે કરી
નામરૂપની ક્રિયા ગ્રહી [ પરમ અકર્મક કર્મ લહી,]	૮૪
તે વિસ્તાર કહે શુકદેવ, સાઢા ત્રણ્ય શ્લોકે તા એવ·
"પ્રજાપતિ, મનુને વલી દેવ, શબ્દ, પિતર સહ અલગા એવ. ૮૫
સિદ્ધ તથા ચારણ, ગાન્ધર્વ, વિદ્યાધર ને પન્નગ સર્વ,
કિન્નર, અપ્સર ને વલી નાગ, સર્પ અનેક પુરુષના ભાગ,	૮૬
પિશાચ, માતા, રાક્ષસ, પ્રેત, વલી વિનાયક ભૂત સમેત,
કુષ્માણ્ડોન્માદિક, વૈતાલ, યાતુધાન, ગ્રહ બલી વિશાલ,	૮૭
ખગ, મૃગ, પશુ અને વલી વૃક્ષ, ગિરિ, પર્વત, સરિતા, સૂપ લક્ષ,
સ્થાવર, જઁગમ બહુયે ભાત્ય, જરાયુજાદિક ચ્યારુરે જાત્ય,	૮૮
જલ-થલના વાસી સર્વદા, નભ-ગામીને સરજે સદા."
પરીક્ષિત રાજા પૂછે એવ, "કર્મગતિ મુઝને કહો, દેવ!"	૮૯
ગતિ જેટલી જેહવી હોય, તે ઊપરચ બોલે શુક સોય—
"ઉચ્ચ, નીચ ને મધ્યમ અતિ, કર્મ તણી છે ત્રિવિધા ગતિ. ૯૦
ઉચ્ચ, નીચ ને મધ્યમ કર્મ, તેહવા ફલ એ પામે પરમ.
સત્ત્વ-રજસ્તમ ત્રણ્યે ઠામ, દેવ, મનુષ્ય ને નારક નામ.	૯૧
તેહ્મા એક એક ગતિ તણા ત્રણ્ય ત્રણ્ય છે ભેદજ ઘણા.
સ્વભાવ એક એક ગુણ તણો, અન્ય ગુણે કરી હણિયે ઘણો. ૯૨
એમ કરન્તા નાના ભેદ, કર્મગતિયે જાણ્યો વેદ.
બ્રહ્મારૂપે સૃષ્ટિ કહી, વિષ્ણુરૂપે પાલે સહી.	૯૩
તે એ વિષ્ણુ સ્વયં ભગવાન, વિશ્વરૂપધારી, રાજાન!
સુર-નર-તિર્યક્મા અવતરી, પાલે, પોખે, થાયે હરિ.	૯૪
પોતે વિશ્વ પ્રકાશ્યૂ જેહ, રુદ્ર થઈ સંહારે તેહ.
સૃષ્ટિરૂપ જે છે ભગવન્ત, અસૃષ્ટિ-રૂપે દેખે સન્ત.	૯૫
જન્મ ધરેવાને જીવને કર્મ કહ્યા, પણ નહિ શિવને.
બ્રહ્મ-કલ્પ એ કહ્યો અનલ્પ, ભાખ્યો સહિત-અવાન્તર-કલ્પ," ૯૬

મહાકલ્પ મહદાદિક સર્ગ, અવાન્તરે સચરાચર વર્ગ,
તૃતીયસ્કન્ધે કહેશે જેહ, અથ સમ્બન્ધ પ્રકાશે તેહઃ ૯૭
"કાલ તણું જે જે પરિમાણ, લક્ષણ-વિગ્રહ, કલ્પ-પ્રમાણ
આગલ્ય જેહવું બોલિશ અમ્યો, પદ્મકલ્પ કહો, સાભલ્ય તમ્યો." ૯૮
શૌનક સૂત પ્રત્યે કહે એહ, વૈષ્ણવ વિદુરે બોલ્યું જેહ.
બન્ધુ દુસ્ત્યજ વિદુરે મૂકિયા, તીરથ ખેતર કરવા ગયાઃ ૯૯
વિદુર તથા મૈત્રેય અનાદ્ય, તેહ્‌નેં કહો વર્તે સંવ્વાદ?
અથવા જે મૈત્રેય મસત્ત્વ, વિદુર પ્રત્યે તે બોલ્યા તત્ત્વ, ૧૦૦
મુને તમ્યો તે સર્વે કહો, વિદુર તણી જે ચેષ્ટા લહો.
વિદુરે બન્ધુ ત્યજ્યાં તા જેહ, તે કારણ મુઝને કહો એહ. ૧૦૧
તીરથ કરીને આવ્યા ફરી, તેહ કહો વિસ્તાર કરી.
એમ સુણીને બોલ્યા સૂત, સાભલ્ય, શૌનક! ગતિ અદ્‌ભુત. ૧૦૨
રાય પરીક્ષિત પૂછે એહ, મહામુનિ શુક બોલ્યા જેહ,
તે હું તુઝને ભાખિશ ફરી, રાજપ્રશ્ન-અનુસારે કરી. ૧૦૩
વિદુર અને મૈત્રેયજ તણુ, પ્રશ્ન કહ્યુ શુકદેવે ઘણું;
પૂછવૂ પ્રશ્ન પરીક્ષિત એવ, તૃતીયસ્કન્ધે કહે શુકદેવ. ૧૦૪
તેહ સમન્વ કહે અદ્‌ભુત, શૌનકને પૌરાણિક સૂત.
**શ્રીધર સ્વામી** કહે દીનતા, પોતાની પર આધીનતાઃ ૧૦૫
'જે કીધું છે સાહસ જેહ, ક્ષમા કરો, સાધુજન! તેહ.
મેં મુઝને થાવા પ્રતિબોધ, કરયૂં શાસ્ત્ર એ જાણો શોધ.' ૧૦૬
ઇતિ ભાગવત-દ્વિતીયસ્કન્ધ, બ્રહ્મા-નારદનો સમ્બન્ધ,
દશમો અધ્યા પૂરણ થયો; સ્કન્ધ એહ પરિપૂરણ થયો. ૧૦૭
ત્રેપન શ્લોક તણો વિસ્તાર રત્ને કરયુ યત્ને વિસ્તાર.
સંવ્વતની સઙ્ખ્યા સવિલાસ, સત્તરશે ઓગણપચ્ચાસ, ૧૦૮
કાર્તિક વિધુસહ એકાદશી, વાર વિધુસહિત ઉલ્લસી.
**મેઘ-તનય દર્ભાવતી ગામ, શ્રીમાલી રત્નેશ્વર-નામ,** ૧૦૯

# પરિશિષ્ટ ૧ લું

## સપ્તશ્લોકી ભાગવતનો સાર

### સ્કન્ધ ૨ જો— અધ્યાય ૯–શ્લોક ૩૦–૩૬

કડી ૭૪—બ્રહ્માયે ચાર પ્રશ્ન કરેલા–૧. પરનું જ્ઞાન, ૨. અવરનું જ્ઞાન, ૩. શિક્ષા અને ૪. ગર્વાભાવ. અહીં આ **સપ્તશ્લોકી ભાગવત**માં ૧ શ્લોક (કડી ૭૪-૭૬)થી પરનું જ્ઞાન; ૧ શ્લોક (કડી ૭૭મી)થી અવરનું જ્ઞાન; ૪ શ્લોક (કડી ૭૯–૯૬)થી શિક્ષા અને છેલ્લા ૧ શ્લોક (કડી ૯૮)થી ગર્વનો અભાવ પ્રભુયે સૂચવ્યો છે.

**વેદાન્ત-સિદ્ધાન્ત**—આ અધ્યાયના ૩૦ થી ૩૬ એ સાત શ્લોક એ **સપ્તશ્લોકી ભાગવત**. તેમાં ૩૦–૩૧માં બન્ને પ્રકારનું જ્ઞાન કહી વેદાન્ત-સિદ્ધાન્ત ૩૨–૩૪માં આપવામા આવ્યો છે. (ચતુઃશ્લોકી ભાગવત અહીંથી. ચાર શ્લોક.) વેદાન્ત-સિદ્ધાન્તવાળા તેના ત્રણ શ્લોક એ છે કે—

> "अहमेवासमेवाग्रे नान्यद्यत्सदसत्परम् ।
> पश्चादहं यदेतच्च योऽवशिष्येत सोऽस्म्यहम् ॥ ३२ ॥

—હુંજ પૂર્વે હતોજ. સત્–અસત્–પર બીજું કાંઇજ ન હતું. (પર=પ્રકૃતિ) પછીથી આ જે કાંઇ છે, તે હું છું. પ્રલય બાદ જે કાંઇ બાકી રહે છે, તે હું છું." શ્રીધરે પણ આજ અર્થ આ શ્લોકનો આપ્યો છે. આમાં જગદાદિને મિથ્યા કહેવાનો ભાગવતકારનો લેશ પણ આશય નથી. **सर्वं खल्विदं ब्रह्म तज्जलान्** એ બૃહદારણ્યક ઉપનિષદના વાક્ય મુજબ આ બધુંજ અખણ્ડ અદ્વૈત એકજ બ્રહ્મ છે. એ સિદ્ધાન્ત ઉપરના શ્લોકમાં સ્પષ્ટ છે.—આ વ્યાસે આપેલો **ઉપક્રમ** છે. હવે બીજો શ્લોક જોઇયેઃ—

ગીર્વાણી વાણીનો કવિ, તોહે પ્રાકૃતની મતિ હવી
જડમતિ જાણે જ્ઞાન વિચાર, એ અર્થે કીધો ઉપકાર.
પૂરણ કીધો દ્વિતીયસ્કન્ધ, યથાબુદ્ધિમાને સમ્બન્ધ. ११० / ૯૫૨

**इति श्रीभागवते महापुराणे द्वितीयस्कन्धे पुरुषसङ्ख्यानु**
**वर्णन नाम दशमोऽध्यायः ॥ १० ॥ ***

---

शाके षोड़शवेदचन्द्रगणिते पक्षे सिते कार्तिवै-
कादश्या विधुवासरे तनुवरे दर्भावतीवासिना ।
रत्नेशेन धनात्मजेन कमलामाली-द्विजेन ध्रुवं
श्रीमद्भागवतस्य प्राकृतगिरा स्कन्धो द्वितीय कृतः ॥१॥ / ૯૫૩

દ્વિતીયસ્કન્ધ સમાપ્ત

---

પુષ્પિકા —

સંવત ૧૮૧૯ના ભાદ્રપદે સીતે પક્ષે ૮ ગુરુવાસરે વાગરામધ્યે તત્ર આયાત નવપુરવાસી ઉદીચ્ય ટોલકીયા પંડ્યાઃ દેવશંકર શ્રીદેવ લખીતમીદ પુસ્તક સ્વયં પઠનાર્થં વા પરોપકારાય ઃ ॥ શ્રીરસ્તુ શુભ ભવતુ

---

* બન્ને સ્કન્ધોનૂ સમ્પાદનકાર્ય તા. ૩૧-૫-૩૫ને દિને પૂર્ણ.

# પરિશિષ્ટ ૧ લું

## સપ્તશ્લોકી ભાગવતનો સાર

### સ્કન્ધ ૨ જો— અધ્યાય ૯—શ્લોક ૩૦–૩૬

કડી ૭૪—બ્રહ્માયે ચાર પ્રશ્ન કરેલા–૧. પરનું જ્ઞાન, ૨. અવરનું જ્ઞાન, ૩. શિક્ષા અને ૪. ગર્વાભાવ. અહીં આ **સપ્તશ્લોકી ભાગવત**માં ૧ શ્લોક (કડી ૭૪-૭૬)થી પરનું જ્ઞાન; ૧ શ્લોક (કડી ૭૭મી)થી અવરનું જ્ઞાન; ૪ શ્લોક (કડી ૭૯–૯૬)થી શિક્ષા અને છેલ્લા ૧ શ્લોક (કડી ૯૮)થી ગર્વનો અભાવ પ્રભુયે સૂચવ્યો છે.

**વેદાન્ત-સિદ્ધાન્ત**—આ અધ્યાયના ૩૦ થી ૩૬ એ સાત શ્લોક એ **સપ્તશ્લોકી ભાગવત.** તેમાં ૩૦–૩૧મા બન્ને પ્રકારનું જ્ઞાન કહી વેદાન્ત-સિદ્ધાન્ત ૩૨–૩૪માં આપવામાં આવ્યો છે. (ચતુઃશ્લોકી ભાગવત અહીંથી. ચાર શ્લોક.) વેદાન્ત-સિદ્ધાન્તવાળા તેના ત્રણ શ્લોક એ છે કે—

"अहमेवासमेवाग्रे नान्यद्यत्सदसत्परम् ।
पश्चादहं यदेतच्च योऽवशिष्येत सोऽस्म्यहम् ॥ ३२ ॥

—હુંજ પૂર્વે હતોજ. સત્–અસત્–પર બીજું કાંઇજ ન હતું. (પર=પ્રકૃતિ) પછીથી આ જે કાંઇ છે, તે હું છું. પ્રલય બાદ જે કાંઇ બાકી રહે છે, તે હું છું." શ્રીધરે પણ આજ અર્થ આ શ્લોકનો આપ્યો છે. આમાં જગદાદિને મિથ્યા કહેવાનો ભાગવતકારનો લેશ પણ આશય નથી. **सर्वं खल्विदं ब्रह्म तज्जलान्** એ બૃહદારણ્યક ઉપનિષદનો વાકય મુજબ આ બધુંજ અખણ્ડ અદ્વૈત એકજ બ્રહ્મ છે. એ સિદ્ધાન્ત ઉપરના શ્લોકમાં સ્પષ્ટ છે.—આ વ્યાસે આપેલો **ઉપક્રમ** છે. હવે બીજો શ્લોક જોઇયેઃ—

" ऋतेऽर्थं यत्प्रतीयेत न प्रतीयेत चात्मनि ।
त विद्यादात्मनो माया यथाऽऽभासो यथा तम ॥३३॥

મૂળ પદાર્થ સિવાય આત્માને વિશે આ જે કાઇ દેખાય છે (=વસ્તુસ્થિતિયે બ્રહ્મરૂપજ હોવા છતા તેનાથી જુદુ એવૂ જગત્-જીવતા) અને જે ખરૂ (=પરમાત્મ તત્ત્વ) નથી દેખાતૂ, તેને આત્માની માયા જાણવી. ત્યા દૃષ્ટાન્ત એ કે-જેમ બે ચન્દ્ર દેખાય=આભાસ થાય, વસ્તુસ્થિતિયે એક જ ચન્દ્ર છે છતા, તે માયા=મિથ્યા જ્ઞાનનૂ કારણ છે તેજ રીતે જેમ અન્ધકાર વસ્તુસ્થિતિયે, અન્ધકાર એટલે તેજનો અભાવ હોવા છતા મિથ્યાજ્ઞાનથી તેનૂ અન્ધકાર એવૂ નામ આપવામા આવ્યૂ છે"

આ શ્લોકમા જગત જીવ એ માયાકાર્ય છે એટલે તે નથીજ, એમ કહેવાનો આશય નથી પાછના શ્લોકમા કહ્યા મુજબ બધૂ જ પરમાત્મમય છે, એટલે આ આપણી નજરે પરમાત્મતત્ત્વથી અનગ એવી જે જગત્તા-જીવતા પ્રતીત થાય છે તે પ્રતીતિ માત્ર માયિક=મિથ્યા છે, તે પદાર્થ તો બ્રહ્મરૂપજ છે જેને આપણે અજ્ઞાને જીવ-જગત પરમાત્માથી નિરાળા માન્યા છે, તે પદાર્થ કોઇ વસ્તુ-જ ન હોય તો પૂર્વ શ્લોકના "બધૂજ બ્રહ્મ" એ સિદ્ધાન્તને બાધ આવે

ત્રીજો શ્લોક જોવાથી એ વસ્તુ વધૂ સ્પષ્ટ થશે—

" यथा महान्ति भूतानि भूतेषूच्चावचेष्वनु ।
प्रविष्टान्यप्रविष्टानि तथा तेषु, न तेष्वहम ॥ ३४ ॥

જેવી રીતે પઞ્ચ મહાભૂતો ઉચ્ચ અને અવચ એવા ભૂતોમા અનુપ્રવિષ્ટ (સરજ્યા પછી પેઠેલા) દેખાય છે, વસ્તુસ્થિતિયે પાછળથી પ્રવેશેલા નથી પણ તદ્રૂપજ ભૂતો છે તેજ પ્રમાણે હુ તે મહાભૂતોમા અને ભૂતોમા સરજીને પછીથી પ્રવેશેલો ભાસુ છૂ. વસ્તુસ્થિતિયે

તેઓમાં પાછળથી પ્રવેશેલો નથી પણ તે બધામાં સમન્વિતજ છું."
—પૂર્વ શ્લોકનૂં આ ઉદાહરણ છે—કેમકે આ શ્લોકના આરમ્ભમાં યથા શબ્દ છે.*

મહાભૂતો દરેક જડ–ચેતન પદાર્થમા ઓતપ્રોત છે. તે વાતનો કોઇ પણ થોડ઼ોજ અસ્વીકાર કરે તેમ છે ? જો અસ્વીકાર કરવામા આવતો હોય તો તે શું સૂચવે ? જ્ઞાનનો અભાવજ માત્ર. તેજ રીતે પ્રભુ બધાંજમા ઉપાદાન કારણ–રૂપે હોંવા છતા તેઓમા મૂળથી તે નથી, પાછળથી ભાસમાત્ર છે, એમ જે કહેવાય તે શું ? તેજ **માયા–મિથ્યા** = વિપરીત જ્ઞાન.

મહાભૂતો પદાર્થોમા ઓતપ્રોત છે, તેજ રીતે પ્રભુ બધાંજમાં ઉપાદાન–કારણરૂપે અખણ્ડજ ઓતપ્રોત છે = બધૂંજ પરમાત્મરૂપ છે, એજ પરમ અર્થ છે. પાછળથી પ્રવિષ્ટ નથી. **न प्रतीयेत चात्मनि** એટલે જે આત્મામા આત્મસ્વરૂપ છે, તે દેખાતૂં નથી, અને આત્મસ્વરૂપથી ભિન્ન જગત્તા–જીવતા છે, તે પ્રતીત થાય છે.

---

* દશમ સ્કન્ધના ૩જા અધ્યાયમાં વસુદેવ–સ્તુતિના બે શ્લોકો આજ મતલબના સ્પષ્ટ છેઃ—

**स एव स्वप्रकृत्येदं सृष्ट्वाग्रे त्रिगुणात्मकम् ।**
**तदनु त्वं ह्यप्रविष्टः प्रविष्ट इव भाव्यसे ॥१४॥**
**सन्निपत्य समुत्पाद्य दृश्यन्तेऽनुगता इव ।**
**प्रागेव विद्यमानत्वान् न तेषामिह सम्भवः ॥१६॥**

—આદિમાં તે આપ આપની પ્રકૃતિમાં આ ત્રિગુણાત્મક જગતને સરજી, તેમાં પાછળથી પેઠેલા ન હોવા છતાં (એટલે મૂળથીજ ઉપાદાન કારણરૂપે સમન્વિત હોવાથી) પાછળથી પેઠેલા હો તેમ લાગો છો. (અવિકૃત ભાવો જે વિરાટની ઉત્પત્તિમાં ઉપાદત્ત છે, તેની વાત કરતાં કહે છે કે–) મળીને, સારી રીતે ઉત્પન્ન કરીને પાછળથી તેમાં ત્વક્ચર્મ વગેરે રૂપે પ્રવેશેલા દેખાય છે. પરન્તુ તેઓમાં તો તેઓ પ્રથમથીજ વિદ્યમાન (સમન્વિત) હોવાથી તેઓનો પાછળથી સમ્ભવ નથી.

તે પ્રતીતિમાત્ર માયા છે. એ માયાનો અર્થ હવે સમજવો કઠિન નહીં પડે. ઉપક્રમ અને ઉપસંહારની એકવાક્યતાથી આજ અર્થ સ્પષ્ટ છે.

**અન્વય** = પ્રભુ બધામા ઓતપ્રોત છે. **વ્યતિરેક** = ઓતપ્રોત હોવા છતા પણ તે શક્તિયો જગદાદિમા દેખાય છે, તેનાથી પરશક્તિવાળો છે, એમ તે સર્વથી વિશેષ છે. આ ઉભય પ્રકારે વિચારી સર્વત્ર જે સદા રહેલું છે, તેજ જ્ઞાન મેળવવું.



દશમે અધ્યાયે યુધિષ્ઠરને રાજ બેસારયા જી.
પછે શ્રીજી પોતે દ્વારકાં પધારયા જી ૧૭
એકાદશમે અધ્યાય સર્વાં-સહોદર સર્વે મળિયાં જી
માંહોમાંહે પરસ્પર ભળિયાં જી. ૧૮

ભગવદ્‌ભક્ત પરીક્ષિત રાજે જી,
જન્મ-વર્ણન દ્વાદશમે અધ્યાયે જી. ૧૯
ત્રયોદશમે વિદુરજી હસ્તિનાપુર આવ્યા જી,
તીરથ યાત્રા કરી સર્વ-મન ભાવ્યા જી ૨૦

ધૃતરાષ્ટ્ર ગાન્ધારીને લે સાથ જી,
વિદુરજી ચાલ્યા ઉત્તરા પાથ જી ૨૧
ચૌદશમે દ્વારકાથી અર્જુન આવ્યા ગેહ જી.
મુખ જોઇ યુધિષ્ઠિરે પ્રશ્ન પૂછ્યું એહ જી ૨૨

પન્દરમે અધ્યાય યાદવ-કુળ-ક્ષય કહ્યો જી,
પરીક્ષિતને રાજ્ય આપીને પાણ્ડવ ગયા જી ૨૩
સોળમે અધ્યાય પરીક્ષિતનો દિગ્વિજય કહ્યો જી,
પૃથ્વી-ધર્મ-કળિયુગને ત્યાં લહ્યો જી ૨૪

ધર્મ—રક્ષા સત્તરમે કીધી જી,
કળિયુગને સ્થાન આપી શિક્ષા દીધી જી ૨૫
પરીક્ષિતને વિપ્રશાપ થયો, તે અઢારે જી
ઓગણીશમે જે બેઠા ગઙ્ગા-કિનારે જી ૨૬

## ધોળ ૨ જું: પ્રથમસ્કન્ધ અધિકારલીલા

(પોષ વદિ નોમે શુભ વારજી-એ રાગ)

શ્રીમદ્‌વલ્લભ-ચરણે લાગૂજી ગુણ ગાઉં, વાણી એવી માગૂજી ૧
શ્રીવિઠ્ઠલનાથજી પૂરો આશજી જન્મો જન્મની જાણો દાસજી ૨
**અનુક્રમ શ્રીભાગવતનો કહિયેજી સ્કન્ધ તે દ્વાદશ એહના લહિયેજી** ૩
અધ્યા ત્રણશે ને બત્રીશજી પ્રાકૃત અધ્યા મલી ત્રણશે પાંત્રીશજી ૪
શ્લોક અઢાર હજાર પરમાણજી પ્રકરણ ત્રેતાલીશ નિરવાણજી ૫
ઓગણીશ અધ્યાયે પ્રથમસ્કન્ધજી ત્રણ પ્રકરણ કહ્યા છે પદબન્ધજી ૬

હીન પ્રકરણ ત્રણ અધ્યા લગણ થાએજી
પ્હેલે અધ્યાય શૌનક-પ્રશ્ન પૂછેવાએજી ૭
બીજે અધ્યાય સૂત પૌરાણિક ઉત્તર દીધાજી,
ભક્તિયોગને ઉત્કૃષ્ટ લા કીધાજી ૮

ત્રીજે અધ્યાય કથા અવતાર ચોવીશજી
બીજૂ પ્રકરણ-**મધ્યમ** કહૂ નામી શીસજી ૯
ચોથે ચિન્તા વ્યાસજીને થૈ નારદ આવ્યાજી
ઉપદેશ કરી પાચમે સમઝાવ્યાજી ૧૦

કીજિયે **શ્રીભાગવતનો** પરકાશજી,
જેથી થાએ તાપ-તિમિરનો નાશજી' ૧૧

છઠ્ઠે પોતાનૂ વૃત્તાન્ત નારદે કહ્યૂ જી
આગલે જન્મ જે સુખ-દુખ લહ્યૂ જી ૧૨
ત્રીજૂ પ્રકરણ-ઉત્તમ કહૂ તે જાણો જી
તેર અધ્યાય લગે એહ વખાણો જી ૧૩
સાતમે અધ્યાય બાણ અશ્વત્થામા કેરાં જી,
રક્ષા કરી સર્વેને રાખ્યા છે નેરાં જી ૧૪
આઠમે ઉત્તરા-ગર્ભ-રક્ષા કરી લીધી જી,
કુન્તાજીયે પ્રભુજીની સ્તુતિ કીધીજી ૧૫
ભીષ્મપિતાયે યુધિષ્ઠરને ઉપદેશ દીધો જી,
તે સર્વે નવમે અધ્યાયે પરસીધો જી ૧૬

દશમે અધ્યાયે યુધિષ્ઠરને[1] રાજ બેસારયા જી.
પછે શ્રીજી પોતે દ્વારકાં પધારયા જી ૧૭
એકાદશમે અધ્યાય સર્વ-સહોદર સર્વે મળિયાં જી
માંહોમાંહે પરસ્પર બળિયાં જી. ૧૮

બ્રહ્મસ્ત્રભસ્ત પરીક્ષિત રાખે જી,
જન્મ-વર્ણન દ્વાદશમે અધ્યાયે જી. ૧૯
ત્રયોદશમે વિદુરજી હસ્તિનાપુર આવ્યા જી;
તીરથ યાત્રા કરી સર્વ-મન ભાવ્યા જી. ૨૦

ધૃતરાષ્ટ્ર ગાન્ધારીને લે સાથ જી,
વિદુરજી ચાલ્યા ઉત્તરા પાથ જી. ૨૧
ચૌદશમે દ્વારકાંથી અર્જુન આવ્યા ખેદ જી.
મુખ જોઇ યુધિષ્ઠિર પ્રશ્ન પૂછ્યૂં એદ જી. ૨૨

પન્દરમે અધ્યાય યાદવ-કુલ-ક્ષય કહ્યા જી,
પરીક્ષિતને રાજ્ય આપીને પાણ્ડવ ગયા જી ૨૩
સોળમે અધ્યાય પરીક્ષિતનો દિગ્વિજય કહ્યો જી;
પૃથ્વી-ધર્મ-કલિયુગને ત્યાં લહ્યો જી. ૨૪

ધર્મ—રક્ષા સત્તરમે કીધી જી,
કલિયુગને સ્થાન આપી શિક્ષા દીધી જી. ૨૫
પરીક્ષિતને વિપ્રશાપ થયો, તે અઢારે જી.
ઓગણીશમે જે બેઠા નદી-કિનારે જી. ૨૬

સર્વસ્વ રાજને ત્યાગ કીધૂં જી.
શુકજીને પૂજીને મત લીધૂં જી. ૨૭
અધિકાર-લીલા તે એહ કહેવાએ જી
એ રસના કેમ કરીને ગુણ ગાએજી ? ૨૮

હરિદાસ-પ્રભુ શ્રીગોવર્ધનધારી જી,
શોભા નિરખી નિત્ય પ્રતિ જાઉં વારી જી. ૨૯

—o—

૧. પાઠાન્તર: બલિહારીજી.

## ઘોળ ૩ જું: દ્વિતીયસ્કન્ધઃ જ્ઞાનલીલા

### (તાણો ને વાણો તાંતણો–એ રાહ)

જ્ઞાન–લીલા દ્વિતીયસ્કન્ધ છે અધ્યા દશ તે માંહિ
પ્રકરણ એનાં ત્રણ છે: તત્ત્વધ્યાન પ્હેલું ત્યાંહિ. ૧
પ્હેલા અધ્યાય માંહિ કહ્યું સાક્ષાત્ યોગજ્ઞાન,
યોનાના જન–કારણે સ્થૂલ સ્વરૂપનું ધ્યાન. ૨

સૂક્ષ્મ સ્વરૂપનું ધ્યાન છે, તે તો અધ્યા બીજે.
હૃદય–પ્રસાદ પ્રકરણ બીજું, તેનો વર્ણવ ત્રીજે. ૩
ઉત્પત્તિ દેવતા સર્વની. તેની ભક્તિ સકામી.
સર્વ ત્યજી પ્રભુને ભજોઃ એ છે અન્તરયામી ૪

મનવાઞ્છિત ફલ પૂરશે; પૂરણકામ છે એહ
મઙ્ગલાચરણ શુકજીયે કીધાં ચોથા અધ્યાયમાં તેહ. ૫
તેમાં શ્રીજીની સ્તુતિ કરી; તે તો ક્યાં લગ કહિયે ?
ત્રીજું મનન પ્રકરણ છે; તે છ અધ્યાયમાં લહિયે. ૬

એક ઉત્પત્તિ, બીજી ઉપપત્તિ, તેના બેજ પ્રકાર
પ્રથમ ઉત્પત્તિ પ્રકાર છે, તેનો કીધો ઉચ્ચાર. ૭
નારદજીયે પૂછ્યું, બ્રહ્માજીયે કહ્યું; પાંચમે કરી માન
આધ્યાત્મિકજ્ઞાન પઞ્ચીકરણ સ્થૂલ સૂક્ષ્મનું જ્ઞાન. ૮

આઠ સ્વરૂપ વૈરાટનાં છઠ્ઠે અધ્યાયે જાણો.
સર્વ ઉત્પત્તિ પ્રભુથી થઈ, એમ કહી વખાણો. ૯
સાતમે અધ્યાયે શ્રીજીના વર્ણવ્યા ચોવીશ અવતાર
આઠમે અધ્યાથી જાણિયે ઉપપત્તિ–પ્રકાર. ૧૦
નારદે બ્રહ્માજીને પૂછિયું; તે તો એમાં કહિયે.
પોતાની ઉત્પત્તિ કહી નવમે અધ્યાયે લહિયે. ૧૧

ચતુઃશ્લોકી શ્રીભાગવતનો બ્રહ્માયે ઉપદેશ કીધો.
નારદજીયે હૃદયે ધરી શ્રવણે રસ પીધો. ૧૨
તે ઉપદેશ શુકદેવજીયે પરીક્ષિતને કહિયા.
શ્રીભાગવત–રસ સાંભળી કૃતારથ થિયા ૧૩

આધિભૌતિક, આધ્યાત્મિક, આધિદૈવિક સ્વરૂપ;
દશમે અધ્યાયે વર્ણન કર્યું, કહી તેનું રૂપ. ૧૪

અવશ્યે સુધારસ પાજિયે હૃદયમાં ધારી.
•હરિદાસ પ્રભુ-શોભા નિરખિયે શ્રીકુઞ્જવિહારી. ૧૫




• આ રીતે અધ્યાયે અધ્યાયનો સારી આપી બારે સ્કન્ધનાં પ્રકરણોના વિભાગ ગોસ્વામિનીજી શ્રીશોભામાજીએ આપેલ છે. રત્નેશ્વરના બીજા સ્કન્ધોમાં જ્યાં જ્યાં જરૂર પડશે ત્યાં ત્યાં તે તે સ્કંધોની યોજના આ રીતે પરિશિષ્ટોમાં આપવામાં આવશે.